
વિજ[illegible] ખંડેરોમાંથી 'કૃષ્ણા ખત્રી'

# આજે પણ

આમ જનતા કાપડ વિના મુઝાય છે

# અમારી ગ્રૂપ મિલો

આ સુઝવણ દૂર કરવા બનતો પ્રયાસ
કરી રહી છે

અમારી વિશિષ્ટતાઓ

| જહાંગીર મિલ | રૂસ્તમ મિલ |
|---|---|
| દોસૂતી | કેમ્બ્રિક |
| અને | અને |
| ટુવાલ | સાડીઓ |

| ન્યૂ જહાંગીર મિલ | નવજીવન મિલ (કલોલ) |
|---|---|
| કાઠિયાવાડમાં | પૉપલીન |
| પૂર્ણ વપરાતું | અને |
| છાપેલું કાપડ | સાડીઓ |


सर्वश्रेष्ठ अमेरीकासे

અદ્ભુત પ્રેમ અને
શૃંગારનાં
દસ
ચિત્રોનો
સંપુટ

રૂ. ૩–૪–૦

પોસ્ટેજ વગેરે
૦–૧૨–૦ જુદા




કુમાર કાર્યાલય લિમિટેડ — અમદાવાદ

વિદ્યાર્થીઓ, વેપારીઓ; વકીલો, વિદ્વાનો વગેરે મગજનું કામ કરનારાઓ માટે ખાસ




# ઝંડુનું પૌષ્ટિક ચાટણ કેસરી જીવન

નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં, સ્ત્રી-પુરુષ,
સૌ કોઈ એનું સેવન કરી શકે છે

## મહા રસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજા દીપન, પાચન ને પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આંમળાંમાંથી બનાવેલું સુશોભિત, સુવાસિત, સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ

કિંમત
૦। રતલના ડબ્બાના રૂ. ૨।।।
૦।। ,, ,, રૂ. ૩।=
૧ ,, ,, રૂ. ૬।।

### તેનું નિયમિત સેવન

લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.

કારખાનું:
મયાનીરોડ
મુંબાઈ–૧૪

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ–૨

અમદાવાદના એજન્ટ · ભોગીલાલ બ્રધર્સ · ગાંધીરોડ




# વરસાદની માફક પડતો હતો...



ભર જુવાનીમાં સફેદ થતા બાલ માટે જણાવવાનું કે મારી પણ એ જ ફરિયાદ હતી. માથામાંથી વરસાદની માફક ખોડો (ખોરો) પડતો હતો. પોણા ભાગના બાલ સફેદ થઇ ગયા હતા અને ખરી પડ્યા હતા. મોંઘા ઈગ્લિશ તેલો તેમજ શામ્પુ પછવાડે પૈસાનો વ્યર્થ ધુમાડો કીધા પછી જ એક આશીર્વાદ સમાન તેલ હાથ લાગ્યું. બ્રાહ્મી તેલો તો ઘણી જાતના આવે છે, પરંતુ તેમાં 'રામતીર્થ બ્રાહ્મી તેલ' (સ્પેશિયલ નં. ૧) મારે માટે એક રાહત અને આશીર્વાદ સમાન થઇ પડ્યું છે. તેનાથી આજે મારો ખોડો સદંતર બંધ પડી ગયો છે, અને ચાર મહીનામાં મારા સફેદ બાલે કુદરતી કાળો રંગ પકડ્યો છે અને નવા ઊગતા બાલ કાળા ઊગવા માંડ્યા છે. એ લગાડ્યા પછી રફતે રફતે સુધારો થતો જાય છે, કારણ કે એ બાલ રંગવાનો કોઈ કલપ નથી કે ઝટ દઇને લગાડે પટ દઇને બાલ કાળા થઇ જાય. એમાં ધીરજની ઘણી જરૂર છે. અને ફાયદો ચોક્કસ છે. કોઇનું પણ ભલું થાય એ ઈરાદાથી આ લખાણ કરુ છું. એક બાટલી બેથી વધુ મહીના ચાલે છે. બાલ ભરાવદાર પણ બને છે. તેલ સ્ત્રીઓ તથા પુરુષોને માટે એકસરખું ફાયદાકારક છે.

લી० મીસીસ ગુલબાઈ જાલ વાન્છા

---

ડિસેમ્બર '૪૮ આવતી કાલનાં નાગરિકોનું માસિક
અંક ૩૦૦

# પ્રકાશો, વરદાયિની!

અનુષ્ટુપ

સોનાને પગલે આવ, હે સ્વર્જ્યોતિ ધરા-તટે,
રજતો વેરતી તારાં મોતી-પૂર્યાં મહા ઘટે.

અહીં નંદનનો નંદ એનો ઉદ્યાન આદરો,
દિશાને સ્કંધ એનો તે દુપટ્ટો દિવ્ય ઊતરો.

મરુતો મર્મરો પેલી સપ્ત તેજોની ગોઠડી;
બેસી રહો ધરતી હૈયે અજાતા એક પ્રીતડી.

ॐ

અહો કંચનની કાયા ધરાને આપવી હવે,
એના આ પંકમાં પેલી પદ્મજા સ્થાપવી હવે.

આ ક્ષારાબ્ધિ થકી એક ક્ષીરાબ્ધિ રચવો હવે,
લલાટે સૃષ્ટિને ચંદ્ર સૌભાગ્ય ખચવો હવે.

નિશાને આંગણે નિત્યા ઉષા આમંત્રવી હવે,
મનુના ચિત્તમાં વિશ્વા ચિતિને તંત્રવી હવે.

ॐ

મૂકું છું વિશ્વને હૈયે અંગારો એક ઊર્ધ્વનો,
જલો એ જ્વલતી જ્યોતે સઘળાં ખાંડવી વનો.

ને આ શાંતિશિલા મારી સ્થાપું છું પૃથ્વીને ઉરે,
એની સૌ ઉગ્ર ઝંઝાઓ ઝીલું છું માહરે શિરે.

સુરમા તરુથી વેડી લાવું છું કલ્પનું ફૂલ,
ગૂંથું છું સૃષ્ટિને કેશે સિદ્ધિનું રક્ત ઉત્પલ.

ॐ

અહો આવ, અહો આવ, હે ભીરુ મનુબાળુડા,
ભાગ્યની સોગળો ખોલી નાખીએ આજ આકુડા.

આ છે શું વ્યોમ ઝૂકેલું? આ શી છે ધરતી અહીં?
આ શી છે ઉરમાં જ્યોતિ? શેની આ ભરતી રહી?

જેણે આદિત્ય પેટાવ્યા, જેણે આ વ્યોમ વિસ્તર્યાં
તેના અંદાર ભગીના તાદરે કાજ સંધર્યા.

ૐ

મનની મેડીએ નાની બારીમાં પ્રાણપંખીડું,
બેઠું છે પાંજરે પેસી રટતું એક ગીતડું:

कोऽहं कोऽहं, अहं सोऽहं, तत् त्वम्, तत् त्वम्, त्वमेव तत्
લાધેલો કયાંકથી મંત્ર સાધે છે તપસા મહંત.

અને પાતાલથી એક જાગેલી જ્યોત-દીવડી,
ખીણોનાં તમસો ખાતી આવે છે શિખરો ચડી.

ૐ

ઊર્ધ્વ મૂલ અને એની શાખાઓ વિસ્તરી અધસ્,
ઝાલી એ વડવાઈને આરોહે સૃષ્ટિનું તમસ્.

તમ એ તમસા ગૂઢ શૂન્યથી શૂન્ય શું હતું,
તેને કો જ્યોતિએ ઝાલી જલાવ્યું વ્યોમ ચીરતું.

એનાં આ તેજનાં ટોળાં, પટોળાં જગદંબનાં,
ન ફાટે, નહિ ફીટે એ, અંચળા પરબ્રહ્મના.

ૐ

જાગી જા, મનવા ઘેલા, ગોદમાં ગગનો તણી,
માંડી લે મીટ આકાશી સુધાના નેત્રની ભણી.

ઝંકી છે કાળથી જાણે ધરાની કલાન્ત આ ધુરા,
લઇ કો રથ પંખાળો પામવી સ્વર્ગની સુરા.

પ્રભુની પદગંગાનાં કમલો વીણી લાવવાં,
કમલા તણી આશીષે વનો આંહીં વસાવવાં.

ૐ

ગર્જતી ઘોર રાત્રિઓ, નિશાચર પિશાચના
આક્રોશો ભક્ષ્યના ભૂખ્યા, ભેંકારે રક્તયાચના.

ઋત-મંત્રે, પ્રભા-તંત્રે, કવચે કોટિ અર્કના,
સાધ તું સિદ્ધિ ત્યાં તારી— પરાત્પરની અર્ચના.

પૂર્ણોની પૂર્ણતા કેરો કેતુ હાથ મહીં ધરી,
ધરાનાં કર્ણમાં જા તું આ મારી વાત ઉચ્ચરી.

ૐ

જય હો, જય હે દેવી, સર્વ-સંકલ્પ-શાયિની!
અમારાં તપને તીરે પ્રકાશો, વરદાયિની!

સુન્દરમ્

## 'કુમાર'ને આરંભે

(એના પૃષ્ઠચિત્રનું અર્થરૂપક)

લાવો વ્હાલાં! કર પર ચઢે દિવ્ય જીવન-ધનુષ્ય,
બાંધું ભાથો, શર હૃદયના ભાવ, ને સાધું લક્ષ્ય;
શોભે ભાલે મનસખલનો, મોહું આકાશમાંહિ,
લૂંટો વ્હાલાં! ધનમન થતો [illegible]પ્રસાદ ભારી.

[illegible] પરમાર

## 'કુમાર'ને [illegible]સીએ

બઢો હજિ હજી [illegible]-અસવાર આગે બઢો
કસી અતુટ [illegible], વજ્ર કરમાં ધજા ધારી
ધસો, સહ-પ્રવાસી-સંઘ અદકો ચુંટી [illegible]
સુદૂર ક્ષિતિજો બધી પલ શું આંબવી આથમ
ચસો ન, અવરોધનો દલિત સૌ થશે હારી
અશેષ દશ આ દિશા ગજવી ડાબલે, માપ
અફાટ ફલકો ફલંગ ભરી કાલના, રોપવ
જયધ્વજ અકેક સિદ્ધિ-શિખરો ઉંચેરાં

પથે ચરણચિહ્નની વિતરી અંકના ઉર્ધ્વદા
ધ્વજે ધ્રુવ સમા અજેય ફરકાવતાં પૌરુષ
ઋચા વિશદ મંત્રવાણી વરસો યથા [illegible]
વરો વિભવ વિશ્વના, નવવિધાનની સંમુદા

રચો કણ અચેતથી સજીવ સૃષ્ટિનાં પુદ્ગ[illegible]
વિરાટ બની વિસ્તરો સ્વરૂપ સત્યનાં મંગ[illegible]

પિનાકિન્ ઠાકોર

## 'કુમાર'ને

તેં મુગ્ધ મુગ્ધ શિશુને કીધ બાલ્યકાળે,
ને સોણલે ભરી કિશોરની પ્રાણપંખા,
હોમાયંને શી કમનીય કલાની ઝંખા
મસ્તી મહીં મત યૌવન ફૂલડાળે.

એ કાલની પ્રથમ પ્રાત ધરીથી આજ
જે આ વિશાળ બની વિશ્વવિરાટ વ્યાપ્તિ,
તે પૃથ્વીના અણુથી અંકિત રૂપ સાજ;
સૌ અક્ષરે કીધ અમૂર્તની દૃશ્યપ્રાપ્તિ.

જે માનસે નીરવ ગુપ્ત ચિતિ સ્વરૂપે
લાવે વહી યુગયુગોની અનંત વાતે,
સત્યો સદા વિશદ, એ સ્મૃતિ સૂત્રરૂપે,
ઉત્ફુલ્લ તેજકિરણોથી અમોઘ પ્રજ્ઞા
કાલાન્તરે કદી અતીતની જ્ઞાનગર્ભા
જાગી રહો શતદલે તવ કોઇ પ્રાતે.

નીલકંઠ જાગીરદાર

# चरैवेति

# ચાલતો રહે

[ऋग्वेदः ऐतरेयब्राह्मण.]

અનુવાદ : રામનારાયણ વિ. પાઠક

नानाश्रान्ताय श्रीरस्तीति रोहित शुश्रुम ।
पापो नृषद्वरो जनः इन्द्र इच्चरतः सखा ॥
चरैवेति ।

શ્રાન્તને માટ નાનાશ્રી, એમ રોહિત, સાંભળ્યું,
બેસી રહેનાર છે પાપી, સખા ઇન્દ્ર ચલન્તનો.
(માટે તું) ચાલતો રહે.

લાંબો પંથ ખેડીને જે થાક રળે છે તેને જ અતુલ શ્રી તથા શોભા વરે છે. મહાનમાં મહાન માણસ પણ જો નિષ્ક્રિય બેસી રહે તો તે દારિદ્ર્ય ને અપકીર્તિમાં સરી પડે છે. જે સતત ચાલતો રહે છે તેને જ ઇંદ્રદેવ (ઋદ્ધિ ને સૌન્દર્ય)નો સાથ ને સખ્ય મળે છે.

માટે, હે યાત્રી! તું ચાલતો જ રહે, ચાલતો જ રહે

पुष्पिण्यौ चरतो जङ्घे भूष्णुरात्मा फलग्रहिः ।
शेरेऽस्य सर्वे पाप्मानः श्रमेण प्रपथे हताः ॥
चरैवेति ।

જંઘા સપુષ્પ થઈને ફળે છે ચાલનારની,
એના થાકે હણાયાં સૌ પાપો પંથે પડ્યાં રહે.
(માટે તું) ચાલતો રહે.

જે સદા ચાલતો જ રહે છે એ પ્રવાસીના થાકેલા પગ શ્રી ને સૌન્દર્યથી ફાલી ઊઠે છે; એટલેકે તેનો દેહ ને આત્મા નીરોગી ને હલત થઈ સમૃદ્ધ બને છે. જેમજેમ તે આગળ ધપે છે તેમતેમ એનાં પાપ નાશ પામીને રસ્તામાં જ ખરી પડે છે.

માટે, હે યાત્રી! તું ચાલતો જ રહે, ચાલતો જ રહે.

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥
चरैवेति ।

બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું, ઊભા રહેલનું,
સૂતેલાનું રહે સૂતું ચાલે ભાગ્ય ચલન્તનું.
(માટે તું) ચાલતો રહે.

આળસુ બેસી રહેનારનું નસીબ આળસુ જ રહે છે. ઊઠીને ટટ્ટાર થનારનું નસીબ પણ ઊઠીને ટટ્ટાર થાય છે. કોઈ જો પડ્યો રહે છે, તો એનું નસીબ પણ એની સાથે પડ્યું જ રહે છે. પરંતુ જે આગળ કદમ ઉપાડે છે તેનું નસીબ પણ તેની સાથોસાથ કદમ-બ-કદમ આગળ ધપતું જ રહે છે.

માટે, હે યાત્રી! તું ચાલતો જ રહે, ચાલતો જ રહે

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं सम्पद्यते चरन् ॥
चरैवेति ।

કલિયુગ થાય છે સૂતે, દ્વાપર બેસવા થકી,
બને ત્રેતા થતાં ઊભો, ચાલતો કૃત થાય છે.
(માટે તું) ચાલતો રહે.

ઊંઘના ઘારણમાં પડી રહેવું એ કલિયુગમાં હોવા બરાબર છે; ફક્ત જાગૃત જ થાય એ દ્વાપરમાં હોવા બરાબર છે; એ કૃતનિશ્ચય બનીને ખડો થાય તો એ ત્રેતામાં છે; પરંતુ જે ઘડીએ એણે આગળ ડગ માંડ્યું કે તરત સત્યયુગ પ્રવર્તી રહે છે.

માટે, હે યાત્રી! તું ચાલતો જ રહે, ચાલતો જ રહે

चरन् वै मधु विन्दति चरन् स्वादुमुदुम्बरम् ।
सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् ॥
चरैवेति ।

ચાલતો મધુને પામે, ચાલતો મીઠું ઊંબરું,
સૂર્યના શ્રમને પેખ, ચાલતાં જે ન આળસે.
(માટે તું) ચાલતો રહે.

આગે ડગ ભરતા રહેવું એ અમરત્વનું મધુ આકંઠ પીવા બરાબર છે. સતત ચાલતા રહેવું એમાં જ યાત્રાનું મધુરતમ ફળ રહેલું છે. તમારી નજર આગળ સૂર્યનો જ દાખલો લો ને! જ્યારથી સૃષ્ટિનું પરોઢ થયું ત્યારથી અનંતનો એ ભવ્ય યાત્રી સતત આગળ ધપતો જ રહ્યો છે. એણે પ્રવાસે પગલાં માંડ્યાં ત્યારથી ક્ષણભરને માટે પણ એ તંદ્રિત નથી બન્યો.

માટે, હે યાત્રી! તું ચાલતો જ રહે, ચાલતો જ રહે.

આગે કદમમાં આશીષ રૂપ ઐતરેય બ્રાહ્મણની આ વેદઋચા ૧૦૦મા અંકમાં આવી હતી.
આજે પા સદીનો પ્રવાસ પૂરો કરતા 'કુમાર'ની સાથે સૌ વાચકોને પણ તે પ્રેરક ઉદ્બોધન બની રહેશે.
ડાબી બાજુ મૂળ મંત્ર છે, જમણી તરફ તેનો સમશ્લોકી અનુવાદ છે, અને તે દરેક મંત્રની નીચે તેની વિસ્તૃત સમજણ.




# દર્શન

• પૃથ્વી •

"હિમાદ્રિ, અચલાધિરાજ, કરુણાર્દ્ર ગૌરીગુરો,
જરી જવનિકા કઠોર તવ શૈલમાલા તણી
–જરીક ઉચકી ન લે? પ્રગટ થાય ના થાય ત્યાં
વિલીન થઇ જાય ક્યાંય, તુજ તુંગ શૃંગો પુંડે,
મળેલું શિશુનેત્રને સુભગ મોંઘું જે દર્શન.

ભમ્યો કુહર, શૃંગશૃંગ ભટક્યો વનાની વિષે
અધીર રવડ્યો હું નિર્ઝરનદીતટે, ને જહીં
પ્રપાત જળના શિલાતટથી વ્યાઘ્રફાળે ધસે.
રમ્યો વિકલ દેવદારુ તણી રમ્ય છાયા મહીં,
અને અનિલ સાથ માંડી અણથંભ કૈં ગોઠડી.
નિરભ્ર નભની અતાગ શુચિ નીલિમા આંખમાં
ભરી ભરી ઉલેચી મેં દિન પછી દિનો, રાત્રિએ
દઈ ડૂબકી તાગ લીધ કંઈ લક્ષ નક્ષત્રના.
પરંતુ ગયું ક્યાં, મળે ન કયમ દેખવા તે અહો
નિહાળ્યું હતું જે મહાનગરની ભરી ભીડમાં?
લહ્યું ન અહીં શાંતિમાં, લહ્યું'તુ જેહ કોલાહલે!

તરે તુહિનના અફાટ પટ ઊપરે ડોલતાં
અનિદ્ર તવ નીલરક્ત દલ શુભ્ર પદ્મો સમાં
ભરી ક્ષિતિજવ્યોમ શૃંગ પર શૃંગ, મલક્યાં કરે.
તરંગિત વિશાલ સ્વપ્નસુષમા ધરાહૃદયની
પડી જ પથરાઇ સ્થૈર્ય ધરી રૂપ લૈ શાશ્વત.
પરોડ સમયે સ્ફુરે સ્મિતમુખી ઉષા અદ્રિએ
ક્ષણેક ક્ષણ અર્ધ વા, પ્રથમ રશ્મિ પૂષન્ તણાં
ઝિલી, સુહતી ત્યાં ધરાઉરની નિત્યકૌમારના
રસે ગહનરમ્ય સ્વપ્નસુરખી; સ્ફુરે ત્યાં શમે.
ઝલાય ન ઝલાય એ ઝલક દિવ્ય ચૈતન્યની.
અરે મુજનું સ્વપ્ન તે ય સરી એવું ચાલ્યું ક્યહીં.
થિજેલ પડ્યા પુરાણ ઋષિમંડલે ઉચ્ચર્યા
ઋચાધ્વનિ તણા જગાડી મુજ નવ્ય ગીતસ્વરે,
અહો કુહૂકંઠ મંદ્ર તવ ભવ્ય પ્રાચીનથી
સુણીશ ફરી મંત્ર એ મુજ ઉરે હતી વાંછના.
ત્રિકાલ મહીં તે અબાધિત ઋતસ્વરે મત્ત હું
પછીથી વિચરીશ, એહ હૃદયે હતી ઝંખના.
પરંતુ સ્વમૂક નિર્ઘૃણ અકંપ તું તો ઉભો.
અહો હૃદય શારતું, અદય, મૌન મીંઢું તવ!
નથી તું વસુધાઉરે અસહ ભાર, રે માહરે
ઉરે વજન કારમું થઇ પડ્યો તું આજે મહા."

"કવિ! પ્રથમ તું નથી અસહ ભાર વ્હેનાર તો!
અગણ્ય મનુબાલકો ગભરુ પાંખ વીંઝી, નવી
મળેલી કંઈ દૃષ્ટિની, અબલ ઊડતાં થાકીને
પડે અહીં પછાડ ખાઇ મુજ અંકમાં, દોષ દે
ન એ અમિત વ્યોમલક્ષી નિજ સાહસોત્સાહને
પરંતુ મુજને. સુણી અરવ હું રહું એ ઉરો
થકી સ્રવત શબ્દ નરત જગશોક દુઃશ્વાસના.
કદી સરવરે જળે નિરખી છે છબી માહરી!
અને નિરખી છે પ્રચંડ મુજ કાય કંપી જતી,
જરીક લઘુ કોઇ કંકર પડ્યે તહીં વારિમાં?
જગર્જ્જન તણો નિસાસભર શબ્દ ખીણો મહીં
સ્ફુર્યે, મુજની કાય એવી થથરી ઉઠે કારમી.
હિમાદ્રિ નવ હું, જગર્જ્જન તણા નિસાસા થિજી
થયેલ નભચુંબી રાશિ બસ એ જ હું! ને કવિ,
અગાધ જગમાંથી જે યુવક વૃદ્ધ આવ્યા અહીં
પુનઃ જગતમાં વિદાય કીધ સર્વ તે મેં સદા,
વહેત મુજ બ્રહ્મપુત્ર નદ સિંધુ, ગંગા સહ.
હિમાદ્રિસમ ઓજ ઝીલી જગક્લેશનો અંતરે
રહ્યા વિચરી નિત્ય જે સ્મિતમુખે બધું આયુષ,

ખરું ફકત તેમને જગતમાં થયું દર્શન.
ખરા ઋષિવરો ય તે જ. કવિ, તારું યે સ્વપ્ન તે
ધરે મનુજવૃંદમાં જ, અહિંયાં ન રે, શોધવું;
ધરે ભિતરમાં, બહાર નહિ એ, ભલા, ખોજવું.
લહી, કવિ, થજે તું યે પ્રથિત ક્રાન્તદર્શી કવિ.''

અવાક કવિ ત્યાં ઉભો ગહન મર્મ ઊકેલતો
હિમાદ્રિ તણી સૌમ્ય શૈલલિપિમાં સ્ફુરી જે રહ્યા.
અને તરવરી રહ્યું અતલ મૌનમાં દશ્ય તે,
સુધામય દિઠેલું જે નગરને ગૃહપ્રાંગણે:
—પ્રભાત હતું. બાલસૂર્ય તરુઅન્તરાલે રહી
વરેણ્ય નવ-ભર્ગ વિશ્વ પર વર્ષતો હર્ષતો.
દગોથી સહસા તહીં જવનિકા ખસી શું ગઈ!
ખર્યું ઉરનું જેહ આવરણ તુચ્છતાનું હતું.
પડ્યો સરી અહં અજાણ, નિજને સ્વયં ઢાંકતો.
સમસ્ત જગ જોયું દર્શકની જેમ. લાધી નવી
અલૌકિક અભિજ્ઞતા. સકલ વિશ્વસંસાર આ
ઉદર્યો જ અપરૂપ કોઇ મહિમાથી આચ્છન્ન થૈ.
સમષ્ટિહૃદયેથી ઊઠી સરતા તરંગો સમું
સમુલ્લસત સર્વ આ જગત દીઠું સૌન્દર્યની
સવારી પર નીકળેલું રસડોલતું લીલયા.
અનાવરણ દષ્ટિમાં રહી અસીમતા ઊભરી.
વિષાદપટને નિમેષ મહીં ભેદી વિશ્વપ્રભા
મહીં જઇ મળ્યું જ ભીતર, અપૂર્વ રંગાઇને.
કંઈ રહ્યું ન અપ્રિય, પ્રિય બની રહ્યાં સર્વ કો.
સમસ્ત ભર્યું એક મીટ મહીં વિશ્વચૈતન્યને.
જતો યુવક એક ત્યાં અવરને ખભે હાથ દૈ,
જતો ભરઉમંગ મુક્ત હસતો, દિઠો ત્યાં પથે.
નિહાળી પથ હાસ્યથી ઉછળતો શ્રમીણો તણા,
દીઠો તહીં ગભીરતા અતલસ્પર્શ સૌ વિશ્વની
મહીંથી ઉડતો અગાધ રસનો ફુવારો મહા,
ચતુર્દિશ વહાવતો ઝરણું હાસ્યનું. જોઇ સૌ
સમષ્ટિ અવિરામ નૃત્ય સમ દિવ્ય સૌન્દર્યના.—

ઉઘાડી નયનો જુએ કવિઋષિ પ્રગલ્ભાત્મ એ
હિમાદ્રિશિખરોં પરે સુભગ દશ્ય દીપી રહ્યું:
પરસ્પર તણે ખભે ઉભય મેલ્વી હાથ ત્યાં
શ્રમીણ હસતા ઉભા; મુહતું મુક્ત ત્યાં હાસ તે,
હિમાદ્રિશિખરો તણે શિર સમીરથી જેવી કો
સફેદ, કલગી ઝીણી ફરફરી રહે બર્ફની.
સમુત્સવ લસી રહ્યો સરલ સૃષ્ટિસૌહાર્દનો.
શ્રમે વિચરતા, પરસ્પર સુમેળમાં રાચતા
નૃલોક તણું ભાગ્યમંગલ દિઠું જ ત્યાં અંકિત
સમુન્નત ઉદાર ભારત લલાટ પર રાજતું.

સમાધિ થકી જાગી એ અપરિમેય આનંદની
વળ્યો કવિ જગે શુભંકર ભરી ઉરે દર્શન.



[યુવક રવીન્દ્રનાથને કલકત્તામાં એકવાર સૂર્યોદય સમયે જીવનનો એક મહાન અનુભવ થયો. આંખ આગળથી જાણે કે પડદો સરી ગયો ને સમગ્ર વિશ્વ એકરૂપે દેખવા મળ્યું. એવામાં સામે રસ્તા પર બે મજૂરો હસતાહસતા ચાલ્યા જતા એમની નજરે પડ્યા; એમાં સચરાચર સૃષ્ટિમાં ઊભરાતા આનંદને એમણે ઓળખ્યો. કવિ પોતાની 'જીવનસ્મૃતિ'માં આ અનુભવ વર્ણવતાં કહે છે કે પછી પોતે હિમાલય ગયા, એવી આશાથી કે કલકત્તામાં જોએલું ત્યાં હિમાલયમાં વધુ ગભીરપણે અનુભવવા મળશે. પણ એવું કાંઈ બન્યું નહિ પણ એમાં જ કવિનું સૌભાગ્ય હતું. ¶ આ કૃતિમાં હિમાલય પાસે કવિ પોતાના દર્શનની માગણી કરે છે અને હિમાલય તેમને એ માટે જગતમાં પાછા જવા કહે છે એ રીતે આરંભ કરી, કલકત્તામાં થએલા દર્શનને પાછળથી નિરૂપ્યું છે (લગભગ કવિના જ શબ્દોમાં); અને હિમાદ્રિ કવિને પાછા જગત તરફ મોકલે છે એ પ્રસંગે જ કવિનું મૂળ દર્શન સાર્થક બની રહે છે એમ સૂચવ્યું છે. હિમાદ્રિને શિખરે શિખરે પેલા બે શ્રમીણોના સખ્યઆનંદનો ઉત્સવ જોતા કવિ માનવતાના સૌભાગ્યને વધાવતા જગતમાં પાછા વળી કવિઋષિ બને છે એ રીતે કૃતિનો અંત કર્યો છે.]

# ઘડતરકાળનાં સ્મરણો

લેખક • માનનીય ગણેશ વાસુદેવ માવળંકર
અધ્યક્ષ • ભારત લોકસભા



તાજી તસવીર (નરેન્દ્ર સાવળ)

આજે ઉમરનાં સાઠ વર્ષ (મારો જન્મ તા. ૨૬-૧૧-૮૮ના રોજ થએલો) પૂરાં કરતાં ઘણી સ્મૃતિઓ ઝાંખી અગર નષ્ટ થઇ ગઈ છે, તોંપણ બાળપણનાં અને યૌવનનાં ખાટાંમીઠાં કેટલાંક સ્મરણો લગભગ તાજાં જેવાં છે. અમુક વાત કેમ યાદ રહી, એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે; પણ એમ માનું છું કે જે ઘટનાએ જીવનને અંગે કંઇક વધુ અસર કરી તેનું સ્મરણ બરાબર રહ્યું છે તે સામાન્ય વાતો ભુલાઇ ગઇ છે.

મારા પિતાશ્રી, મારા કમભાગ્યે, મારી સોળ વર્ષની ઉમરે—બહુ યુવાન (૩૯ વર્ષની) વયે ગુજરી ગયા. તેમના અકાળ મૃત્યુનું કારણ તેમનુ શુદ્ધ ચારિત્ર્ય ને સેવાભાવ કહી શકાય. એમનાં ઘણાં મીઠાં ને ઉદ્બોધક સ્મરણો મને છે. પણ તે અહીં આપવાં અપ્રસ્તુત લેખાય. એટલું જ કહું કે એમના આચારવિચારની ભવ્યતા ને ઉચ્ચતા મારી એ ઉમરમાં હું જોઇ ન શક્યો, પણ પાછળથી મને યાદ આવે છે તેમ તે વિષે મને વધુ ને વધુ આકર્ષણ થાય છે. મારું વિચાર તેમજ વાણીનું સ્વાતંત્ર્ય હણાઈ ન જાય એ રીતે જ તેઓ મારી સાથે વર્તતા; જો કે તે જમાનાને અનુસરી પિતાશ્રી આગળ બેસવાનો કે તેમની સાથે બોલવાનો યા ચર્ચા કરવાનો રિવાજ ન હતો. મને અને મારાં બેનને અમુક મર્યાદામાં પૂર્ણ સ્વાતંત્ર્ય હતું.



(ઈ. ૧૯૦૨માં)

જે કાળનું પહેલું સ્મરણ આલેખ્યું છે તે કુમારકાળની તસવીર

મારા પિતાશ્રી ઇ. સ. ૧૯૦૧ થી ૧૯૦૪ સુધી રત્નાગીરી જિલ્લામાં રાજાપુરમાં સબજજ હતા. ત્યારે હું ત્યાં અંગ્રેજી ચોથા ધોરણમાં હતો. અમે રહેતા હતા ત્યાંથી એક નાની નદી ઓળંગી કોર્ટમાં પિતાશ્રીને જવું પડતું હતું. નદીની બંને બાજુએ ડુંગરા પર ગામ વસેલું, એટલે કોર્ટમાં જવાનો રસ્તો ઘણો વાંકોચૂંકો ને લાંબો હતો. પણ કોર્ટ તો અમારા ઘરની સામે જ હતી. કોર્ટના બેલિફો પક્ષકારોને પુકારે, તે પુકાર સીધો અમારા આંગણામાં સંભળાતો. કોર્ટમાં બેઠેલા પિતાશ્રી એ પુકાર એ રીતે ક્યાંથી સાંભળે? પણ અમારા ઘરની કઇ દિશામાં અને ક્યાં કોર્ટનું મકાન છે એનો ખ્યાલ અમને ચોક્કસ હતો.

એક દિવસે નિશાળેથી આવતાં પિતાશ્રીએ પૂછ્યું, 'દાદા, કોર્ટ ક્યાં છે તે કહી શકશે?' મેં હા કહી, તે દિશા બતાવી, આંગળી કરી. તે હસ્યા અને બોલ્યા, 'તું ભૂલ કરે છે; કોર્ટ આ તરફ છે.' એમ કહી તેમણે, હું બતાવતો હતો તેથી કેટલેક દૂરની જગા બતાવી. મેં કહ્યું, 'ના, મને એમ નથી લાગતું.' પિતાશ્રી ચૂપ રહ્યા; વધુ ચર્ચા ન કરી.

સાંજે અમારે ત્યાં વકીલમંડળ આવતું અને એક પ્રકારની કલબ જામતી. પિતાશ્રીએ વકીલોને પૂછ્યું ત્યારે એમણે પણ મેં જે જગા બતાવી હતી તે જ બતાવી. પિતાશ્રીએ હસીને તેમને કહ્યું, 'તમે પણ અમારા દાદા જેવી ભૂલ કરો છો. મને લાગે છે કે કોર્ટ આ તરફ છે.'

એમ કહી પોતે માનતા હતા તે જગા બતાવી.

તાલુકા કોર્ટના વકીલોમાંથી રાવસાહેબની સામે કોણ બોલે? બધાએ તેમની 'હાએ હા' ભણી, એટલે મારા પિતા મને બોલાવીને કહે, 'દાદા, સાંભળ, આ વકીલ સાહેબો શું કહે છે?' તેમનું સાંભળી મેં કહ્યું, 'વકીલ સાહેબો ગમે તે કહેતા હોય, પણ મારો મત કાયમ છે!'

આ પછી મારી ખાત્રી કરવા માટે પિતાશ્રીએ નવો રસ્તો લીધો. મ્યુનિસિપાલિટીમાંથી નકશો મંગાવી નિશાનીઓ કરી મને બતાવ્યો. આ નિશાનીઓ કરવામાં પણ એક વળાંકની તેમણે ભૂલ કરેલી. હું એ ભૂલ બતાવી ન શક્યો, પણ કહ્યું 'નકશામાં ગમે તે હોય, પણ મારો મત સાચો છે.' આ સાંભળી પિતાશ્રી અકળાયા. છોકરો હઠીલો છે, એવું તેમને લાગ્યું. તેઓ કહે, 'મૂરખ, મ્યુનિસિપલ નકશા કરતાં યે તું ડાહ્યો?'

મેં કહ્યું, 'તે હું ન જાણું, પણ મારો મત ખરો છે.' પિતાશ્રીએ આ ચર્ચા આટલેથી સંકેલી લીધી. પણ મારું કહેવું ખરું છે એ સિદ્ધ કરવાની મને તાલાવેલી હતી. આનો ઉપાય એક બે દિવસમાં જડયો. કોર્ટના કૉમ્પાઉન્ડમાં સતીની એક દેરી હતી. તેના ઉપર વાંસે ફરકતો એક લાલ વાવટો હતો. પિતાશ્રીને કોર્ટમાં લઈ જવા કોર્ટનો એક નાયક આવતો. મેં તેને કહ્યું, 'નાયકસાહેબ, પેલી દેરી પર વાવટો છે, તે ત્યાંથી ખસેડી ઊંચા ઝાડની ટોચે લગાડશો?' નાયકે તે પ્રમાણે કર્યું, અને હું બતાવતો હતો તે જગાએ જ વાવટો દેખાવા લાગ્યો. મારા મતની



ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે

પુષ્ટિમાં સચોટ પુરાવો મળ્યો. મને પારાવાર હર્ષ થયો.

સાંજે પિતાશ્રી કોર્ટમાંથી આવ્યા બાદ મને પૂછ્યું, 'કેમ? તેં પછી નકશા પર કાંઈ વિચાર કર્યો? તારો મત બદલાયો કે કાયમ છે?' મેં સદર્પ મુદ્રાથી કહ્યું, 'મારો મત બરાબર હોવાનો સચોટ પુરાવો મને મળી ગયો છે!'

તેમને આશ્ચર્ય થયું. પણ જજ ખરા ને? અને સત્યપ્રેમ તો અથાગ. એટલે મને કહે, 'શો પુરાવો?' મેં પેલા નિશાન તરફ આંગળી ચીંધી.

તેમણે પૂછ્યું, 'એ શાનું નિશાન છે?'

'કોર્ટ પાસે સતીની જે દેરી છે તેના પરનું નિશાન કોર્ટ પાસેના ઝાડ પર મેં લગાડાવ્યું છે.' (પૃ. ૪૭૩મે)



ઈ. ૧૯૦૬માં કૉલેજકાળમાં 'લિટરરી ક્લબ'માં લીધેલા (ડાબેથી): ૧-ઇચ્છાશંકર હ. ત્રિપાઠી, ૩-બાલચંદ્ર કૃ. અંબેકર, ૫-નટવરલાલ હ. દેસાઈ (વકીલ), ૬-ગણેશ વા. માવળંકર; ખુરશીમાં: ડાબેથી: ૧-રામશંકર હ. ત્રિપાઠી, ૨-હીરાલાલ ત્રિ. પારેખ, ૩-દાદાભાઇ પી. દેરાસરી, ૪-પ્રો. પી. એ. વાડિયા, ૫-મલમભાઇ દેરાસરી, ૭-હરિપ્રસાદ પી. મહેતા; જમીન પર બેઠેલા ડાબે: મંગળદાસ સી. દોલતલશા (સુનસર).




## 'કુમાર'ના પ્રિય-પરિચિત લેખક-સુકાની ની એક નવી સાગરકથા

સ્વતન્ત્ર ભારતની આઝાદ અરમાર. મુલ્કની આઝાદીને સલામત બનાવનાર દરિયાઇ કિલ્લેબંધી. સમંદરી જવાંમર્દીના ઝૂલતા જજીરા. એનું સરખેલ જહાજ તે 'દિલ્હી', જેનું સામૈયું કરવા ખુદ જવાહરલાલ હજાર કોશ ઊડીને હાજર થયા.

સૈકાઓની ગુલામીમાંથી હોશમાં આવીને હિંદી જ્યારે ખડો થયો ત્યારે એણે પગ નીચે તૂટેલી જંજીરના ટુકડા ભાળ્યા; સર ઊંચું કરી જોયું તો અશોક-ચક્રાંકિત ત્રિરંગી ઝંડો ફરકતો હતો. એના હૈયાંમાં હરખનાં પૂર આવ્યાં.

એક અણમોલી સવારે એણે બીજું રોમાંચક દૃશ્ય જોયું. ભારતની બંદરગાહમાં કોઇ તરી ગઢ આવીને નાંગર્યો. અંગ્રેજી સલ્તનતની વીરગાથા જેવી ક્રૂઝર' એકિલિસ'; એની વાંઢરકાઠીએ ત્રિરંગી ઝંડો ચડતો હતો. મોરાને પડખે 'એકિલિસ'ને બદલે 'દિલ્હી' નામ ચમકતું હતું. એના તૂતક ઉપર ચિરયુવા જવાહર, હિંદુસ્તાની જવાનોની કવાયતી સલામી ઝીલી રહ્યા હતા; એના હરખમાં સાચ્ચી જવાનીના જુવાળ ઊછળી પડ્યા.

આજે, એ સરજહાજ 'દિલ્હી'ની હકૂમતમાં બત્રીસ-[1] લક્ષણી જહાજાત ખડેપગે તહેનાત બજાવી રહી છે: કાવેરી, કૃષ્ણા, જમના અને સતલજ; કુકરી અને તીર; આસામ; કર્ણાટક, કોંકણ, કુમાઉં, ખૈબર, રોહિલખંડ, બૅામ્બે, મદ્રાસ, કોચીન, બિહાર, ઓરિસ્સા, ડેક્કન, બંગાલ, અમૃતસર, નાસિક....આપણા નવા ચણાતા સાગરકોટના એ કળશ-કાંગરા; ઘૂઘવતાં પાણી ઉપર હિલોળતા એ મત્ત માતંગ; એના પર સવાર થઇ દસ હજાર હિંદુસ્તાની નવજવાનો દેશની અમાપ દરિયાવાટ પર ખડો પહેરો ભરી રહ્યા છે.

હિંદુસ્તાનની અરમાર હજુ નાની કહેવાય. ખુદ 'દિલ્હી'નું વજન આશરે ૮,૦૦૦ ટનનું છે, જ્યારે ક્રૂઝરો તો ૧૭,૦૦૦ ટન સુધી પહોંચે છે. બીજાં જહાજો તો હજુ સુકાણીએ રમકડાં જેવાં છે. પરંતુ હિંદુસ્તાની જવાનો રમકડાં જેવા નથી રહ્યા. અરમારની કામયાબી એના વજન ઉપર નથી પણ એ જવાનોની ઝિન્દાદિલી પર છે.

વેપારી વહાણવટું એટલે ભાવતાલ ને રૂખ પરખીને સોદા પટવનારું હાલકું મહાજન. જંગી અરમાર એ તો સાવજ દીપડાનો અખાડો. પરંતુ પ્રચણ્ડકાય હાથી ઉપર ઝડપ મારનાર સાવજ પોતાની નાની કાયાનો ખ્યાલ કરવા નથી બેસતો. દુશ્મન નજરે ચડે કે એને હુમલાબાજીનો નશો બેહોશ બનાવી દે છે. મરવું કે મારવું એ

[1] ચાર સ્લૂપ, બે ફ્રિગેટ, એક કારવેટ, બાર માઈનસ્વીપર, ચાર મોટર માઈનસ્વીપર, ચાર ટ્રૉલર, એક સર્વે-શિપ અને ચાર મોટરલૉન્ચ; એમ મળીને કુલ બત્રીસ.

# ગયા મહાયુદ્ધમાં હિંદી જવાનોએ દાખવેલાં સાહસ ને શૌર્યની આ સાચી વીરગાથા

આજે—આપણી આઝાદીના આરંભકાળે
જ્યારે આપણાં ખુશ્કી, તરી ને હવાઈ દળોમાં
હિંદી શક્તિઓ જમાવવાની છે એવે સમયે, આપણી તાકાત
ને શહૂર વિષે આપણને સભાન કરીને આજ સુધી અજાણ રહેલા
એ ક્ષેત્ર વિષે જિજ્ઞાસાપ્રેરક માહિતી આપતી ઝિંદાદિલ જવાનોને તે માટે પ્રેરી રહેશે.

જ એનું નિશાન બની જાય છે. એની નસેનસમાં કેસરિયાં ખૂન ઊછળી રહે છે. 'હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં, જીત્વા વા ભોક્ષ્યસે મહીમ્' એ કહ્યા પછી ખુદ શ્રીકૃષ્ણે પણ સામે કેટલી અક્ષૌહિણી સેના ઊભી છે એની ગણતરી કરી જોવાનું નથી કહ્યું. આવી કેસરિયા આરમારના એક નાનકડા જહાજની આ સાચી કહાણી છે.

**સ**ન ૧૯૪૨ના ભર ઉનાળામાં નવેમ્બર માસની સાંજ પડી હતી. પશ્ચિમ ઑસ્ટ્રેલિયાના ફ્રિમૅન્ટલની બંદરગાહ પર ધગધગતો સૂરજ આથમવા આવ્યો હતો. દિવસ આખો ગરમી ઉપરાંત હવામાં મુંઝારો વધી ગયો હતો. બારામાં પડેલી અનેકાનેક આગબોટો બેવડી લંગર નાખવા મંડી હતી. સવાર પહેલાં હવામાં નવાજૂની થવાની એની એ ચોક્કસ નિશાની હતી.

બારાપરપડતા રાજમાર્ગના એક બેઠા મકાનને ઉપલે માળે ચાળીસેક આસરે કપ્તાનો ભેગા મળ્યા હતા. સાથી ગંજાઓની દરેક પ્રજાના માણસો એમાં દેખાતા હતા. બરાબર છ વાગતાં બધા ખુરશીઓ ઉપર ગોઠવાઈ ગયા. સામેની દીવાલ ઉપરના એક મોટા નકશા પાસે, બરતાનિયા(બ્રિટન)ની શાહી આરમારની વરદીમાં એક અફસર આવી ઊભો. કંઈ પણ પ્રસ્તાવના વગર એણે બોલવા માંડ્યું. દરેકે દરેક જણ ધ્યાનથી સાંભળી રહ્યો. આ કપ્તાનોની આગબોટો બારામાં થોડે દૂર કતારબંધ પડી હતી. દરેકનાં ડોલ ઉપર કૉનવૉયમાંના ઠરેલા સ્થાનનો આંકડો દેખાડવા સાંકેતિક ઝંડો ઊડતો હતો. જેમ જૂના કાળમાં ચોરડાકુઓના ભયથી વેપારીઓ ભેગા મળીને મુસાફરી માટે વણજાર કાઢતા. તેમ લડાઈના વખતમાં સબમરીન જેવાં દુશ્મની જહાજોની બીકે વેપારી વહાણો 'કૉનવૉય'માં સંઘ રૂપે સફર કરતાં. આવો એક કૉનવૉય સફરે ઊપડવાની તૈયારીમાં હતો ને એ આરમારી અફસર કૉનવૉયના કપ્તાનોને કતાર, ક્રમ, ઝડપ, દિશા વગેરે માહિતી અને હુકમો સમજાવી રહ્યો હતો. આખરે બધા જવા ઊઠ્યા. પાછળ માત્ર એક વલંદો કપ્તાન રહ્યો. એનું વહાણ 'ઑન્ડીના' આશરે ૭,૦૦૦ ટન તેલ અને પેટ્રોલ ભરી તૈયાર હતું. શાહી અફસરે એને ખાનગીમાં કહ્યું, 'કૅપ્ટન બ્જૉર્ન્સન, તમે ફક્ત થોડા કલાક જ કૉનવૉય ભેગા રહેવાના છો. તમારી સાથેના એસ્કૉર્ટ કમાન્ડર તમને જે હુકમ ફરમાવે તે મુજબ આગળ વધજો. એના હુકમ માટે ખબરદારી રાખજો. તમારે ક્યાં



આપણી નવી રચાતી આઝાદ આરમારનું પહેલું સરજહાજ 'દિલ્હી' ક્રૂઝર—જે આ અગાઉ અંગ્રેજ સલતનતની પરાક્રમગાથાની પ્રતીક સમી ક્રૂઝર 'એકિલિસ' હતી સામેના પાનાના મથાળે: એચ.એમ.આઈ.એસ.'બંગાળ'નો ખ્યાલ આપતું ચિત્ર

જવાનું છે એ એટલું બધું ખાનગી છે કે હું પણ એ બંદરનું નામ નથી જાણતો.' બેય જણ હાથ મેળવી છૂટા પડ્યા.

મધરાતનાં અંધારાં ઓસરે તે પહેલાં વણજાર ઊપડી ગઈ હતી. ૧૮ જહાજ એક તરફ; ૨૩ જહાજ બીજી તરફ. એ ય સાથે ડિસ્ટ્રૉયર, સ્લૂપ, ફ્રિગેટ વગેરે ચોકિયાત અરમાર હતી. કૅપ્ટન જર્ગૅન્સૅન અને એની 'ઑન્ડીના'-વાળી વણજારે ઉત્તર તરફ મોરા રાખ્યા હતા. પરન્તુ વહેલી સવારે પર્થ બંદર નજરાતાં, ડાબી તરફ—પોર્ટ બાજુએ—પૂરી નેવું ડિગ્રીએ સુકાન ફેરવવાનો હુકમ મળતાં બધાં વહાણો પશ્ચિમ તરફ નોંધાઈ ગયાં. નવેમ્બર આઠમીનો આખો દિવસ કોઈ પણ જાતની દિક્કત વગર પસાર થઈ ગયો. વળાવિયા ડિસ્ટ્રૉયરો આખો દહાડો આગળ પાછળ ઘૂમતી રહી હતી. ઘડીકમાં ઝડપ વધારી આગલો રસ્તો જોઈ આવે તો ઘડીકમાં વણજારની ચાર કતાર વચ્ચે આંટા મારી જાય; ઘડીકમાં આખી વણજારને થોડી વાર દક્ષિણ તો થોડી વાર ખબા સુકાન ફેરવાવે અને એ રીતે પોતાની વણજારને સાબદી અને સલામત રાખતી જાય. આખો દહાડો એમ ને એમ પૂરો વહેતો નદી અને કૅપ્ટન જર્ગૅન્સૅન ચોથી કતારની આગલી આગબોટનું વાંદરા બેલાજોનાં કંટાળી ગયો. એને વણજારમાં પોલિયા પેઠે રગસિયા સફર કરવાનો સખત કંટાળો હતો. પરન્તુ આગબોટજનનો વજ્ર જેવો સિદ્ધાન્ત, 'હુકમ ગાનવણી.' 'ઑર્ડર્સ આર ઑર્ડર્સ', એ તો એના ઘાવણમાં જ સિદ્ધ થયો હતો.

આખરે રાત પડી લગભગ દશ વાગવા આવ્યા હતા. 'ઑન્ડીના' ઉપર એક અફસર અને એક કૅડેટ આંખે દૂરબીન બાંધી ડિસ્ટ્રૉયરના ટોલ ઉપર કંઈ પણ હુકમ ફરકે તે પકડી લેવા નિશ્ચલ ઊભા હતા. આખરે અંધારાંને ભેદતું ઑલ્ડિસ કંદીલ ઝડપથી ઈશારા ચમકાવવા લાગ્યું: 'ડિટ્ ડા ડિટ્ ડા ડિટ્; ડિટ્ ડા ડિટ્ ડિટ્'—'ખરે રહો, હું બહુ અગત્યનો સંદેશો મોકલાવું છું.' બધી દૂરબીનો સાબદી થઈ ગઈ. કંદીલે આગળ ચલાવ્યું: 'ડા, ડા, ડા; ડા, ડિટ્; ડા, ડિટ્ ડિટ્; ડિટ્ ડિટ્...' 'ઑન્ડીના'નો અફસર આંખ ખોડી ગયો. કૅડેટ ચાર સીડી કુદાવતો કૅપ્ટનને ખબર કરવા દોડ્યો. તૂતક ઉપર આવી કૅપ્ટન જર્ગૅન્સૅને હુકમ સાંભળ્યો: 'ઑન્ડીના અહીંથી કૉનવૉયમાંથી છૂટી પડશે. કોર્સ: ૩૭ ડિગ્રી લાલ; ગતિ બાર નૉટ: આશરે ૨૩-૩૦ કલાકે તમારી આગળી મદદમાં ચોકિયાત તરીકે મુકરર થએલું અરમારી જહાજ તમારો ભેટો કરશે. ત્યારબાદ એના હુકમ મુજબ આગળ વધવાનું છે. એ જહાજનું ઓળખાણ વી. ટી. એમ. એસ પ૧. સંદેશો પૂરો થયો. મેસેજ કમ્પ્લીટ; રિપીટ મેસેજ!' 'ઑન્ડીના'એ આખો

સંદેશો પોતાના કંદિલ પર ફરી ચમકાવી દેખાડ્યો. ડિસ્ટ્રૉયરે જવાબ આપ્યો: 'ડા, ડિટ્, ડા, ડિટ્-ધ્, આર કરૅક્ટ, ગુડ બાઈ; ગુડલક.' અને ફરી અંધારું છવાઈ ગયું.

એ અંધારામાં હવે ઑન્ડીના કૉનવૉયમાંથી ખસવા લાગી. એના સુકાનીએ ચક્કર ઘૂમાવ્યું; ૩૭ ડિગ્રી લાલ પર મણિ સ્થિર કર્યો. કૅપ્ટને નળી વાટે એન્જિન રૂમમાં ઝડપ વધારવાનો હુકમ આપ્યો: 'રેવોલ્યુશન્સ એકસો વીસ.' અને ઘડિયાળ સામે જોયું. હજુ ૨૨-૨૦ વાગ્યા હતા. ૨૩-૩૦ આશરે અરમારી વળાવિયો દેખાવો જોઈએ. ચોકિયાતોને સાવધ રહેવા ચેતવ્યા. બરાબર ૨૩-૨૮ વાગતાં અંધારામાં ફરી કંદિલ ઝબક્યું: 'તમે કોણ છો—ઓળખાણ આપો!' ઑન્ડીનાએ સંકેત આપ્યો અને પૂછ્યું: 'તમે કોણ છો?' જવાબમાં કંદીલ ઝબક્યું, 'વી. ટી. એમ. એસ. પ૧; કોર્સ ચાલુ રાખો; ઝડપ હાલ મુજબ.'

કૅપ્ટન જર્ગૅન્સૅને પોતાના વડા માલમ સામે જોયું: 'તને ખબર છે નુડસન, કે આ અરમાર કોણ છે?'

'હા સાહેબ. મેં કમાન્ડ ઑર્ડર્સમાં જોયું. આ હિન્દુસ્તાનની અરમાર એચ. એમ. આઈ. એમ. 'બંગાલ' છે.'

થોડી વાર ચૂપ રહી નુડસને ઉમેર્યું: 'બંગાળ, એનું વજન ફક્ત ૬૫૦ ટન છે. એની પાસે ચાર બંદૂકડીઓ છે: એક ત્રણ ઇંચની, એક ૪૦ મિલિમીટરની અને બે ૨૦ મિલિમીટરની. ગયે આઠવાડિયે હું પર્થ ગયો હતો ત્યારે ફ્રિમેન્ટલ થીએટરમાં એના બે અફસરો સાથે ભેટો થઈ ગયો. એનો કમાન્ડર વિલ્સન વેપારી વહાણવટી છે, સાહેબ; અને લેફ્ટેનન્ટ મેહતા, હજુ મૂછ પણ નથી ફૂટી.'

કૅપ્ટન જર્ગૅન્સૅને કેડી જેવડી ચિલમ કાઢી અંદર તંબાકુ ઠાંસતાં નુડસન સામે જોયું. તંબાકુ સંભાળથી પેટાવી એની બળતી રાખને અંગૂઠાથી સંકોરી. પછી, બેસના ગળામાં શોભે એવો અનકારી અવાજ કર્યો. નુડસન સમજી ગયો કે થોડાઓમાં કૅપ્ટને બધું જ કહેવાનું કહી નાખ્યું.

રાત વધવા માંડી. કૅપ્ટન જર્ગૅન્સૅને પોતે જ તૂતક પર ફરવા માંડ્યું. વારંવાર ચોપાસ આંખ ખોડી જોવા માંડ્યું. ૬૫૦ ટનનું હિન્દુસ્તાની રમકડું! એક જ આંકડાનું અમસર, તે ને પણ પોતાના જેવો જ વેપારી વહાણવટી. લેફ્ટેનન્ટ મેહતા: હજુ મૂછ નથી ફૂટી. યા ખુદા! મારી ચોકી મારે જ કરવી પડશે. બલકે, પેલા બંદૂકડીઓની ચોકી પણ મારે જ કરવી પડે; કૅપ્ટન જર્ગૅન્સૅને દાઢીએ હાથ ફેરવતાં પોતાની વાંદરે મઢેલ કરેલી ચાર ઇંચની તોપ તરફ જોયું.

કાળાં ભોર પાણીને ચીખુરીખુ બનાવતી નાળ જહાજના ઉપરનીચે ઝૂકતી હતી. વાંદાર પર તોપચી ખડી ચોકીએ ઊભો હતો. સુકાની-તૂતક પર કૅપ્ટન ચિલમ પર ચિલમ સળગાવ્યે રાખતો હતો. દૂર અંધારામાં સફેદ

# નિબંધ કે નિબંધિકા?

બલવન્તરાય ક. ઠાકોર

નિબંધ=સુગ્રથિત ગદ્યલિરિક; અને લિરિક છે કાવ્ય, આ છે ગદ્ય. એટલે વ્યવહારુ, ચર્ચાત્મક, બુદ્ધિપ્રધાન, પચરંગી વિવિધતાવાળું વધારે. બધું અનાયાસે એક પછી એક આવી મળે છે એવી છાપ પડે તે નિબંધની ખાસ કલા છે. એ અંશે એક પછી એક આવી જાય તે અજબ જેવું લાગે, એમાં નિબંધનો વિજય છે. વચ્ચેવચ્ચે સદાસ્મરણીય સૂત્રાત્મક વાક્યપુષ્પો ફોરી રહે એમાં નિબંધની અમર આકર્ષકતા છે. સમુચિત તેમ અપરિચિત અલંકારો અને અવતરણો નૂતનતા છાંટતાં આવે એ નિબંધની લીલા છે. સરલ વાક્યો, ચિત્રાત્મક વાક્યો, દર્દમય વાક્યો, સંકુલ વાક્યો, ગભીર વાક્યો, નાચતાં વાક્યો, હીંચતાં વાક્યો, હથોડા ટીપાતો હોય એવાં વાક્યો, હસમુખાં વાક્યો, વક્ર વાક્યો, કટાક્ષ, આવેશ, વગેરે નિબંધનો વૈભવ છે.

નિબંધ આત્મલક્ષી હોય, એમાં લેખકની 'the more personality we get, the better' *(J. C. Squire)* એમ કહેવાય છે તે ઠીક છે, પરંતુ આમ હોવૂં જ જોઇએ એવું મત અમર નિબંધકાર મૉન્ટેઇનની કૃતિઓ જોતાં ટકી નહીં શકે. મૉન્ટેઇનના નિબંધો આત્મલક્ષી દેખાય છે તે જાણીને ઉપજાવેલો આભાસ છે. નાટકીરીતે પોતાની ગણાય એવી અમુક મુદ્રાઓ ધરવાનો મૉન્ટેઇનને ભારે શોખ, તેથી આવો આભાસ થયો છે. આવો બીજો દાખલો ચાર્લ્સ લૅમ્બના નિબંધોનો અને નિબંધજાતિના જ ગણાય એવા પત્રોનો છે. ઍલેક્ઝાંડર સ્મિથના એક વાક્યમાં સ્હેજ ઉમેરણ કરીને કહી શકાય: 'Given the mood'(or the pose) 'the Essay grows round it as the cocoon grows round the silk-worm', every additional turn a surprise.

નિબંધ બાહ્યાભ્યંતર નિરૂપણને માટે સારી રીતે ખેડાયલી ભાષાલતાને બેસતું છેલ્લું પુષ્પ છે. અને આ સર્વ જોતાં કહી શકાય કે દરેક સારો નિબંધસર્જક તે જ, જે નિબંધો ગૂંથતાંગૂંથતાં એ જાતિમાં કંઇક વિશિષ્ટતા, 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવી ખાસ વૈયક્તિક ભાત પણ ઉપજાવી શકે. 'કથ્યૂં કથે તે શાનો કવિ!' તે નિબંધકાર પણ નહીં જ વળી!

આવાં લખાણ જેમ લાંબાં તેમ તેમાં કલામયતા ઓછી થતી જાય એ કુદરતી. લિરિક, ઓડ, અને ખંડકાવ્યની લંબાઇ લગીનાં જ લખાણો આ જાતિનાં સાચાં પ્રતિનિધિ હોઇ શકે.

'પ્રબંધ' શબ્દ આપણા મધ્યકાલીન સાહિત્યમાં જુદા અર્થમાં વપરાઇ ગયો છે. 'કાન્હડદે પ્રબંધ', 'વિમળ પ્રબંધ' વગેરે પદ્યબદ્ધ આખ્યાનો આના જાણીતા દાખલા છે. એટલે 'નિબંધ' શબ્દ ગ્રંથો અને લાંબી રચનાઓ માટે રહેવા દઇ, આ જાતિનાં શુદ્ધ અને મધ્યમ કદનાં સર્જનોને 'નિબંધિકા' કહેવાં, 'નિબંધ' નહિ, એ સૂચના સાથે વિરમું છું. ('દીપે દીપે' એ સંગ્રહમાથી એક વાનગી)

---

ાણીની નાની ધાર ધપી જતી હતી. એ હતી 'બંગાલ'. ેના તૂતક ઉપર લેફ્ટેનન્ટ મેહરા દૂરબીનમાં આંખ ખોડી દાર ખડો હતો. બીજે પડખે સબ લેફ્ટનન્ટ નાગેશન રતો હતો. સુકાન પર બુધિયો જીવો હોકાના તખના પર ાટ માંડી પહોળા પગ કરી ચક્કર સમતોલતો હતો. જાણે દરમાં સહેલગાહે નીકળ્યા હોય તેમ, આ હિંદુસ્તાની ારમારી માઇનસ્વીપર, હિંદીમહાસાગરનાં તોતીંગ મોજાં ર સવાર થઇને વહી રહી હતી. ૭૦૦૦ ટન તેલ ને પેટ્રોલ! ાને હજારો માઇલ દૂર બંદરે સલામત પહોંચાડવાનું હતું.

દુશ્મન કદાચ બારૂદ જતો કરે; પણ તેલ?—તેલ પર તો આગબોટો ચાલે, પેટ્રોલ પર હવાઇ જહાજો ચાલે. તેલ ને પેટ્રોલ જતાં કરે તો જરૂર સમજવું કે દુશ્મન ઊંઘે છે.

ઓચિંતાં શેષન પત્થર થઇ ગયો! લેફ્ટેનન્ટ મેહરાને એણે ધીમેથી કહ્યું: 'ત્યાં કંઇક દેખાય છે, સારેજ! લીલો ૨૧.' લેફ્ટેનન્ટે થોડો વખત ધ્યાનથી જોયું. પછી શાંતિથી સુકાની તરફ એ બોલ ફેંક્યા: 'સ્ટારબર્ડ!' બુધિયાએ ચક્કર ફેરવતાંસામો અવાજ દીધો: 'સ્ટારબર્ડ' સા-આ-બ:

'સ્ટેડી!' બીજો હુકમ છૂટયો. (અનુ૦ પૃષ્ઠ ૪૮૫મે)

# શિલ્પલેખા શકુન્તલા દીવાનજી



કુ. શકુન્તલા દીવાનજી

આભિજાત કુટુંબનાં સંસ્કાર, શિક્ષણ અને સદ્ભાવનાની વારસદાર આ તરુણ કલાવિદ્ગીની એકાંત કલાસાધનાથી ગુજરાત હજુ અજાણ રહ્યું છે. સ્વ. મહાન ગુજરાતી સર ચીનુભાઈ બેરોનેટનાં તે દૌહિત્રી થાય અને મોસાળમાં જ તેનું ગોપન અને વિકાસ થયાં છે.

બચપણથી જ તેને કલા અને સાહિત્યનો ઉત્તમ સમાગમ તથા પ્રોત્સાહન મળતાં; અને તેનો યોગ્ય પડઘો આપી શકે એવું માનસ કુ૰ શકુન્તલાને મળેલું હતું. શ્રી શંકરરાવ અને નારાયણરાવ વ્યાસ બંધુઓ પાસે તેણે સંગીતનો સર્વાંગ અભ્યાસ કર્યો છે, ને તેના સુકંઠથી અમદાવાદનાં અભિજાત કુટુંબો ને કલાપ્રેમીઓના તેણે આશીર્વાદ મેળવ્યા છે. નાગર કુટુંબની અસલ ખાનદાની, લાલિત્ય ને ઉચ્ચ અભિરુચિએ તેના અભ્યાસમય જીવનમાં પણ મહત્ત્વનો ભાગ પૂર્યો છે. શ્રી ધૂમકેતુ જેવા વિદ્વાન શિક્ષક પાસે તેણે મેટ્રિક સુધીનો અભ્યાસ કરી ગુજરાત કૉલેજમાંથી મુંબઈ યુનિવર્સિટીની પદવી પ્રાપ્ત કરી છે. ઉપરાંત, મણિપુરી નૃત્યના કલાગુરુઓ પાસેથી નૃત્યની પણ સંપૂર્ણ તાલીમ તેણે મેળવી છે.

આટલી વિવિધ સંસ્કારસાધના વચ્ચે તેણે ચિત્રકળા અને શિલ્પનિર્માણને પોતાનું પ્રધાન લક્ષ્ય બનાવ્યાં છે. તેમાં પણ સુભાગ્યે તેને શ્રી રવિશંકર રાવળ, શ્રી કનુ દેસાઈ અને બિહારના પ્રખ્યાત ભારતીય શિલ્પી શ્રી શ્રીધર મહાપાત્રનાં શિક્ષણ ને માર્ગદર્શન મળ્યાં છે. અને આ રીતે વિવિધ પ્રકારે પરિતૃપ્ત ને રસાળ બનેલી મનોભૂમિમાં હવે તેને પોતાની વિચારશક્તિ ને સર્જનને વિકસિત ને વિસ્તારિત કરવામાં જીવનનો એક નવો ઉલ્લાસ ને સંતોષ મળે છે. એનાં ચિત્રો કે શિલ્પ કોઈની પ્રેરણા કે આજ્ઞા પર નિર્ભર નથી; પણ કુટુંબજીવન કે પ્રવાસમાંથી કોઈ દૃશ્ય સ્થાન કે પ્રસંગ તેના સર્જનની બીજભૂમિકા બને છે, અથવા આસપાસનાં કુટુંબીઓના આનંદ અને ઉલ્લાસના પ્રતીકસમાં સર્જનો કરી તે જીવનની ઉત્સવસામગ્રી રજૂ કરે છે. એની એક સાક્ષી રૂપ એનું 'જન્મદિવસ'નું 'કુમાર'માં આવેલું રંગચિત્ર છે. સંસ્કૃત સાહિત્યના સંપર્કના પ્રભાવે તેને શિવપાર્વતીનાં ને નૃત્યોલ્લાસનાં મોટા





ડાબી બાજુએ: 'વાત્સલ્ય'; જમણી બાજુ: 'પાર્વતીના મૃત્યુ પર શિવનો વિષાદ' (શિલ્પરેખા: શકુન્તલા દીવાનજી)

ાત્ર કરવાની પ્રેરણા આપી છે. ણી વાર તે એવડાં મોટાં ચિત્રો ર હાથ અજમાવે છે કે પીઢ કલા-રો પણ આશ્ચર્ય પામે. સુકોમળ, દર, મધુર ને આનંદપ્રદ ભાવના-ા જ મોટે ભાગે તેનાં સર્જનોમાં ાગળપડતી જણાય છે.

શિલ્પી મહાપાત્ર થોડા જ માસ અમદાવાદમાં સર ચીનુભાઈને ત્યાં હી ભારતીય શિલ્પનો ધ્યાનસર્જ-નો પ્રકાર બતાવી ગયા તે તેણે શીખી લીધો છે અને પછી પોતાની મેળે જ પોતાની લાક્ષણિક રીતે તેણે કાવ્યમય સર્જનો કર્યા છે ને પ્રદર્શનોમાં પણ તે રજૂ કર્યા છે. એની આકૃતિઓની ગૂંથણી અને રેખાઓની સાચવણ બહુ સુરમ્ય ને પ્રમોદક છે. સ્વચ્છતા, વ્યવસ્થા ને સાદાઈ તેના કૌશલના વિશિષ્ટ ગુણો છે. હજુ તો તે પોતાની કાર-કિર્દીનો આરંભ કરે છે. તેની કળા પ્રૌઢી પ્રાપ્ત કરતાં ગુજરાતને ભારત-ને હીસિમાન કરશે એવી સંપૂર્ણ આશા છે. ર. મ. રા.

(બધાં શિલ્પોની
ફોટા કલા: જગન મહેતા )

નીચે: 'નૃત્યમૂર્તિ'
જે ગયા અંકના પૂઠા પર આવી ગયું.





ઉપર: 'સ્નેહમૂર્તિ રાધા'.

નીચે: 'શિવ-પાર્વતી' એક પૂર્ણકાય શિલ્પકૃતિમાં હરપાર્વતીની મુદ્રાઓ દાખવતો આ



# વેળા વેળાની છાંયડી

ઓતમચંદ નખ વડે ગારના પોપડા ખોતરી રહ્યા



જેના પલટા માણસની શહૂર અને શરાફતને કસે ચડાવે છે

લેખક
ચુનીલાલ મડિયા

એક વેળાના મોટા ને મોભાદાર ખોરડાની આબરુ ઢાંકવાનો કોઇ આરોવારો ન રહ્યો ને ઓતમચંદ જેવો ભડ વેપારી પણ આર્થિક ભીડમાં મતિ મૂંઝાઇ જતાં આંધળોભીંત થઇ બેઠો. ત્યારે ચતુરસુજાણ લાડકોરે પતિને હિંમત આપીઃ 'તમે ચાર છોકરાંવના બાપ ઊઠીને આમ સાવ પોચા કાં થઇ જાવ ? હોય ઇ તો. મલકમાં બીજા કોઇને ખોટ નંઈ આવતી હોય ? દુનિયા આખીમાં કોઇ દીવાળાં નંઇ કાઢતા હોય ? વેપાર-ધંધા કોને કિયે ? આ તો તડકાછાંયા છૈ. કાલ સવારે છોકરાંવનાં નસીબ ઊઘડશે તો પાછાં ખાતાપીતા થઇ જાશું. દિ આવતો થાશે તો ઇ જ અગાશીવાળી મેડી લઇ લેતાં કેટલી વાર? . . .'

ઓતમચંદ જાણે કશું સાંભળતો જ ન હોય એમ શૂન્યમનસ્ક બેઠોબેઠો, મહિને સવા બે રૂપિયાને ભાડે લીધેલા ભાડૂતી ધૂળિયા ખોરડાની ઊખડી ગએલી ગારના પોપડા નખ વડે ખોતરી રહ્યો હતો.

પતિની મૂંઝવણ ઓછી કરવા લાડકોરે આજ ઉપરાઉપર ત્રીજી વાર સૂચન કર્યુંઃ 'તમે ઇશ્વરિયે મારા દકુભાઇ પાસે જઇને વાત તો કરો. તમારો હાથ પાછો નંઇ ઠેલે, હો.'

ઓતમચંદે ત્રીજી વાર પણ મક્કમતાથી જવાનો ઇન્કાર કર્યોઃ 'કોઇનું આપ્યું ને તાપ્યું કેટલા દિ બેઠું રિયે ?'

'પણ ક્યાં કોઇ પારકા પાસે માગવા જવું છે ? મારો માનો જણ્યો દકુભાઈ—'

'બાપાની ભાંગે; ભવની નહિ.' ઓતમચંદે મિતાક્ષરી ઉત્તર આપ્યો.

'અટાણે તો બાપાની ભાંગે તો ય ભગવાનનો પાડ માનવા જેવો છે.' લાડકોરે ઘરની કંગાલિયત એક જ વાક્યમાં રજૂ કરી દીધી. પછી એનો વિગતે રિપોર્ટ કર્યોઃ 'રાતે ગજુડાને રોટલીને બદલે ખાખરો આપ્યો તો ભાવ્યો નંઇ ને ભૂખ્યે પેટે સૂઇ ગ્યો. ચંપલીને ઘીના વાટકામાંથી બટકે ચડાવીને ખાવાની ટેવ, તી હવે કોળિયા ગળે દદકાય છે. શેજાદાવને તમે ટેવું પણ બવ સારી પાડી છે !'

'બીચારાં ગલૂડાં કાંઇ સમજે છે?' ઓતમચંદે સહાનુભૂતિથી કહ્યુંઃ 'એકવાર તો શેજાદાંથી ય સવાયાં હતાં ને? આપણો સમો બદલ્યો' એમાં એનો શો વાંક ?'

'એટલે તો કહું છું કે બીજા કોઇ સારુ નંઇ તો ઇ પહુડાંની દયા ખાઇને પણ દકુભાઇને વાત કરો. સગો મામો ઊઠીને ભાણેજાંવને ભૂખ્યાં નંઈ રેવા દિયે. સો બામણ બરાબર એક ભાણેજ કીધો છે.'

લાડકોરે 'મારો દકુભાઇ'ની જ્યારે મોં-પાટ જ લેવા માંડી ત્યારે ઓતમચંદથી ન રહેવાયું. એણે હાથનો પોંચો સીધો કરીને પૂછ્યુંઃ 'આ શું કહેવાય ?'

'આંગળાં, બીજું શું !'

'ને આ ?—'

'નખ, વળી.'

'બરાબર, પણ નખ આંગળાથી કેટલા છેટા છે ?! એટલામાં સંધું સમજી જા.' ઓતમચંદે બારેખમ મોંએ ચુકાદો આપી દીધો.

'તમે તમારી તો લાજ ખોઇ, પણ હવે મારી લાજ ખોવા બેઠા લાગો છો!' લાડકોરે છણકો કર્યોઃ 'મારો માનો જણ્યો દકુભાઈ સગી બેન હારે આવી જુદાઇ જાણતો હશે! તમે મારાં પિયરિયાંને સાવ બૂખ સમજી બેઠા છો!'

'ભગવાન કોઇને ભૂખ ન આપે !' ઓતમચંદે સ્વાનુભવથી દુઆ ગુજારી. પછી ઉમેર્યુંઃ 'પણ હું તો એમ કહેતો'તો કે એવા પારકે ઘીએ ચૂરમાં થાય ખરાં ? માગતાં તો મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ.'

'વાહ રે તમારી શેઠાઇ ! સગા ભાઇ આગળ બેન

હાથ લાંબો કરે એ તમારે મનં માગ્યું કે'વાતું હશે! અમે કળાયાં તો છીએ ત્યાં લગી ભાઇ પાસે માગીએ. ને વળી મારા દકુભાઇનો હાથ તો હવે પોંચતો થ્યો છ. આ બેપે તો મોલમીનથી ગાંહડા ને ગાંહડા ઠરઠી લાગ્યો છ. દહકો આવતો થ્યો તો કેવો તરી ગ્યો, જોતા નથી? મારી સમરથ ભાભીને તો સૂંડલે સોને પગથી માથા સુધી મઢી દીધી છ. ને મારા બત્રીજા ચાકુ સારુ તો મોટામોટા નગરશેઠિયાની છોકરિયુંનાં નાળિયેર ઉપરાઉપરી પછડાયાં છ, ઇ તમે જાણો છો?'

'હા, હમણાં ટોપરાંનું બજાર તેજ છે ખરું! મને ખબર નહિ કે તારા દકુભાઈએ નાળિયેરનો ખેલો માંડયો છે!' આકુતો ને ચિંતાથી ઘેરાઇ ગયેલા ઓતમચંદમાંથી રમૂજવૃત્તિએ હજી વિદાય લીધી નહોતી.

આમ મોડી રાત ઘણી-ઘણી આણીએ ઇશ્વરિયે જવાની ચર્ચામાં વીતાવ્યા બાદ આખરે, લાડકોરનું મન સાચવવા તથા પરદેશની કમાણીથી શાહુકાર બનેલા સાળાનો દાણો દાબી જોવાના ઉદ્દેશથી ઓતમચંદ ઇશ્વરિયે જવા કબૂલ્યો.

જામેલા વેપારના ચડતા દિવસમાં વછિયાતી ઉઘરાણી પાછળ જે ઘોડી પરથી છીન ન ઊતરતાં એ પવનવેગી 'સુંદરી' તો દેવાળું જાહેર થયા પછી લેણદારો જમીમાં લઇ ગયા હતા. પગે પંથ કાપવાનો હતો. ઘરમાં ઘી જેવી ચીજનો તો સ્વાદ જ જાણે કે ભુલાઇ ગયો હતો, તેથી ગોળપાપડીનું ભાતું બાંધવાનો તો પ્રશ્ન જ નહોતો. એટલે સાથવાનો સૂકો ભૂકો ને ગોળનો ગાંગડો બાંધીને ઓતમચંદે ઇશ્વરિયાનો કેડો લીધો.

સૂરજનો તાપ શું કહેવાય એની જેને જાણ નહોતી એ ઓતમચંદ આજે વખાનો ગાર્યો ટાંટિયા ઢસરડતો મારગ કાપી રહ્યો હતો. આખે રસ્તે, એક ફિલસૂફની પરલક્ષિતાથી પોતાના ભૂતકાળને એ વાગોળી રહ્યો હતો. જામતા વેપારની વધારેપડતી આશામાં પોતે જંજાળ વધારી મૂકી અને ઊંચી સાખ પર આવતી હૂંડીપત્રીઓનો કોઈ હિસાબ જ ન રહ્યો. પોતાની સાખ એવી તો જામી કે રાંડીરાંડો અને ધર્માદા સંસ્થાઓ પણ સલામતી ખાતર એની જ પેઢીએ ધીરધાર કરવા લાગ્યાં. કમનસીબે દેશાવરની એક મોટી આસામી ડૂલી એમાં ઓતમચંદને ભારે ફટકો લાગી ગયો અને જંગી રકમ સલવાઇ રહી. કોઇ હાંડલાફોડોએ લાગ જોઇને ગપ હલાવી કે ઓતમચંદ પાઘડી ફેરવવાના વેતમાં છે. ઓતમચંદ પેલો ધક્કો તો ગમે તે જોગવાઈ કરીને ખમી ખાત, પણ આ ગપ ઊડતાં, બૅંક પર દરોડો પડે એમ, પેઢી પર હૂંડી-પત્રીવાળાઓનો દરોડો પડ્યો. દૂધ-ચોખા અકબંધ રાખીને દેવાળું કાઢવાની કરામતોનો ઉદય થવાને હજી વાર હતી. ઇન્સૉલ્વન્સી એક્સપર્ટ્સ(દેવાળા-નિષ્ણાતો)ની વિશિષ્ટ સેવાઓ હજી સરજાઇ નહોતી એ જમાનાની આ વાત. ઓતમચંદે




પણ જવાબને બદલે ફીનાંફીનાં બે આંસુ લાડકોર પર પડ્યાં. તેણે ચમકીને માથું વાળી જોયું તો ભાભીનું મોં કારુંધબ જોયું.

નેકીને નજર સામે રાખીને પદ્વેલવદેલી પતાવટો તો વિધવાઓને ધર્માદા સંસ્થાઓની કરી. પણ પોતે એટલો બધો ઘેરાઈ ચૂક્યો હતો કે પછીથી વળવું મુશ્કેલ હતું. 'ઘર ઘરેણું ને ઘાઘરી' એ કહેવતના ત્રણે 'ઘ' વેચીને પણ ચૂકવાય એટલું ચૂકવ્યું અને પછી હામનાં થોડાં હાસરાં લઈને કૂવા જેવા ઘરમાં વાસ કર્યો.

'વેળા પડી છેને!' ઓતમચંદ અંતર્મુખ બનીને વિચારતો હતો: 'વેળા કરે એવું કોઈ ન કરે...'

અને તરત દકુભાઈનું ચિત્ર આંખ સામે ખડું થતાં એ માણસનો આખો ભૂતકાળ પણ ઓતમચંદની નજર સામે તરવરી રહ્યો. ઈશ્વરિયાના એક ગેમળ શેઠિયાએ મોલમીનમાં ચોખાની મિલ નાખેલી, એમાં પેટવડિયા વાણોતર તરીકે આ બેકાર માણસ જામી ગએલો. અનેક કાળાંધોળાં કરીને દકુભાઈ શી રીતે આગળ આવેલો, અને ભોળિયા શેઠિયાને ભોળવીને એક દાયકામાં દકુએ કેવો હાથ મારેલો એ હકીકત ઓતમચંદ જાણતો હતો. એનું અણહકનું નાણું પોતાના ઘરમાં ન પ્રવેશે એની ઓતમચંદે આજ સુધી ભારે તકેદારી રાખી હતી. આજે લાડકોરે એને ધક્કો મારીને ઈશ્વરિયે ગોકલ્યો હતો એ બદલ ઓતમચંદ ક્ષોભ તેમજ ભય બંને અનુભવતો હતો.

દકુભાઈએ જેનું નામ 'દીવાન-ખંડ' પાડ્યું હતું એ ઓરડો અત્યારે મહેમાનોથી ભરચક હતો. બાજુનું નાળિયેર લઈને એક મોટા ગામના નગરશેઠ આવ્યા હતા. ઓરડાની સજાવટમાં દકુભાઈએ લગીરે કચાશ રાખી નહોતી. બર્મી જીવનનું નાનુંસરખું પ્રદર્શન જ જાણે કે અહીં ગોઠવાઈ ગયું હતું. ભીંત પરનાં ચિત્રોમાં બર્મી નિસર્ગદૃશ્યો ને બર્મી રૂપસુંદરીઓ; ભોંયે બિછાવેલી જાજમ અને એની ઉપરનો ગાલીચો બર્મી બનાવટનાં; પાન-સોપારીની તાસક અને ડબ્બાનું નકશીકામ પણ બર્મીનું. કાચના કબાટમાં દેખાતાં કાષ્ઠ-કોતરકામનાં રમકડાં પણ બર્મી. દકુભાઈના બધા મહેમાનોને આ ઝળહળાટે છક કરી નાખ્યા હતા. દકુભાઈ વાતચીતમાં દર ત્રીજે વાક્યે રંગૂન, પ્રોમ ને અક્યાબનો ઉલ્લેખ કરતા હતા. 'અમારે મોલમીનમાં—' એ એમનો જપતાલ હતો.

જાદામ પિસ્તાં અને ચારોળી મિશ્રિત કઢાએલાં કેસરિયાં દૂધ કાચનાં કપ-રકાબીમાં ગોઠવાઈને આવ્યાં ત્યારે તો મહેમાનોનાં આશ્ચર્ય અને અચંબાની અવધિ આવી રહી. કુતૂહલથી જ પુછાઈ ગયું: 'દકુભાઈ શેઠ, આ ઠામ વળી કઈ ધાતુનાં?'

'ધાતુ નથી; કાચ છે કાચ! ધગધગતાં દૂધ રેડો તો ય હાથ નો દાઝે!' દકુભાઈએ મોં પર આવશ્યક ભાર રાખીને કહ્યું.

કાઠિયાવાડમાં એકાદ બે રેલવે જંક્શનોના પહેલા બીજા વર્ગના રીફ્રેશમેન્ટ રૂમ સિવાય બીજે ક્યાંય કાચનાં વાસણોનો વિસ્તાર નહોતો વધ્યો એ દિવસોની આ વાત. મહેમાનના કુતૂહલનો પાર ન રહ્યો. સ્વાભાવિક શંકાથી જ પુછાઈ ગયું: 'મોઢે માંડવામાં ધરમનો કાંઈ બાધ નહિ ને?'

આખા ઓરડાને ભરી દે એટલું બધું દકુભાઈ હસી પડ્યા. બોલ્યા: 'અમારે મોલમીનમાં તો કાચની જ થાળી ને કાચનાં જ કચોળાં. અમારે મોલમીનમાં તો ફુલ હોલ પ્રિલિશરાટાક્લિસમાં જ રે'વાનું.'

મહેમાનોમાં સાપના કંડિયા જેવી આંટીઆળી પાઘડી બાંધી બેઠેલા એક વૃદ્ધે આના પર ટિપ્પણ કર્યું: 'સાસ્તરમાં કીધું છે કે કળજુગમાં જેના ઘરમાં સવાશેર કાંસું રે'શે એ શાવકાર કે'વાશે...હવે તો આ કાચનાં ઠાલી મળ્યાં છે.'

દકુભાઈએ આ પ્રશ્નનો જડબાતોડ જવાબ આપ્યો: 'આ કાચ તો કાંસા કરતાં ક્યાંય મોંઘો છે શેઠ!'

બરોબર આ ટાણે દીવાન-ખંડના બારણામાં ઓતમચંદ આવી ઊભો. એના દીદાર એવા હતા કે ઘડીકમા

(અનુસંધાન પૃષ્ઠ ૪૬૯ મે)

## જિજીવિષા અને અમરતા

- પૃથ્વી સૉનેટ -

સદા ય જિવવું ચહે અસુખિ મોટ જીવો બધા,  
ભલે જિવનપંથ એક પળી એક પીના પડ્યા  
વિરોધ ઝહરી: ન એ નિરપવાદ નેરાશ્યથી  
સુકાય કદિ થાય લેશ સર અજબ મિષ્ટ આશાતણી  
રહે ફુરતિ જે સદાય, જીવન પથે દ્યુતિકિરણ એ  
સરંતુ ભાસ આમ અમ, બે કદમ માર્ગ એપાવશે.

'નથી દ્યુતિ, નથી મિઠાશ, કહુતા જ છે, છે નર્યો  
જુથા જ બટકાવતાં અસત ઝાંઝવાં નિષ્ઠુરાં'—  
ફરી ફરિ લહે છ જીવ; પણ તો ય એ ફરિફરી  
ભુવે છ, ભર્યુંશો મરંત નિતનૂતનાં ભાવિમાં.

કહે છ કવિયો, વિટે પ્રણયઝાળ તો યે અહા!  
સુધા પ્રણયની હગારિ રાખી પ્રણયમૂર્તિને:  
શરીરચરખો તૂટે ધમકુંકે, પછી યે શું આ  
રહે દઈ જિજીવિષા જિવન જીવ એવિ ય ને?

બળવંતરાય ક. ઠાકોર

દુઃખ,નિરાશા ને મૃત્યુના અનુભવ છતાં યે નાનાથી મોટા બધા જીવમાં જીવવાની ઈચ્છા તો છે જ; અને એ જિજીવિષાને લીધે આશાની મીઠી સેર ફૂટતી રહી સૌનો માર્ગ એ ડગલાં અજવાળે છે. પણ એ જિજીવિષામાં મૃત્યુ પછી યે જીવન ટકાવી રાખવાની શક્તિ છે ખરી? આપણા વયોવૃદ્ધ કવિચિન્તકનો આ પ્રશ્ન આસ્તિકનો હશે કે સંશયવાદીનો? પ્રશ્નમાં ઉત્તર સમાયો છે કે નહિ? નિર્ણય ભાવકોએ કરવાનો છે.

લેખક · અમૃતલાલ વ. પંડયા★
ઇન્સ્ટિટ્યૂટ ઑવ આર્કીઑલૉજી · વલ્લભ વિદ્યાનગર · આણંદ

# ગુજરાતનું સર્જન

**હિંદના આજના નકશામાં ગુજરાતનો જેવો ઘાટ છે તેવું તેનું અસ્તિત્વ જ ન હતું. હિંદનો ઘાટ જુદો હતો ને સૌરાષ્ટ્રને સ્થળે તો દરિયો હતો. પૃથ્વીના દોઢ અબજ વર્ષના આયુષ્યમાં ગુજરાતની એ સર્જનક્રિયા કેવી રીતે થઇ અને ગુજરાતનું કલેવર કેવી રીતે તથા શાનું શાનું ઘડાયું તે ભૂ-રચનાની અત્યંત રસમય ક્રિયાની મહત્ત્વની હકીકતો સરળરીતે સમજાવતો ઉપયોગીલેખ**

આપણી આ પૃથ્વીની ઉત્પત્તિ કેમ થઇ તેને વિષે વિખ્યાત ખગોળવેત્તા સર-જેમ્સ જીન્સ પ્રતિપાદિત કરે છે કે થોડાંક અબજ વર્ષ પૂર્વે કોઇ મોટો ધૂમકેતુ આપણા સૂર્યની નજીક થઇને પસાર થયો. તેના આકર્ષણના પરિણામે આપણા સૂર્યના અંગમાંથી ગૅસ (અગ્નિવાયુ)નો એક અંશ છૂટો પડી (આપણો સૂર્ય ખૂબ જ ગરમ ગૅસનો રચાએલો છે) એક લાંબી સિગારના જેવી આછી વાદળીના રૂપે અંતરિક્ષમાં સૂર્યથી કરોડો માઇલ દૂર સુધી ફેલાઇ ગયો. અંતરિક્ષ અતિ શીતળ છે, એટલે તેની અસરથી આ ગૅસની લાંબી વાદળીમાં ઠેકઠેકાણે સંકોચનની ક્રિયાઓ ચાલી. એને લીધે તેમાંથી કેટલાક ઘટ્ટ કકડા રચાયા. એ કકડા તે આપણા સૂર્યના નવ ગ્રહો, જેમાંનો સૂર્યની નજીકમાં ત્રીજો ગ્રહ તે આપણી પૃથ્વી.

અંતરિક્ષની શીતળતાને લઇ પૃથ્વીના ઘટ્ટ થવાની ક્રિયા એની સપાટી પરથી શરુ થઈ. કાળાંતરે તે સપાટી નક્કર બની, ને પૃથ્વીની આસપાસ વાયુમંડળ રચાયું. વળી, ઠરવાની ક્રિયાને લઈ થતા સંકોચનની અસરથી આ સપાટી ઠેકઠેકાણે ઊંચાનીચી બની. વાયુમંડળ રચાતાં તેમાંથી વરસાદ પડવા લાગ્યો. પણ હજુ પૃથ્વીની સપાટી નક્કર થયા છતાં ગરમ જ હતી, એટલે આ વરસાદ પડતાંની સાથે વરાળ થઈ પાછો તે વાયુમંડળમાં જતો રહેતો.

પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા ફરતી ફરતી અંતરિક્ષમાં સૂર્યથી જેમજેમ આઘે જતી હતી તેમતેમ તે વધુ ને વધુ ઠરતી જતી હતી. કાળાંતરે તેની સપાટી એટલી બધી ઠરી ગઇ કે વાયુમંડળમાંથી વરસાદ રૂપે પડતું પાણી તેના પર ટકવા લાગ્યું. પછી એ પાણી પૃથ્વીની સપાટીના નીચા ભાગોમાં ભરાવા માંડ્યું, અને આ પ્રમાણે, ભૂખંડ તથા મહાસાગરો અસ્તિત્વમાં આવ્યા. આ સમયના સાગરોનું પાણી મીઠું હતું.

ગણત્રી છે કે આ રીતે આજથી એક અબજ અને પચાસ કરોડ વર્ષ પૂર્વે પૃથ્વી અસ્તિત્વમાં આવી. આ રીતે બનેલી પૃથ્વીનાં આંતરિક બંધારણની તથા તેની બહાર અંતરિક્ષમાં તેની આસપાસના પ્રદેશની વિગત આ નીચેના આલેખમાં બતાવ્યા પ્રમાણે છે.

પૃથ્વીની સપાટી ઠરીને તે વખતનું ખડકાવરણ જે પ્રકારના ખડકોનું બંધાયું તે આગ્નેય (Igneous) ખડકો કહેવાય છે. તે પછી એમની ઉપર બીજી રીતે પણ ખડકો રચાએલા. એ નવા ખડકો પાછળથી જ્યાંજ્યાં ધોવાઇને ઘસાઇ ગયા છે, ત્યાંત્યાં પૃથ્વીના આ મૂળ આગ્નેય ખડકો હાલ પણ સપાટી ઉપર નજરે પડે છે. હિંદનો દ્વીપકલ્પીય વિભાગ (peninsular India) કે જે ગંગા-સિંધુના



કાંપપ્રદેશ(Indo-gangetic Alluvium)ની દક્ષિણે પ્રસરેલો છે, ને જેમાં ઉત્તરે રજપુતાનાથી માંડી દક્ષિણે કન્યાકુમારી અને પૂર્વે બિહારથી માંડી પશ્ચિમે સૌરાષ્ટ્ર સુધીના ભૂ-ભાગનો સમાવેશ થાય છે, તે આ આગ્નેય ખડકોનો જ રચાએલો છે. આ આગ્નેય ખડકો ઉપર પડબંધ ખડકો રચાયા. ગુજરાતમાં આ આગ્નેય ખડકો અરવલ્લીના પાર્વત્ય પ્રદેશમાં (ઉપરના પડબંધ ખડકો ઘસાઈ જતાં) સપાટીની ઉપર તરી આવેલા નજરે પડે છે.

આ આગ્નેય ખડકો (એટલે 'સીઅલ') જ્યારે સપાટી પર આવીને સુકાઈ રહે છે ત્યારે તેનાં જુદાંજુદાં રૂપો થાય છે: દાખલા તરીકે ગ્રેનાઈટ પથ્થર, સ્ફટિક, અબરખ, ફેલ્સપાર, હોર્નબ્લેન્ડી, ઓલીવાઈન વગેરે.

આ આગ્નેય ખડકોનું રચાએલું પૃથ્વીપડ (એટલે કે સીઅલ), તે પૃથ્વીના ભૂ-ખંડોનો પાયાનો ભાગ. આ પાયો, તેની નીચે આવેલા અર્ધ પ્રવાહી 'સાયમા'ની સપાટી ઉપર, જેમ પાણી પર હોડી ઊભી હોય તેમ, ઊભો છે, ને વળી હોડીની જેમ ધીમેધીમે આમતેમ ખમે પણ છે.

પૃથ્વીની સપાટી જ્યારે પહેલવહેલી વાર જલ ને સ્થલમાં વહેંચાઈ તે વખતે તેનો નકશો લગભગ આવો હતો.*




સુપ્રસિદ્ધ જર્મન ભૂસ્તરશાસ્ત્રી વૅગનરની શોધખોળ પ્રમાણે પૃથ્વીના આરંભકાળની સ્થળ ને જળના વિસ્તારોની વહેંચણી.

*નોંધ: આ વિષે બે મત હસ્તી ધરાવે છે. પહેલા મત પ્રમાણે હાલના ભૂખંડો હાલ જ્યાં છે ત્યાં જ હતા ને તેમના કેટલાક ભાગો અગાઉ દરિયામાં હતા. બીજો મત એવો છે કે હાલના ભૂખંડો ઉપરાંત ગૉંડવાના લૅન્ડ અને અંગારા લૅન્ડ નામે બે વધારાના ખંડો હતા. ગૉંડવાના લૅન્ડ હિંદ અને આફ્રિકાને સાંધતો હતો. હિંદની પૂર્વે એ ઑસ્ટ્રેલિયા સુધી લંબાએલો હતો ને વળી આફ્રિકાની પૂર્વે ઍટલાન્ટિકના માર્ગે એ દક્ષિણ અમેરિકા સુધી પ્રસરેલો હતો. ગૉંડવાના લૅન્ડની ઉત્તરે ટેથીસ મહાસાગર(Tethys Sea) હતો ને તેની ઉત્તરે અંગારા લૅન્ડ આવેલો હતો. આ બીજો મત વૅગનરનો છે. આ રીતે વૅગનરના મત પ્રમાણે હાલના બધા ખંડો એકબીજા સાથે સંધાએલા હતા. હિંદ દક્ષિણ ધ્રુવની છેક નજીક હતું. પૃથ્વીનો આ ભૂખંડ-સમુદાય

ગોન્ડવાના લેન્ડના અવશેષો.
અંગારાલેન્ડના અવશેષો

આગ્નેય ખડકોની સપાટી ધરાવતા આ ભૂખંડો પર જે વરસાદ પડતો તેનું પાણી નદીઓ રૂપે વહી ચાલવા લાગ્યું અને નીચા પ્રદેશોમાં સરોવરના રૂપે ભરાઇ રહેવા લાગ્યું. પાણીના ધોવાણથી આગ્નેય ખડકો ઘસાવા લાગ્યા. આ ધોવાણ(Erosion)થી જે રેતી કે માટી રચાતી તે નદીઓનાં પાણી સાથે વહીવહીને સમુદ્રો અને સરોવરોનાં તળિયે પડબંધ રૂપે પથરાવા લાગી. આ રીતે પડબંધ ખડકો (Sedimentary rocks) રચાયા. વેળુપાષાણ (Sand-stone), માટી (Clay), ચૂર્ણ પાષાણ (Lime-stone) વગેરે પડબંધ ખડકો છે.

એમાં ચૂર્ણ-પાષાણ (ચૂનાનો પત્થર), શેલ માટી, (એટલે ખૂબ જ ઝીણી પડબંધ માટી દાખલા તરીકે દ્વારકા વિસ્તારની ગોપીચંદન કહેવાતી માટી, મુલતાની માટી, ગર્ભિણી સ્ત્રીઓ ખાય છે તે મગ માટી–ભૂતડો) આદિના ખડકો દરિયાના તળિયે રચાયલા હોય છે, ને એ જ્યાંજ્યાં મળી આવે ત્યાંત્યાં અગાઉ દરિયો હોવાની સાક્ષી પૂરે છે.

આ પડબંધ ખડકો જ્યારે રચાતા હશે તે જમાનાનાં પ્રાણી ને વનસ્પતિના અવશેષો પાણી સાથે વહી સરોવરો ને દરિયામાં જતાં આ ખડકોમાં દબાઇ ગયા હશે. તેથી તે આજે એ પડબંધ ખડકોમાં ફૉસિલ (Fossil) રૂપે મળી આવે છે. તેવી જ રીતે દરિયાની અંદરનાં પ્રાણીઓ પણ ચૂનાના પત્થર અને શેલ માટીનાં પડોમાં દબાઈ જઇ ફૉસિલ બનેલાં હોય છે.

આ પ્રમાણે માઇલો સુધી પડો ઉપર પડો બંધાતા જવાના કારણે ઉપરનાં નવાં પડોના દબાણથી સાવ નીચેના પડો કઠણ બનતા જતા. વળી, ઉપરના આ દબાણથી ગરમી પણ ઉત્પન્ન થતી ને કેટલીકવાર નીચેનાં પડોમાં ચીરાડાઓ પણ પડી જતા ને તેમના વાટે નીચેના સાયમા પ્રદેશનો ધગધગતો લાવા રસ એ ચીરાડાઓનાં પોલાણોમાં ભરાઇ રહેતો. પરિણામે આ ગરમ લાવારસના સંપર્કમાં આવતા નીચલા વર્ગના પડબંધ ખડકો શેકાઇ જતા. આ ક્રિયા Metamorphism (રૂપાન્તર) કહેવાય છે, કારણ તેની અસરથી આ ખડકોનો પ્રકાર બદલાઇ જાય છે. દાખલા તરીકે વેળુપાષાણ(Sand-stone), ચૂર્ણપાષાણ (Lime-stone) અને શેલ (Shale) માટી બદલાઇને અનુક્રમે ક્વાર્ટઝાઇટ(Quartzite), આરસ (Marble) અને સ્લેટ (Slate) બની જાય છે.

આ પ્રમાણે ખડકો (Rocks) ત્રણ પ્રકારના થાય છે: આગ્નેય (Igneous), પડબંધ (Sedimentary) અને રૂપાંતરિત (Metamorphosed).

હિંદના પ્રદેશમાં, પૃથ્વીની મૂળ એવી આગ્નેય ખડકોની સપાટી પરના નીચાણના ભાગોમાં ભરાએલાં સરોવરો તથા નાના સમુદ્રોમાં આ ખડકો ધોવાઇધોવાઇને જે પડબંધ ખડકો રચાયા તે 'ધારવાડ વર્ગના' ખડકો કહેવાય છે. ગુજરાતને આંગણે જે આગ્નેય ખડકોની સપાટી હતી તે 'બુંદેલખંડ નાઇસ'(Bundelkhand Gneiss)ના નામે ઓળખાય છે, કારણકે આ ખડકો હાલ મુખ્યત્વે બુંદેલખંડના પ્રદેશમાં સપાટી પર નજરે પડે છે.

આ 'બુંદેલખંડ નાઇસ'નું ગુજરાતનું ભૂપૃષ્ઠ ભૂગર્ભના અંદરનાં કારણોને લઇ સહેજ નીચે ધસી ગયું. પરિણામે તેના ઉપર મીઠા પાણીનો સાગર ભરાઇ રહ્યો. આ સાગરને તળિયે આ આગ્નેય ખડકો ઘસાઇ ઘસાઇને દસ હજાર ફૂટ જેટલી જાડાઇના ધારવાડ વર્ગના પડબંધ બંધાયા. (ધારવાડ વર્ગના આ ખડકો અરવલ્લી પેટા વર્ગ (Aravalli system)ના નામે જાણીતા છે.

(ડિસેમ્બર ૧૯૫૮)

---

'પૅંગિયા'(Pangea)ના નામથી ઓળખાય છે. પૅંગિયામાંથી આ ખંડો સાયમાની સપાટી પર તરતાતરતા ધીમેધીમે છૂટા પડીને દક્ષિણ ધ્રુવથી જુદીજુદી દિશાઓમાં જ્યાંત્યાં વિખેરાવા લાગ્યા. વળી બીજા મત પ્રમાણે આ મુજબ નહોતું.

## 'લી મોરલી !

આવડો મ લોભ તે કીજીએ 'લી મોરલી !
આવડો મ લોભ તે કીજીએ રે લોલ;
અમરતને એકલાં ન પીજીએ 'લી મોરલી !
અમરતને એકલાં ન પીજીએ રે લોલ.

મંજરીની ગંધથી મે મીઠરા કંઠની
કોયલની વાણ ઝંખવાણી રે લોલ;
શું રે તારી જ વેણુ-પાંખે રમંત કેં
અવની આકાશ રહી ગાણી રે લોલ.

આવડું ગુમાન તે મ કીજીએ 'લી મોરલી !
આવડું ગુમાન તે મ કીજીએ રે લોલ.
તરસું બીજાંની થોડી પ્રીછીએ 'લી મોરલી !
તરસું બીજાંની થોડી પ્રીછીએ રે લોલ.

રાજેન્દ્ર શાહ



જ ખડકોમાંથી મળી આવે છે. ગુજરાતને આંગણે આરસની ખાણો આબુ પાસે ચંદ્રાવતી આગળ છે. દેલવાડાનાં વસ્તુપાલ-તેજપાલનાં જગપ્રખ્યાત મંદિરો આ ચંદ્રાવતી આરસનાં જ બનેલાં છે. ડભોઇ નજીક મોતીપુરાનો લીલો આરસ પણ આ 'અરવલ્લી ખડકો'માં જ નીકળે છે. પૂર્વ ગુજરાતના અરવલ્લી ખડકો 'ચાંપાનેર સમુદાય' (Champaner series)ના ખડકો કહેવાય છે.

હવે આગળ ચાલતાં પહેલાં આપણે હિંદના 'ભૂસ્તરક્રમ' (Stratigraphy)ની માહિતી મેળવી લઇશું. ભૂસ્તરક્રમ એટલે ઉપર જણાવેલી ક્રિયાઓથી જમીનથી એક પછી એક જે ખડકો એકબીજા ઉપર ઉત્તરોત્તર રચાતા ગયા તેમનો ક્રમ. એમાં સૌથી જૂના પ્રારંભિક ખડકો છેક તળિયે હોય છે, જ્યારે છેલ્લા ને તાજા ખડકો તેની ઉપર આવે છે. એટલે ભૂસ્તરક્રમ હમેશાં નીચેથી ઉપર વંચાય છે. તેનો વિગતવાર કોઠો આ નીચે આપ્યો છે તે પણ એ જ રીતે વાંચવાનો છે. (ચાલુ)

| ગુજરાતના ખડકો | ગુજરાતના ખડકોમાંના ખનિજો | ભૌગોલિક ફેરફારો (ગુજરાત અને હિંદમાંના) | જીવસૃષ્ટિનો વિકાસક્રમ |
|---|---|---|---|
| ાયુ વડે હાલ રચાય છે. | નદીઓનાં ભાઠાંની માટી. દરિયાકાંઠાનો કાદવ. | સૌરાષ્ટ્ર સમુદ્રમાંથી ઉપર આવી રહ્યું છે | હાલની માનવજાત. |
| | નદીઓનો કાંપ કે જેના પર હાલ ખેતી થાય છે. કાંકરારેતીનાં પડો. | સૌરાષ્ટ્ર સમુદ્રમાં રહે છે. | શિવાલિકમાં માનવીનો પૂર્વજ |
| ોઘમ બેટ અને રાજપીપળાના ુપાષાણો; ફૉસિલો નીકળે છે. | પત્થર, કાંકરા અને રેતીનાં પડો | સૌરાષ્ટ્ર સમુદ્રમાં ડૂબે છે. | નર્મદા સાબરમતીના પ્રદેશમાં આદિ માનવ. |
| ાજપીપળાની શેલ માટી, સૌરાષ્ટ્ર અને ચ્છના સાગરકાંઠાની મરોડીઓ ીનાઇ માટી-સીમેન્ટના ખડક પણ છે. | આ પડોમાંથી બીજા પ્રદેશોમાં પેટ્રોલીઅમ (ખનિજતેલ) મળી આવે છે. ગુજરાતમાં તપાસ થઇ નથી. રંગબેરંગી મરોડીઓ અને સીમેન્ટનો પત્થર. લોખંડની ખાણો. અકીક પત્થર | ગૉંડવાના લૅંડ તૂટતાં ગુજરાત દરિયાકાંઠાનો પ્રદેશ બને છે. | શિવાલિકમાં માનવીનો પૂર્વજ શિવાલિકના નરવાનરો પ્રારંભના વાંદરાઓ |
| ક્ષિણ ગુજરાતના પીળા ચૂર્ણ પાષાણો. પા ખડકો કચ્છ ને સૌરાષ્ટ્રમાં નથી. | | | લેમૂર, ચામાચીડિયાં, આદિમ હાથી, ઘોડા વગેરે |
| તપુડા ને ઉત્તર સહ્યાદ્રિ, પાવાગઢ સૌરાષ્ટ્રના પર્વતો કચ્છનાકેટલાક પર્વતો ા ખડકનાછે સોનગીર,ચાંપાનેર હિમત-ર, પ્રાંગધ્રા, ડુમખળના વેણુ-પાષાણો. | ગુજરાતના મધ્યકાલીન સ્થાપત્યમાં વપરાએલા ડભોઇ, ચાંપાનેર, હિંમત-નગર, ધ્રાંગધ્રાના વેણુ-પાષાણો. | ગુજરાત પર લાવા રસ પથરાય છે. | રાક્ષસી કદનાં સસ્તન પ્રાણીઓ |
| ચ્છના પચ્છમ, ઝારી, કચોલ અને મીઆ ખડકો કે જેમાંથી મધ્ય વકલ્પના વિશિષ્ટ એવા મેંઢશૃંગી mmonites નીકળે છે. | કચ્છમાં થતી મરોડી, અને ફટકડી નીકળે છે તે ખડકો. કચ્છ અને ઉત્તર સૌરાષ્ટ્રનાં ખોટા કોલસાનાં પડો. | ગુજરાત-સૌરાષ્ટ્ર ગૉંડવાના લૅંડના પ્રદેશો હતા. | આદિમ પક્ષીઓ, મગરો ને ઊડતી ગરોળીઓ. |
| ખા ખડકો ગુજરાતમાં નથી, કારણ ગુજરાતનો પ્રદેશ ભૂખંડ હોવાથી તેનું ધોવાણ ને ઘર્ષણ ચાલ્યા કર્યું પણ પડો બંધાયા નહિ. | આ ખડકો ગુજરાતમાં નથી. | " | પ્રાથમિક સસ્તન પ્રાણીઓ. આદિમ પ્રકારનાં ઊડતાં જીવડાં (ઝીણાં) જડબાં વગરનાં માછલાં, વગર પાંખોનાં જીવડાં આદિમ વીંછી, શાર્ક. |
| અરાવલ્લીનો 'દિલ્હી ખડકસમૂહ' | ઉત્તર અને પૂર્વ ગુજરાતના ખડકો કે જેમાં તાંબુ, સોનું, સીસું, મૅંગેનીઝ, આરસ, કાચનોસિલિકા વગેરે થાય છે. | અરવલ્લી પર્વતની ઉત્પત્તિ | |
| ચાંપાનેર ખડકસમૂહ, અરાવલ્લી ખડકવર્ગ. | | | |

પ્ર વાં હી / અ ને ધ ગ ધ ગ તો પ દા ર્થ

પીંજરામાં ઊભો રહીને વકીલના પ્રશ્નોનો જવાબ આપતો હોઉં એવું લાગ્યું. પછી થોડીવાર બીજો કંઇ પ્રશ્ન ન થયો. પ્રશ્નકર્તાનો ઊંચો થએલો જમણો હાથ પાછો એના ખિસ્સામાં પેસી ગયો. ટોર્ચનો પ્રકાશ પણ મારા મોં પરથી નમીને નીચે જમીન પર ચમકતું વર્તુળ સર્જી રહ્યો.

'તમે નક્કી ઘેર પાછા ફરવા ઇચ્છો છો?' એણે પૂછ્યું.

અધીરો થઇ હું બોલ્યો: 'એ યે કહેવાનું? જોકે આવા અંધારામાં...' છાની વિનતિને મેં અધૂરી જ રાખી.

થોડીવાર સુધી કંઇ જ જવાબ ન મળ્યો. પછી અચિન્તા એણે કહ્યું: 'ચાલો મારી સાથે. તમે શિકારી છો. શિકારીની વ્યથા હું જાણું છું. તમને કદાચ આકરી ભૂખ લાગી હશે; અને તમે થાક્યા પણ છો. એકાદ પ્યાલો ગરમાગરમ ચા તમને ઠીક પડશે. હું નજીકમાં જ રહું છું, ચાલો.'

## ક્ષેત્રી

• ઉપજાતિ •

**અદશ્યમાં દષ્ટિ ભરીભરીને**
**સ્વેદે ભીંજાતો રસક્ષેત્ર ખેડું;**
**સત્કર્મ-બી અંતર સંઘરીને**
**એ વાવણી મોલ બધા ઉછેરું.**

**નવું નવું ચેતન ધૈર્ય ધારું,**
**નવા પ્રતાપી તપને વધારું,**
**આકાશવૃત્તિ મુજ એક બ્હેની,**
**ને એક મારો પુરુષાર્થ બંધુ.**

દેશળજી પરમાર

ગરમ ચાનું નામ સાંભળી મન આનંદે મત્ત થઇ ઊઠ્યું. સંકોચ ન રાખતાં મેં કહ્યું, 'ભલે ચાલો.'

અમે બેઉ એક બાજુ સાથે ચાલ્યા. ટોર્ચનો પ્રકાશ આગળ વધતો અમને મારગ દેખાડતો લઇ ચાલ્યો.

બહુ દૂર જવું ન પડ્યું. વીસેક ડગલાં ગયા ન ગયા ત્યાં એક ખંડિયેર જેવા જીર્ણશીર્ણ મકાન પર ટોર્ચનો પ્રકાશ પડ્યો. એને મેં મકાન કહ્યું તો ખરું, પણ વસ્તુતઃ એ ઈંટ-લાકડાંનો ગંજ જ હતો. જે કાંઇ ઊભું હતું તે પણ ઝાડ-ઝાંખરાંથી એવું આવરાઇ ગયું હતું કે ત્યાં વાઘ છુપાઇ રહ્યો હોય તો યે કંઇ નવાઇ નહિ. અશ્વગંધાનું એક વૃક્ષ આંગણામાં વાડ ઉપરથી માથું કાઢીને ઊભું હતું ને અંદર જવાનો માર્ગ એનાં સઘન પર્ણોથી આવરી રહ્યું હતું.

એ મકાન કદાચ સોએક વર્ષ પર અહીંના કોઇ જમીનદારનું રહેણાક હશે. તે પછી ઘણાં વર્ષો સુધી પડતર રહેતાં અને પ્રકૃતિના પ્રકોપે અત્યારે એની આ દશા થઇ લાગતી હતી. અંદર રહેવાલાયક એક-બે ઓરડા કદાચ હજુ યે ઊભા હશે, પરંતુ બહારથી એવું અનુમાન પણ થઇ શકતું ન હતું. એવા એ મકાન પાસે આવી મિત્ર બોલ્યા, 'સાઇકલ અહીં જ રહેવા દો.'

'તમે અહીં જ રહો છો કે શું!' મારા વિસ્મયને હું વધુ વખત દબાવી ન શક્યો.

'હા, આવો.' એના આ ઉત્તરના અવાજે સ્પષ્ટ કહી દીધું કે બીનજરૂરી કુતૂહલ એને નાપસંદ છે, એટલે વધુ પૂછપરછ ન કરતાં ભીંતે સાઇકલ ટેકવી હું એની પાછળ-પાછળ ચાલ્યો. મનમાં અનેક પ્રશ્નો કૂદાકૂદ કરવા લાગ્યા. બિહારને એક ખૂણે, શહેર કે જનપદથી ઘણે દૂર, એક ભગ્ન મકાનમાં આ બંગાળી શું કરતો હશે? કોણ હશે એ? આવા અજ્ઞાતવાસનો શો હેતુ હશે?

અંદરનો રસ્તો બહુ જ વાંકોચૂંકો ને સાંકડો હતો. મુખ્ય દ્વારનું અશ્વગંધા વૃક્ષ વટાવી આગળ જઇને જોયું તો એક ભીંતે વચ્ચે ધસી પડીને ઓળંગવી કપરી તેવી આફત ઊભી કરી છે. એને પાર કરી જરા આગળ વધતાં જોયું તો સાગની એક જબ્બર આડી ભીંતમાંથી નીકળી વચ્ચે ત્રાંસી પડી હતી. ડગલે ને પગલે ઝાંખરાં ને દાભોળિયાં કપડાંમાં ભરાવા લાગ્યાં.

ખૂબ આમતેમ ફરીફરીને આખરે એક બારણા પાસે આવી ઊભા. બારણે તાળું હતું, એ ખોલીને મિત્રે એક કટાઇ ગએલ તોતીંગ બારણું ઉઘાડ્યું ને મને અંદર આવવા નિશાની કરી. અંધારી ગુફા જેવું એ મકાન જોઇ એકદમ અંદર પ્રવેશતાં બીક લાગે. પરંતુ જે ચક્રવ્યૂહનો આટલો પંથ વિના વિપત્તિએ વટાવી આવ્યો હતો તેના મુખમાંથી શું કહીને હવે પાછો વળું? હૈયું કો અજાણ આશંકાએ થડકવા લાગ્યું: આ અજ્ઞાતકુલશીલ સાથી કેવો માણસ હશે? મને ક્યાં લઇ જતો હશે?

મહા પરાણે કોઇ કઠણ વસ્તુ ગળા નીચે ઉતારી રહ્યો હોઉં એમ દરવાજો વટાવી અંદર પ્રવેશ્યો. સાથીએ અંદર આવી બારણું બંધ કરી દીધું. અને ટોર્ચનો પ્રકાશ એકવાર ચારે બાજુ ફરી વળી બંધ થયો.

રૂંધ્યા શ્વાસે મેં અનુભવ્યું કે એ મારી બાજુમાં થઇને જરા દૂર જઈ કંઇક ફંફોળવા લાગ્યો, અને વળતી જ પળે દીવાસળીની કાંડી સળગી ઊઠી. એની સાથોસાથ એક ઉજ્જવળ લૅમ્પના પ્રકાશે ઘર પ્રકાશી ઊઠ્યું.

આટલી વારે હવે મારા સાથીને હું નિહાળી શક્યો. નહિ બહુ ઊંચા કે નહિ બહુ નીચા એવા મધ્યમ કદના એ માણસને દૂબળો કે જાડો પણ ન કહી શકો. એની મુખમુદ્રા પણ તદ્દન સાધારણ હતી. માત્ર આંખોની દૃષ્ટિ ઊંડી હતી. જાણે એ આંખોથી કંઇ જ છુપાવવું શક્ય નહોતું. જડબાં



# મિલનમોરલી

વૃન્દાવનની વાટે રે, કોઈ મિલનમોરલી વાયે,
જમુનાજલને ઘાટે રે, કોઇ ગોપી ઘેલી થાય !

મોરલીએ ગનડાની વાણી,
સુણ્યા વિણ રહેવાય ?
કાલિન્દીનાં કાળાં પાણી,
અંગે શિદ રહેવાય ?
વનને કાંટે કાંટે રે, કોઈ બિછાત ફૂલની છાય,
ફૂલ-મારગને ફાંટે રે, એનો જીવ વીંધાતો જાય !

કુંજગલીને દ્વારે દ્વારે,
ઢૂંઢી વળ્યાં બે નેણ;
કદંબવનને ક્યારે ક્યારે,
વણઉત્તરનાં વેણ;
શીતલ સૂરની છાંટે રે, કોઇ વરસી રહ્યું છે વ્હાલ,
નેહનદીને ઘાટે રે, એનું અંગ અગનમાં ન્હાય !

છલછલ એનાં આંસુવનનીરે,
વિરહાનલ શીદ ઠારે ?
મન્દ્રમદીર ને મંદ સમીરે,
ભીતર મરદં ભારે !
મોરલીધરને માટે રે, એ તો નિજમાં આજન માય
(ને) હૈયા કેરે હાટે રે, વણમૂલ વેચાવા ન્હાય !



**નિરંજન ભગત**

મજબૂત ને પરિપુષ્ટ, દાઢીમૂછ સાફ, ઉમર ચાળીસની આસપાસ. પોષાકમાં એક ચોકડીભાતની રેશમી લૂંગી ને રાખોડી રંગનો મોટો સ્વેટર-કોટ. ચહેરા ને વેશ પરથી તરત એની જાત નક્કી કરવી આકરું થઇ પડે તેમ હતું.

પોતાની ઊંડી વેધક પ્રશ્નભરી આંખો મારા મોં પર ઠેરવી હોઠમાં જરા હાસ્ય લાવી એણે કહ્યું:'સ્વાગત; બંદૂક ઉતારો હવે.' મારી બંદૂક હજુ સુધી ખભે ભેરવેલી જ હતી. પંખીઓવાળો બગલથેલો પણ બાજુમાં જ ઝૂલતો હતો. એ નીચે મૂકતાંમૂકતાં મેં ઓરડાની ચારે બાજુ નજર નાખી. બરાબર વચ્ચે એક ખોખાને ઊંધું વાળીને ટેબલ બનાવ્યું હતું ને એ પર કેરોસીન લૅમ્પ ગોઠવ્યો હતો. લૅમ્પના પ્રકાશમાં જણાયું કે ઓરડો સામાન્ય માપનો હતો. એને એક ખૂણે ઘાસનો ઢગલો ખડકેલો હતો. કદાચ એ જ હમણાંના ઘરધણીનું બિછાનું હશે. આ ઉપરાંત ઓરડામાં બીજો કંઇ જ સરસામાન નહોતો. ધરતી ધૂળખરતી ભીંતો પોતાની કારમી દીન વાત વિચારતી પરસેવે જાણે પસીજી ઊઠી હતી. મેં બંદૂક ભીંતે ટેકવીને મૂકી કે તરત ઘરધણીએ પૂછયું: 'એ તમારી બંદૂક છે કે શું ?'

'સાધારણ શૉટ-ગન છે. પણ ચીજ અસલ દેશી—અહીંની બનાવટની જ છે.'

મિત્ર આગળ આવી બંદૂક હાથમાં લીધી. બંદૂક ઝાલવાની એની રીત જોઇ હું જાણી ગયો કે એ હાથ બંદૂક ચલાવવાને વણટેવાએલો નથી.

બંદૂકને વચ્ચેથી વાળી અંદર નજર કરતાં એ બોલ્યો: 'ચીજ કંઇ ખરાબ નથી, પંચોતેર વાર સુધી તો બરાબર નિશાન લે. જરા વજનદાર છે: પણ એમાં શું ? જોઉં, શું શું પંખી લાવ્યા?'

અને એમણે પોતે જ મારો બગલથેલો ઠાલવી પંખી બહાર કાઢયાં અને પછી આનંદિત થઇ એ બોલી ઊઠયા: 'વાહ, તેતર ને જંગલી કબૂતર છે ને શું ? બે હરિયાળ પણ છે. આ બાજુ ઘણાં હરિયાળ દેખાય છે.'

મેં જોયું તો તદ્દન શિશુસહજ અકૃત્રિમ આનંદે એનું મોં મરકી રહ્યું છે. અત્યાર સુધી અમારી વચ્ચે જે એક અંતર રહ્યું હતું તે જાણે એકદમ દૂર થઇ ગયું. (પૃ. ૫૦૩મે)

તારા તથાપિ વિરહે કવિરાજ્ઞિ પામ્યો
આ લોક ને પર તણો કંઇ ખેલ જોયો.

સ્ત્રી: નિરખતાં મુરતી રસિયા તણી
વિરહિ શું કવિની કવિતા સુણી,
અજબ ઉત્સુકતા મુજને થઇ,
પુરણ છન્દ સુણાવ કૃપા કરી.

કવિ: શ્રીકન્યકા આપ જ, હું ગમાર.

સ્ત્રી: ના ના, ખરા રસિકવલ્લભ છો વિરાગી.

કવિ: રાગી, છતાં, તમ તણો, નિરખો કૃપાથી:

સ્ત્રી: કન્યાવ્રતે જીવનભોગ આપ્યો!

કવિ: શ્રીકન્યાવ્રત તાહરૂં, વિરહિનું ગાઉં સદા યે રહ્યું,
જન્મી આ ભવ નાગરી વરણુ શું, હું ગીતજીવી તણા,
ગાઈને રિઝવી ભવાન્તર-સખી, સાંપડ્યું ન માતે ફરી,
બાકી એક જ પાત્ર આ વિષ તણું ઓષ્ઠે અડે છે ફરી.

પૂર્વે શું, સ્મર, કન્યકા દ્યુતિમતી શ્રીપુંજ રાજ તણી,
શ્રીગાલે પ્રભુ એ મુંઝાય નિરખી કન્યા અને અર્બુદ.
ના આરોહણ દુર્ગમાચલ પરે પથ્થા વિના કોઈનું,
ને ના રાજકુમાર કોઇ વરતી શ્રીકન્યકા યૌવને.

ને હું નાગકુમાર! શિલ્પિપતિ શો, જોઇ રીઝી તું હતી
મારૂં શિલ્પ, અને રચેલ વિધિએ જે શિલ્પિના દેહનું,
એકાકી ફરતાં નદીતટ વિષે તે નાગની ખીણમાં
શીલા કેવી થઈ મોઠાં ગલકતા નેનો અને ઓષ્ઠની!

તારાં એ નયનો વસ્યાં હૃદયની ઊંડાણમાં તે પછી
માગું માગું ગયું પિતા તવ કને, પાછું કિધું યુક્તિથી
માતાએ, તવ આ ત્રુટી હૃદયની તંત્રી વિખેરાઈ ને,
ત્યાગી શિલ્પ, વિરાગિ યોગિ બનિયો આ અર્બુદારણ્યનો.

શ્રીપુંજે જગમાં પડો બજવિયો 'જે બાર પાળે થકી
નાથે અર્બુદ નાગને નગ રૂપે, તેને વરે કન્યકા
શ્રીજેવી મમ.' એ સુણી વિરહિ આ ઉત્સાહથી પ્રેરિત
શિલ્પી અર્બુદ-અદ્રિ પાજ રચવા પાછો ફરી હું થયો.

ખારે કેડી વિકટ ગિરિની જાણતો હું હતો તે
સાધું સાથે—

સ્ત્રી: વિરમ; ગહરે ચિત્તમાં પૂર આવે:
જાણ્યું માતે-કુળમરવિલી-નાગનો પુત્ર આ તે;
મૂકી ઓણે સમયઅવધિ: 'કાલ સૂર્યોદયે જ
કન્યા મારી વરણ કરશે પાજ પૂરી થશે તો.'

કવિ: ને આખી એ રજનિભર હું વેગ પામ્યો અપૂર્વ,
જાદુ જાણે તવ નયનનું! માર્ગ પૂરો થયો આ,
ને મારી યે વિરહરજનિ રાત આ સાથ પૂરી!
ને શ્રીકન્યાદરશન ઉષા સાથ થાશે મને-તો.

ઓ ધ્યાનમાં સ્વર કહે; ઉગિયું પ્રભાત?
ના ના વિહંગ અહુકું રવતું હશે કે;
ના કુકુટી-સ્વર ખરો,—હજિ પાજ બાકી,

ને આ ઉષા! ગહનમાં ડુબતાં જ જોઇ—
શ્રીકન્યકા ઝળહળે ઉગતી ઉષામાં.

સ્ત્રી: ને હું સ્વયંવરવધૂ વરમાલ લાવી,
કંઠે સમર્પિ તવ, અર્બુદમાર્ગશિલ્પી!
માતા તજી ગિરિ મહીં અહિં વાસ કીધો,
ને કન્યકાવ્રત લઇ ભવભેખ લીધો.

[કરચળી ચઢતી કવિ-ભાલમાં,
નયનમાં નયનો ઉતરે ઊંડાં;
કલમ હાથ થકી સરકી પડે.
વિષનું પાત્ર ફરી મુખને અડે
નવ અડે, તહિં અંગુલિ કન્યકા
કર તણી વિજળી સમ પાત્રને
રેપરશાતી વિષના, હસતી જરા
નમવતી લઈ પાત્ર કરે કહે:]

સ્ત્રી: અમૃતપાન કરો કવિ એકલા?

કવિ: વિષનું પાન કરે કવિ એકલો;
કવનથી પણ જે જિરવાય ના
વિરહદુઃખ અનન્ત ભવેભવે!

સ્ત્રી: આ પાત્રને મુખ અડે કવિ આપણાં બે
એમાં ન બન્ધન મને ભવ આ વિધાતા,
એકે સ્પૃહા રહિ મને નહિ લોકમાં આ
જો સાથ આ નવ છુટે, છુટતાં શરીર!

શ્રીકન્યકા તણું શરીર વિલીન પામ્યું,
આ દેહનો પણ થશે વિલયાન્ત એવો,
શેની કવે! ભવભવાન્તર ઝંખના છે?
શેની કવે! રતિ તવાન્તરઆગની છે?

કવિ: તારો સમાગમ સદા મુજ ઝંખના એ,
તે તૃપ્તિ તો ન મુજને કદિ યે થવાની,
તું કન્યકાવ્રતવતી વ્રતઅર્પિતા છો,
તેથી ભવાન્ત કરવો કવિને લલાટે.

સ્ત્રી: શું એટલી તુજ રહી મુજની સ્પૃહા કે?
શું ઝંખના પુરિ થશે તુજ એટલાથી?
હું કન્યકાવ્રતની વ્રતઅર્પિતા ના;
આનન્દમાં કવિતણા વ્રત નાન્તરાય.

મારે હરે પણ રહી કવિ, ઝંખના એ,
તારો સમાગમ સનાતન ઇચ્છતી હું;
જોને વિલોકિ ફરિ અન્તર તાહરૂં તું
શેની ખરેખર કવે તુજ ઝંખના છે?

કવિ: આ છે બધી શબ્દની જાળ જો સખી;
હશે જ જે નશ્વર નાશ પામશે,
અને વળી શાશ્વત જે સદા રહે,
વસે કયું દિવ્યપણું જ તે વિષે?

સ્ત્રી: મને હવે ભાસતું એવું કાંઇ જે
ત્રિજું હશે ચેતન આપણું કશું?

ખરૂં કવે! નશ્વર શાશ્વને નહિ
વસે જ ઈશ્વત્વ, વસે કહીં બિજે.

ટળે જ શાથી પણ ભેદ આપણો
પુરાણ એ બંધન આપણું નહિ?
તૃતીય એવું કંઈ છે જરૂર
અભેદ જ્યાં સિદ્ધ નિરન્તરાય.
સદ્રૂપ તેથી જ સનાતનત્વ,
ચિદ્રૂપ આનંદમયત્વ તેથી.

[નિહાળતાં નેણ લસંત આર્દ્રતા,
વિચારતાં બેણ તણી ગભીરતા,
અગાધતા પ્રેમ તણી વિલોકતાં
શ્રીકન્યકાનયનમાં કવિ મૂઢ થાતો.]

સ્ત્રી: ચિતિસરૂપ નિહાળી શકે મને,
રસિકવલ્લભરૂપ ચિદાત્મ તું.
ચિતિસમાગમમાં રતિ પામશે,
સકલ પ્રેમ સમાગમ ત્યાં હશે.

[મરણના મુખમાં અમૃતત્વ એ
મત બધાં ઉર હુંપદ સાંકળી
પણ નથી કવિને સુખ છે કશું
વિષમ ગ્રંથિ ન એમ છુટી શકી.]

કવિ: ભલે રહ્યુ સત્ય, કહે જ જેમ તું,
મને પ્રિયે વેદન તાહરૂં ખરૂં,
ન અન્ય વેદું, પણ એક જાણતો -
સહી ન જે દેહ વિષે શકું પ્રિયે
અનન્ય નિર્વાણ—તજું ય દેહ તે.

['નહિ નહિ' વદતી રહી કન્યકા,
કવિ ન તે અકવિત્વ સહી શકે,
વિરહ દુઃસહને ભુલવા ફરી
ગહનમાં કવિજીવ ડુબી ગયો.]

સ્ત્રી: અરે આ શું' આ તારૂં હૃદય કથમ ફરકણિકત ફરી?
પ્રિયા થાવાની એ શાબિત નહિ ઈચ્છા કથમ બને?
હવે એ ક્યાં શોધું વિજન વનના હું વિહગને?
ઝુરે છે દંભીકી! વિરહ જિરવ્યે શું કુશળ છે.



બંને બાજુથી જોઈ શકાય એવી એક અદ્ભુત ઘડિયાળનાં બે બંને પાસાં આ ઉપર આપ્યાં છે. ડાબી બાજુ દર્શાવેલી તેની એક બાજુ પર કલાક, મિનિટ અને સેકન્ડમાં વખત જણાવવા ઉપરાંત વાર, મહિનો, ચન્દ્રની કળાઓ તથા ઘડિયાળને ચાવી આપવામાં કેટલો વખત બાકી રહ્યો છે તે પણ બતાવે છે. વળી તેમાં કલાક, અરધા કલાક તથા પા કલાકનાં પણ ટકોરા પડે છે! જમણી બાજુ બતાવેલો પાછલો ચેરો સૂર્યોદય ને સૂર્યાસ્તનો વખત, તારાની સ્થિતિ પરથી થતો વખત (Sidereal time), તથા સાઇડીરીઅલ અને સ્ટૅન્ડર્ડ ટાઇમ વચ્ચેનો તફાવત પણ બતાવે છે. તેની વચ્ચેના કાળા વર્તુળાકારમાંનાં સફેદ ટપકાં ન્યૂ યૉર્ક શહેર પર ઋતુ પ્રમાણે તારાઓની સ્થિતિ દર્શાવે છે. આ આશ્ચર્યકારક ઘડિયાળ બનાવતાં ૫ વર્ષ થએલાં. (નૅશનલ જ્યોગ્રાફિક મૅગેઝીન)

# ગઈ પચ્ચીસી અને કુમાર



લેખક
પ્રો. યશવન્ત શુક્લ એમ. એ.

કુમાર સાથેનો મારો સંબંધ એના પહેલા જ અંકથી બંધાયો તે આજ સુધી અતૂટ રહ્યો છે. મારા ગામની સાર્વજનિક લાયબ્રેરીમાં 'કુમાર' આવતું જોએલું એવું મને ઝાંખું સ્મરણ છે. જોકે મેં તો એના છૂટક અંકો (અને ફાઇલો બંધાઇ રહે ફાઈલો પણ) મારા ગામની રાષ્ટ્રીય કન્યાશાળાના આચાર્ય કને કરગરી કરગરીને માગી મેળવીને વાંચી હોવાનું યાદ આવે છે. 'કુમાર'નો પહેલો અંક બહાર પડ્યો ત્યારે તો હું આઠનવ વરસનો હોઇશ અને એમાં પ્રસિદ્ધ થતા બધા પ્રકારના લેખો સમજવાનો અને આસ્વાદવાનો મારો અધિકાર પણ નહીં; છતાં મને અત્યારે યાદ આવે છે કે હું ખૂબ ઊલટથી, ખૂબ રસથી વાંચી શકાય એટલું બધું વાંચતો, ઘણું હૃદયમાં ભરતો અને પછીના અંકની ઉત્સુકતાથી રાહ જોતો. અંગ્રેજી નિશાળમાં ગયા પછી, 'કુમાર' હાથમાં આવ્યું હોય ને વાંચીને તરત કન્યાશાળામાં પરત કરવાનું હોય એટલે વર્ગશિક્ષકની નજર ચુકાવી પાટલી નીચે 'કુમાર' રાખી એ વાંચી લેતો એ પણ અત્યારે યાદ આવે છે. એનાં બીજાં રસપ્રદ અંગો સહિત એની પ્રાર્થનામયતા પણ મારા બાલમાનસને ખૂબ આકર્ષતી હતી. 'કુમાર'માંથી પ્રેરણા લઈને સ્થળેસ્થળના વિદ્યાર્થીઓનાં ઘણા હસ્તલિખિત સામયિકોના અખતરા થયા હશે એમ હું માનું છું. બારેક વર્ષની ઉંમરે નિશાળના મારા એક સાથી ને ઉત્સાહી મિત્ર શ્રી. મણિલાલ વાળંદના સહકારમાં 'બાળપુષ્પ' કરીને એક હસ્તલિખિત અમે બહાર પાડવું શરૂ કરેલું તેમાં તો અમે સીધું 'કુમાર'નું જ અનુકરણ કરતા. 'કુમાર'માં આરંભના અંકોમાં પહેલે પાને પ્રાર્થના આવતી, તો અમે પણ પહેલે પાને પ્રાર્થના મૂકતા. મૂળમાં ને મૂળમાં જે જોડકણાં મારે હાથે જોડાયાં છે, તેમાંનું પહેલું એક પ્રાર્થનાગીત હતું. આટલું આત્મપુરાણ 'કુમાર'નો મારા બાલ્ય પર કેવો પ્રત્યક્ષ પ્રભાવ હતો તે દર્શાવવા આલેખ્યું છે.

એનો અપ્રત્યક્ષ પ્રભાવ પણ ઘણો જ હોવો જોઇએ. જેમકે એના 'મિજલસ' વિભાગમાં કિશોર વાચકો સાથે તંત્રી સીધી વાતચિતની ઢબે જે લખાણ કરતા, અનેક નવી બાબતો પ્રત્યે, અનેક કર્તવ્યો પ્રત્યે ધ્યાન ખેંચતા, અને સારી ટેવો દૃઢ થાય તે માટે જે સૂક્ષ્મ વિવેકયુક્ત સૂચનાઓ કરતા કે આપ્તવચનો ટાંકતા, તેથી અંતર્દર્શન કરવાની કેટલી બધી સુવિધા થતી તે પણ અત્યારે મને યાદ આવે છે. મારાં ક્યાં ક્યાં વિચારવલણો પર 'મિજલસ'ની મુદ્રા પડી હશે તે કહેવું મુશ્કેલ છે; છતાં એ પડી છે તે વિષે મને શંકા નથી. ઊગતી પ્રજાને ઘડવાની એ એક સંકલ્પપૂત પ્રવૃત્તિ હતી. અત્યારે સામયિકો પ્રજાનું રંજન કરવા માટે અનેક નુસખા યોજતાં જોવામાં આવે છે, પણ પ્રજાને ઘડવાનો, પ્રજાનાં વિચારવલણો ઉપર યોગ્ય છાપ નાખવાનો કેમ પ્રયત્ન નહીં કરતાં હોય, તેનો અત્યારે પ્રસંગોપાત મને વિચાર આવે છે. પોતાના અધિકાર વિષે એમને સંદેહ હશે કે એને એ ફૅશન બહારનું ગણતાં હશે? ગમે તેમ, પણ પ્રત્યેક જમાને પ્રજાઘડતરની પ્રવૃત્તિ કરવાની હોય છે જ, અને કોઈ કે તો એ કરવી જ જોઇએ. 'કુમાર' એ કર્તવ્ય ચીવટથી બજાવતું રહ્યું છે.

'કુમાર' એટલે ગુજરાતનું કૌમાર્ય એ અર્થ એના તંત્રવાહકોએ પ્રથમથી જ નિશ્ચિત કરી રાખ્યો હોઈને, હેતુપૂર્વક એ ઊગતી પ્રજાનું ખાસ માસિક બની રહ્યું હોવાથી, અને મારે પણ એક અવસ્થામાંથી બીજીમાં સંક્રાન્ત થવાનું પણ અનિવાર્ય હોવાથી, જુદી જુદી અવસ્થાએ 'કુમાર' પ્રત્યે મારે જુદી જુદી દૃષ્ટિએ જોવું પ્રાપ્ત થયું છે. છતાં સળંગ અગિયારબાર વરસ સુધી તો સમગ્ર જીવનને 'કુમાર'નાં ચક્ષુથી જ મેં જોયું હતું. કાવ્યના, ગદ્યના, ઇતિહાસના, પ્રવાસના, ચિત્રના, સાહસ અને અદ્ભુત રસના, જ્ઞાનવિજ્ઞાનના, ઉત્તમ ચરિત્રોના કંઇ કેટલાયે સંસ્કારોથી મારી ચેતના પુલકિત તો થતી જ, પણ કશુંક સરજવામાં યે પ્રવૃત્ત થતી, એ 'કુમાર'ને પ્રતાપે. મારા જેવા કેટલા યે અજ્ઞાત 'કુમાર'ભક્તો પડ્યા હશે તેની સંપાદકોને કેમ ખબર પડે? છતાં એના આરંભથી માંડી તે પચીસ વર્ષની કારકિર્દી દરમ્યાન કિશોર ચિત્ત પર 'કુમાર'નો કેવો પ્રભાવ પડતો રહ્યો છે તેનો એકાદ નમૂનો રજૂ કરવો જોઈએ એમ માનીને આટલો વિસ્તાર કર્યો છે. પોતાના કર્તવ્યક્ષેત્રની મર્યાદા સ્પષ્ટપણે પહેલેથી જ 'કુમારે' આંકી લીધેલી, તેથી જ આ પ્રકારનાં ઉત્તમ પરિણામો એને હાથે સધાતાં રહેલાં એમાં શક નથી.

'કુમાર'નું અવતરણ પણ જ્યારે થવું જોઈતું હતું ત્યારે જ થએલું: નહીં વહેલું કે નહીં મોડું. ૧૯૨૪માં એનો પહેલો અંક પ્રગટ થયો ત્યારે ગાંધીજીને દેશમાં, અને ખાસ કરીને અમદાવાદમાં, આવ્યાને લગભગ દસકો વીતવા આવ્યો હતો. ગાંધીજીએ સમસ્ત પ્રજાને પોતાની કાર્યપદ્ધતિથી અને પોતાના આદર્શોથી વિચારતી કરી મૂકી હતી;—વિચારતી જ નહીં, આચરતી પણ કરી મૂકી હતી. પ્રજા પોતાના અધિકારો અને કર્તવ્ય વિષે જાગ્રત થાય અને સ્વમાન ખાતર લડી લે એ મંત્ર પણ ગાંધીજી દેશને આપી ચૂક્યા હતા, એટલું જ નહીં, ૧૯૨૪ સુધીમાં તો અસ્પૃશ્યતાનિવારણ સુદ્ધાંનો પોતાનો મુખ્ય કાર્યક્રમ પણ દેશ આગળ ધરી ચૂક્યા હતા. દેશની પ્રજાને એમણે લડતમાં પણ દોરી હતી અને પોતે બ્રિટિશ રાજની વફાદાર રૈયત થવાનું માંડી વાળીને અસહકારી બન્યા હતા. પ્રજાને એમણે સહન કરતાં, વહાલી વસ્તુને છોડતાં, અને એ રીતે બળવાન તથા નિઃસ્પૃહી બનવાનું

દૃષ્ટાન્ત પૂરું પાડ્યું હતું. આથી પ્રજા ધીમેધીમે ફરીને પ્રમાદ અને ભીરુતા છોડતી જતી હતી; જોકે એનો સંશય દૂર થયો નહોતો, અપરિચિત પરિણામોનો ભય પણ એને છોડતો નહોતો, કાર્યપદ્ધતિ અને તેની પાછળની દૃષ્ટિ પણ એને બરાબર સમજાતી નહોતી, અને કર્તવ્યની દિશાઓ પણ એને સ્પષ્ટ સૂઝતી નહોતી. છતાં બ્રિટિશ સલ્તનતે શેષનાગને માથે ખીલો ઠોક્યો નથી, એને આઘાત આપી શકાય એમ છે, એની સામે વખતઆવ્યે લડી શકાય એમ છે, ને આપણામાં હીર હોય તો એને હચમચાવીને સ્વરાજ પણ હાંસલ કરી શકાય એમ છે એ ભાનનો પ્રજામાં ધીરેધીરે ઉદય થતો આવતો હતો. એ કાળે 'કુમાર'નું અવતરણ થયું. પ્રજાનું હીર કેળવવાનું કર્તવ્ય જાણે એણે ગળથૂથીમાં જ ઘોળ્યું હતું. એ માટે એણે ઊગતી પ્રજા પર જ નજર ફેરવી, એને પણ કાળબળની જ પ્રેરણા ગણવી ને?

પણ 'કુમાર'ને લડાયક જુવાનિયાઓની ફોજ ઊભી કરવાના મનસૂબા નહોતા. હાથમાં ઢાલ ભાલો સાહીને થનગનતે ઘોડે બેઠેલા, પૂઠા પર દર મહીને ઝળકતા કુમારની મુખમુદ્રામાં શૌર્ય સાથે સંસ્કારની જે સુકુમાર રેખા વરતાય છે તે ભૂલવા જેવી નથી. શૌર્યની સાથે જ્ઞાન અને અભિજાત ચારિત્ર્યનો પણ એને મેળ મેળવવો હતો. એને જ્ઞાનવાન, ચારિત્ર્યવાન, વીર્યવાન તેજસ્વી નવયુવકો પેદા કરી દેશની સિકલ પલટવી હતી. વિશાળ ક્ષેત્રમાં અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવતાં ગાંધીજી જે કરી રહ્યા હતા તે જ ગુજરાતના વિદ્યાર્થીઓના સીમિત ક્ષેત્રમાં વાઙ્મય-સાધનથી 'કુમાર'ને કરવું હતું. આ તુલના જેમને વધારે પડતી લાગે, તેમને હું 'કુમાર'ની જૂની ફાઈલોમાંથી 'મિજલસ' ને 'માધુકરી' એ બે વિભાગો જોઈ જવાની વિનંતી કરીશ.

ગાંધીજીએ સૂતા જગાડેલા દેશે આળસ મરડી ઊભા થવાનું કર્યું તેમાં તો પ્રજાની નસનસમાં કેવો ઉત્સાહ વ્યાપી ગએલો? એકલા ગુજરાતની જ વાત કરીએ તો રાષ્ટ્રીય શિક્ષણ માટે સ્થળેસ્થળે પ્રબંધો થવા લાગેલા, સ્થળેસ્થળે યુવક મંડળો સ્થપાવા લાગેલાં, ગ્રામોદ્યોગપ્રવૃત્તિ, કાંતણ, વૃક્ષારોપણ, ગ્રામસફાઈ, રાત્રિશાળાઓ આદિ પ્રવૃત્તિઓ સ્થળેસ્થળે શરુ થઈ ગએલી એટલું જ નહિ, પ્રજા પર રેલ કે દુકાળ જેવી વ્યાપક આપત્તિ આવી પડે ત્યારે પોતાનું જીવન હોડમાં મૂકીને સ્ફૂર્તિથી આપદ્ગ્રસ્તોને ઉગારવાની પરાર્થી મનોદશા પણ રચાતી જતી હતી.

આ જ સમયમાં, જેને આપણે સામાન્ય રીતે નવી કવિતા કહીએ છીએ તેનો ગુજરાતને પ્રથમ પરિચય થયો. ગાંધીજીનો પણ, પોતાના વિચારો ઘેરેઘેર પહોંચતા કરવા માટે લેખન પ્રવૃત્તિનો આશ્રય, જેમ આફ્રિકામાં તેમ અહીં પણ, લીધા વિના છૂટકો થયો નહોતો. પોતે સમગ્ર જીવનના વિધાયક, એટલે જીવન સાથે સંબંધ ધરાવતા અનેકાનેક વિષયો પર એમને લખાણ કરવું પડતું. અને સત્યના ગંભીર ઉપાસક, વળી અહિંસક, એટલે પ્રતિપક્ષીના વિચારોનો પણ મૃદુતાથી આદર કરી એની છણાવટ કરતા. આથી એમની આસપાસ ઉત્તમ કોટિના ચિન્તકો, સાધકો ને લેખકોનું એક મંડળ જામતું જ રહેલું. એક મોટી વાઙ્મયપ્રવૃત્તિ એમાંથી વહેતી થઈ અને એનાં સુપરિણામો રૂપે ગાંધીજીના અનેક ગ્રંથો જેમ પ્રજાને પ્રાપ્ત થયા, તેમ કાકાસાહેબ કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, મહાદેવ દેસાઈ, સ્વામી આનંદ, નરહરિ પરીખ, જુગતરામ દવે વગેરેના પ્રકીર્ણ લેખો પણ પ્રજાને મળવા લાગ્યા. મુક્ત, પ્રાણવાન, ચારિત્ર્યશીલ પ્રજા સર્જવાની દૃષ્ટિથી લખાયેલા આ લેખોથી નિઃશંક પ્રજાને પોતાના આત્માની ઝાંખી થવા લાગી હોવી જોઈએ, એનાં વિચારવલણો ઘડાયાં હોવાં જોઈએ, કેમકે જેઓ ગાંધીજીના સીધા અંતેવાસી નહોતા તેવા લેખકો ને કવિઓની વાણીમાંથી પણ આ જ પ્રકારના ભાવો નીતરતા દેખાય છે. ઝવેરચંદ મેઘાણી, દેશળજી પરમાર, ચન્દ્રવદન મહેતા અને પાછળથી ઇન્દુલાલ ગાંધી તથા મનસુખલાલ ઝવેરી, જેમનાં કાવ્યો 'કુમાર'માં પ્રસિદ્ધ થયાં છે, તેઓ આ ભાવો પોતપોતાની રીતે ગાતા દેખાય છે. છેક પાછળથી, પણ '૩૦ની લડત પહેલાં અને તરત જ પછી, કૃષ્ણલાલ શ્રીધરાણી, તથા સુન્દરમ્ ને ઉમાશંકર જેવી 'કુમાર'માં ઝળકવા માંડે છે.

## કબ્રની કથા*

• અનુષ્ટુપ •

વાણી જેમ મહાશીલા ગર્ભે છે ગૂઢ અર્થને,
તેમ શોભાવતું દીઠું શિકારેથાન સમર્થને.

દ્વારો ને બારસાખોનાં ઘોંમાં પથ્થર-તોરણો
મહીં કોરેલ મેં દીઠો જ્ઞાનપુંજ કુરાનનો.

બીબીઓ, બાંદીઓ, બચ્ચાં, સમ્રાટો પાયતખ્તના
સૂતાં'તાં ગાઢ નિદ્રામાં ભૂલી સંસારી આપદા.

પડી'તી એક ખૂણામાં કથા એ સુપ્ત શૌર્યની,
બીજે સૌન્દર્ય બેઠું'તું નિસાસા હાળના વણી.

એકે શોણિતથી રંગી પૂર્ણી પાક પુરાણની,
બીજીએ આંદી મૂકેલી રંગેલી પાનીઓ ધોમી.

અસ્થી કોતર્યાં હાન્તે હાથાનાં હાડપિંજરો,
સ્મિતે સોહાગણું ગીધાં સ્ત્રીએ પદ્મસરોવરો.

કબ્રો કેરી કતારોમાં ભેદ કામિની-કાન્તનો,
દૃષ્ટિએ પારખી લીધો રંગ સાયં-પ્રભાતનો.

**ઇન્દુલાલ ગાંધી**

*નગરઠઠ્ઠા(સિંધ)ની પશ્ચિમે આવેલી મકલી ટેકરી પરની શાહી કબ્રો જોઈને

ત્યારે તો નક્કી કાવ્યનું મોટું ધોડાપૂર આવ્યું હોય એમ લાગે છે ને 'કુમાર' એ મુખ્યત્વે કાવ્ય ને ચિત્રનું જ માસિક ન હોય એવો આભાસ રચાય છે. દેશપ્રેમ, દેશદાઝ, સ્વતંત્રતા અને માનવ કલ્યાણની ભાવનાઓની એવી રેલમછેલ મચે છે કે 'કુમાર'ને આરંભે મધુર ઋતુગીતો નિયમિત આપનારા શ્રી ત્રિભુવન વ્યાસ નક્કી પાછળ નંખાઈ જાય છે. એક નવો જમાનો આવ્યો હોય, નવી જ હવા પેદા થઈ હોય, એમ આ વખતના 'કુમાર'ના અંકો જોતાં સ્પષ્ટ લાગે છે.

આ નવું વાતાવરણ સર્જવાનો થોડોક યશ તો 'કુમાર'ને ફાળે અચૂક જવો ઘટે જ. અને એ વાતાવરણને નીડરપણે પોષવામાં, સમાન્તર ઉદાહરણો ને તેજસ્વી વિચારસરણીથી એને પ્રોત્સાહન આપવામાં, એની હરોળમાં ઊભું રહી શકે

# રજત જયંતીએ 'કુમાર'ને

•પરંપરિત સવૈયા•

તારે અશ્વ કરી અસવારી પલપલ પરિયાણો માંડ્યાં,
વ્યોમ વિશાળાં જોવા ઘરના નાનકડા ખૂણા છાંડ્યા,
નગરો ને વન,
સાગર ને રણ,
વણકેડી આણનણ ઘુમ્યો;
નીલ ગગન
નક્ષત્રો ને ગણ
કિરણોનો પાલવ ચૂમ્યો;
સાહસ ને શગણુને સંગે, મસ્તીભરી રમણને રંગે,
રસેભરી રમતો માણ્યું;
પુષ્પમુકુલને કોમળ અંગે, પ્રબલ મધુર અંતર ઉછરંગે,
ભાવ મધુર ઝરતો જાણ્યું;
પરમાણુની સૂક્ષ્મ વ્યંજના છાની પણ તારે પરખી;
વિરાટની વ્યાપ્તિ વિસ્તરતી તુજમાં શી નિરખી હરખી!
ગહન વિશ્વનાં ગૂઢ રહસ્યોનો પથ હો તારો યાત્રિ!
અરુણ અશ્વ પ્રગટો પ્રજ્ઞાની પરમ ઉષા ઉજ્જવલગાત્રી.

**શારદ ગાંધર્વ**



એવું તે સમયનું બીજું એકે સામયિક ભાગ્યે જ બતાવી શકાશે. દેશપ્રેમ એટલે 'મારો દેશ' 'મારો દેશ'નો ખાલી લવારો તો નહીં જ. દેશપ્રેમ એટલે દેશનો ઇતિહાસ, દેશની સંસ્કારપ્રણાલીઓ, દેશની કલાસંપત્તિ, દેશના મહાન સપૂતો, એ સર્વ વિશે મમત્વ, આદર; અને મમત્વ તથા આદર સ્ફુરે તે માટેનું જ્ઞાન. અને દેશના વર્તમાનને સુધારવામાં તથા ભાવીને ઘડવામાં મમત્વ, આદર અને જ્ઞાન પ્રયોજાય ત્યારે એ દેશપ્રેમ ચરિતાર્થ થયો કહેવાય. ગાંધીજી અને તેમને વળગીને રહેલા પ્રખર મેધાવિનોનાં જીવનમાંથી આ પ્રકારના દેશપ્રેમની સુવાસ ફોરતી હતી, પરંતુ સામાન્ય પ્રજા તો આખા સંઘને રાજકીય ઉદ્ધારકો તરીકે જ ભજતી હતી. દેશનો ઇતિહાસ, સંસ્કારપ્રણાલીઓ અને કલાસંપત્તિનો પરિચય પ્રજાને કરાવનારી વિશિષ્ટ પ્રવૃત્તિની જરૂર ત્યારે પણ ઊભી જ હતી.

ગુજરાત પૂરતો 'કુમારે' એ દિશામાં ભારે પુરુષાર્થ ખેડ્યો છે. ભારતીય પ્રાચીન અને અર્વાચીન ચિત્રકલા, મૂર્તિવિધાન ને સ્થાપત્યકલા, ભારતનાં પ્રાચીન અને અર્વાચીન સૌંદર્યધામો તથા તીર્થધામો, ભારતની ખનિજસંપત્તિ, જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં ભારતવાસીઓએ મેળવેલી સિદ્ધિઓ, આ સર્વનો પરિચય કરાવીકરાવીને દેશ વિશેની મમતા, ને આદરબુદ્ધિ 'કુમારે' કેળવી છે. 'કુમારે' એ બધાંનો પરિચય કેવળ શબ્દોથી કરાવ્યો નથી પણ ચિત્રોથી એમાં પૂર્તિ કરી છે. વસ્તુનો તલસ્પર્શી પરિચય એ 'કુમાર'નું લક્ષ્ય રહ્યું છે. દેલવાડાનાં જૈન દહેરાં હોય કે મોઢેરાનું સૂર્યમંદિર હોય, કોટયર્કનું શિલ્પ હોય કે ભુવનેશ્વરની પાર્વતીની મૂર્તિ હોય, કનિષ્કની પ્રતિમા હોય કે બુદ્ધની મૂર્તિ હોય–સર્વના પરિચય દ્વારા વાચકના ચિત્તનું સમસ્ત દેશના જીવન સાથે અનુસંધાન કરવાનું હોય તેવી યોજના 'કુમાર'ના કુશલ સંપાદનમાંથી વરતાઇ રહે છે.

પ્રાચીન-અર્વાચીન કલાના નમૂનાઓ દ્વારા કલાદૃષ્ટિ ખીલવવાનો અને દેશપ્રેમ જાગ્રત કરવાનો બેવડો ધર્મ જેવો 'કુમારે' બજાવ્યો છે તેવો ભાગ્યે જ બીજા કોઇ પણ સામયિકે બજાવ્યો છે. ત્યાં એ ખરેખર ઊગતી પ્રજાનું માસિક બની રહ્યું છે. અને ઊગતી તે કેવળ વયદૃષ્ટિએ જ નહીં, પણ સ્થિતિની દૃષ્ટિએ પણ ખરી. આજે પણ આ સુવાચ્ય, રસિક, બોધપ્રદ લેખો અમે તે વયના વાચકના ચિત્તને આકર્ષવા સમર્થ છે.

પણ આ બધી પ્રવૃત્તિઓથી સારો દેશ જાગી ગયો હતો, બધે જ ગાંધીજીનો મંત્ર સંભળાતો થયો હતો, અને બધે જ અજ્ઞાન તથા પરચક્ર સામે લડત આરંભાઈ ચૂકી હતી એમ માની લેવાનું નથી. દેશ ધીમેધીમે જાગતો હતો, આંખો ચોળતો હતો, બહાવરું જોતો હતો, થોડુંક સમજતો હતો, ઘણું સમજવા મથતો હતો, સમજ્યાથી અને નહીં સમજ્યાથી પરિણામોની કલ્પના કરી બીતો હતો. ગુલામી કોઠે પડી ગઇ હતી ને જૂની ટેવો જોર કરતી હતી, અને એ કારણે બધી દિશામાં પૂરપાટ દોટ મેલવી એ અશક્ય હતું. પણ જેઓએ દેશને જગાડવાનું પોતાનું કર્તવ્ય માન્યું હતું તેમની શ્રદ્ધા અને તેમની આશા ગજબની હતી. અપાર ધૈર્ય, કરુણા અને મમતાથી તેઓ જડ દેશબાંધવોના દર્દને પિછાનતા હતા ને તેનો ઉપચાર કરતા હતા. એક પ્રકારનો નાજુક સમભાવ આ આખી યે પ્રવૃત્તિમાં વ્યાપી રહ્યો હતો. 'કુમાર'ના તંત્રીએ મિજલસમાં વાચકોને જે અનુનય કર્યો છે, શુભ સંકલ્પો કરી જીવનમાં ચરિતાર્થ કરવાનો જે આગ્રહ કર્યો છે, ધૈર્યથી જે ચર્ચાઓ કરી છે, સહાનુકંપાથી જે બોધ આપ્યો છે તેને પેલા વ્યાપક સમભાવનો જ એક ફાંટો ગણવાનો છે.

આ પાંચેક વર્ષના ગાળામાં આરંભની મુશ્કેલીઓમાંથી માર્ગ કરીને 'કુમાર' સ્થિર, સ્વસ્થ અને પુષ્ટ થતું દેખાય છે. ધાડે ચડેલો ને ઉપડુંઉપડું કરી રહેલો કુમાર હવે જુવાન બન્યો દીસે છે, અને ભરપૂર આત્મશ્રદ્ધાથી પોતાના અશ્વને એડી લગાવીને દોડાવે છે. આરંભ કાળમાં જણાએલી મુશ્કેલીઓ પણ 'કુમાર' પૂરતી અનુકૂળતામાં ફેરવાઈ ગઈ છે. જેમકે નવજીવન મુદ્રણાલય પોતાની મુશ્કેલીઓને કારણે બીજે જ વર્ષે 'કુમાર' છાપવાની ના પાડે છે, તો 'કુમાર'ને (અનુ૦ પૃ. ૫૧૭મે)

## વિપ્લવવાદીઓમાં ભળેલા એક ગુજરાતીનું પહેલી જ વાર પ્રકટ થતું આત્મકથન



બાપુનું મૃત્યુ! એમના ખૂનની વાત સાંભળીને આખું અસ્તિત્વ અવાક બની ગયું હતું. પણ મૂર્છા વળી ત્યારે પહેલી લાગણી એ થઇ કે બાપુને જાણે મેં જ માર્યા. ગુનેગાર હૃદય ખૂની ઉપર આકળું થવાને બદલે અંતર્મુખ થઇને સમસમી રહ્યું. ગાંધીજીની હત્યા કરનાર તો આખા દેશના હિંસક વિચારોનો પાગલ પ્રતિનિધિ હતો, અમરતાનો અજાણ અજ્ઞાની હતો. આખા દેશની ખરાબીનો એ સંવાહક હતો. એટલે હું પણ નૈતિકરીતે બાપુના ખૂનમાં સંડોવાએલો લાગ્યો. આ લાગણીના જન્મની સાથે જ સ્મરણોનું આક્રમણ શરુ થયું. સત્યના એ સંત સેવકને ક્યાંક્યાં અને ક્યારેક્યારે જાકારો દીધો છે એની નોંધ અંતરે કરવા માંડી. અહિંસાના એ આત્મવીર તરફ સ્વાર્થ ને પામરતાએ કેટલી બેવફાઈ બતાવી છે એની કરુણ લાગણીએ વિકળતા વધારી દીધી. આત્મનિરીક્ષણની અંતરયાત્રા શરુ થઇ.

સ્મરણોનો ઢગલો ફંફોળવા માંડયો. એ બધાંમાંથી એક સ્મરણે મારું ગળું પકડયું. બેપરવા બનીને પાછો ઢગલો ફેંદવા માંડયો. પણ મારું બધું ધ્યાન એ જ સ્મરણે પકડયું અને મારી દ્રષ્ટિ સામે એ આખો પ્રસંગ આબેહૂબ ઊભો થયો.

# અંતરદેવતા

ઓગણીસ-વીસ વરસ પરની વાત છે. બાપુએ ત્યારે 'યંગ ઇન્ડિયા'માં એક નોંધ લખી હતી એવું સ્મરણ છે. એમાં દેશના ક્રાંતિકારી પક્ષને વિનંતી કરવામાં આવી હતી કે એક વર્ષ સુધી તેઓ કોઇ પણ હિંસક કૃત્ય ન કરે અને પોતાની અહિંસાને બરાબર સંપૂર્ણરીતે અજમાવીને અસરકારક બનવાની તક આપે. મુલકના વિનમ્ર સેવક તરીકે એમણે એટલી ભીખ માગી હતી. સંતનો અવાજ હતો. એમની યાચનામાં પણ આજ્ઞા ભાળીને બાપુને વચન આપવા સરદાર ભગતસિંહ લાહોરથી દિલ્હી થઇને ગુજરાતમાં આવ્યા હતા. એક સમી સાંજે આશ્રમની પ્રાર્થના પછી હું બાપુને એકલો હૃદયકુંજમાં મળ્યો અને કાનમાં ભગતસિંહ આવ્યાની વાત કરી. બાપુએ સૌને બહાર જવાની આજ્ઞા કરી અને એ બે જણનું મિલન થયું. મારી પાસે એનું વર્ણન કરવાની શક્તિ નથી. ક્રાંતિકારીની નિખાલસ વિનમ્રતા અને આત્મવીરની અપૂર્વ વત્સલતાનો એ અનુપમ સુમેળ હતો. વાતચીત થઇ રહી. બાપુને વચન અપાઈ ગયું. અમે બહાર નીકળ્યા. બાપુએ મને પાછો બોલાવ્યો. એમના ચહેરા ઉપર સખત ગમગીની હતી. પણ સ્વસ્થ સ્વરે એમણે મને પૂછયું, 'તમે પણ એ પક્ષમાં છો?' મેં માથું હલાવીને હા પાડી. અસત્ય બોલવાની મારી મગદૂર નહોતી. બાપુના મુખ પરનો વિષાદ ઘેરો થઇ ગયો. આંખો ઊંડી ઊતરી ગઇ. હોઠ બીડાઇ ગયા. મને થયું કે જુઠ્ઠું બોલીને બાપુને સંતોષ્યા હોત તો સારું હતું. હું પગમાં પડયો, ચરણરજ લીધી. પણ બાપુ મૂગા હતા. એમની આશીષ ના મળી. મારું આખું અસ્તિત્વ ગમગીનીથી ઠંડું થઇ ગયું. ગુનેગારની જેમ પડેલે મોઢે હું ઊભો હતો. બાપુના હોઠ ખુલ્યા. અવાજ નીકળ્યો: 'તમને હું મારા કરી શકયો, પણ મારી અહિંસાના ના કરી શકયો. મારી એટલી નબળાઇ. મારી બહુ ઇચ્છા છે કે હું તમને મારી વાત ગળે ઉતારી શકું. તમારો રસ્તો ખોટો છે; પણ આ દેશમાં સ્વરાજ્ય સેવા માટે જે કોઇ ખોટો રસ્તો લે છે તેમાં હું મારો જ દોષ જોઉં છું. એનું કારણ એ જ છે કે મારી સત્યની ઉપાસના હજી બરાબર નથી. મારી અહિંસામાં હજી ક્યાંક ખામી છે. કોઈક ઠેકાણે મારી નબળાઇ બેઠી છે. આનો અર્થ એ જ કે મારી અહિંસા હજી સો ટચનું સોનું નથી બની. પણ હું એમ કાંઈ હારું એવો નથી. ઇશ્વરને વળીવળીને કહીશ કે મારી અશુદ્ધિને બાળ અને મારો માર્ગ સાચો હોય તો એમાં પ્રકાશ મૂક, શક્તિ મૂક. જાઓ, પણ મારાં બારણાં તમારે માટે ખુલ્લાં છે. જ્યારે આવવું હોય ત્યારે સંકોચ વિના આવજો.' હું પાછો પગમાં પડયો.

ઉત્કટ ઇચ્છા થઇ આવી કે ક્ષમા માગીને કહી દઉં કે બાપુ તમે સાચા છો. હું ગુનેગાર છું. હવે એવું નહિ કરું. પણ મારી વાણીને કોઇએ ગૂંગળાવી દીધી. મૂગોમૂગો હું બહાર આવ્યો. એ વખતે બાપુના અંતર ઉપર જે આઘાત લાગ્યો હતો અને એને લીધે એમના મુખ ઉપર જે રંજ અને વેદના અંકાઈ ગયાં હતાં તે આજે એવાં ને એવાં સ્થિર રહીને એ જ પ્રશ્ન મને પૂછે છે. અને હું પહેલે મોઢે અનુત્તર બનીને ઊભો છું.

ઈ.સ. ૧૯૩૧ના શરૂઆતના મહિના હતા. બાપુએ 'નવજીવન'માં ભગતસિંહના સાથી શ્રી સુખદેવ અને રાજગુરુ ઉપર એક લેખ લખ્યો હતો એવું યાદ આવે છે. એમાં ક્રાંતિકારી પક્ષ ઉપર દેશની સેવા કરવાને બદલે કુસેવા કરવાનો આરોપ હતો. મને લાગે છે કે બાપુ ત્યારે બોરસદ હતા. લૉર્ડ અરવિન સાથેની સંધિના એ દિવસો હતા. મેં બાપુ ઉપર ફુલ્સકેપ કાગળનાં છ-સાત પાનાં ભરીને એક પત્ર લખ્યો. એમાં એમણે લખેલા લેખની ચર્ચા હતી, એમણે ઊભા કરેલા મુદ્દાનો મારી દૃષ્ટિએ જવાબ હતો અને બીજા કેટલાક નવા પ્રશ્નો પૂછ્યા હતા. હું તો એ પત્ર ટપાલમાં નાખીને દિલ્હી ગયો હતો. પાછો આવ્યો ત્યારે બાપુનો જવાબ આવીને પડ્યો હતો :

ભાઇ કિશનસિંહ,

તમારો કાગળ મળ્યો છે. એમાં હું નવી દલીલ નથી જોતો. જે વિરોધો તમે દર્શાવો છો તે બધાનો જવાબ 'યંગ ઇન્ડિયા' તથા 'નવજીવન'માં ઘણી વેળા અપાયો છે. એટલે હવે તો કોઇ દિવસ તમે મળો તો તમારી સાથે આ પ્રશ્નની થોડી ચર્ચા કરવા તૈયાર થાઉં. એવો વખત જૂન માસ પહેલાં ન નીકળી શકે, દરમિયાન મારી સલાહ છે કે જે કંઇ હું લખી ગયો છું તેનો ફરી વિચાર કરશો.

૪-૫-૩૧ બોરસદ મોહનદાસના વં. મા.

બાપુને મળવામાં મને હમેશાં ભય લાગતો. એમની પાસે જુઠ્ઠું બોલાય નહિ. અને મેં જુઠ્ઠું બોલવાની કલા ખીલવેલી; અસત્યના આચરણનું આખું શાસ્ત્ર મેળવેલું. પણ એના મૂળમાં હતી દેશસેવાની ભાવના, માતૃભૂમિની સેવાની ઝંખના. પણ બાપુ આગળ તો સત્યને કાજે પણ અસત્ય ન બોલાય ને ન આચરાય. એટલે હું હમેશાં એમને મળવાનું ટાળતો. પણ બીજી બાજુથી એમને મળવાની ઉત્કંઠા પણ બહુ રહેતી. આનું કારણ એ વખતે મારાથી અનુભવાતું ખરું. પણ સમજાતું નહિ. આજે એને સમજ થયેલ છે. સત્ય તરફનો અનુરાગ વધ્યો છે. અને એ દૃષ્ટિએ હું જોઉં છું ત્યારે મારા અંતરમાં એ વખતે અહિંસા અને હિંસા વચ્ચે ચાલતું યુદ્ધ હું બરાબર કળી શકું છું. જીવનની શાસક શક્તિ અહિંસા છે કે હિંસા એ સમસ્યા એ વખતે એટલી બધી ઉગ્ર હતી કે એક વખત તો હું કાનપુરમાં ક્રાંતિકારી દળની સભામાંથી સીધો બાપુ પાસે જઇને રડી પડેલો અને જ્યારે આંસુ શમ્યાં અને ડૂમો ઊતર્યો ત્યારે બાપુએ કહેલા શબ્દો બરાબર યાદ છે. એમને એમ લાગ્યું હતું કે હું લાગણીવશ થઇને કદાચિત અહિંસાનો સ્વીકાર કરી બેસીશ અને પછી પસ્તાવો કરીને એનું પાલન નહિ કરી શકું. આ દુવિધામાંથી એમણે જ મને બચાવી લીધો હતો. એમણે કહ્યું : 'જુઓ, તમે શાંતિથી, નિરાંતથી આખી વસ્તુનો અને વસ્તુસ્થિતિનો વિચાર કરો. ઇશ્વર તમને સાચો માર્ગ દેખાડે એવી પ્રાર્થના કરો. અને પછી જ ગમે તે નિર્ણય ઉપર આવો. પણ નિર્ણય કર્યા પછી તો એનું પાલન કર્યે જ છુટકો છે. જેમ તમે અત્યારે જિંદગીથી હાથ ધોઇ નાખ્યા છે તેમ ત્યારે પણ એવું જ કરવું પડશે. જાઓ, જ્યારે જરૂર પડે ત્યારે મારી પાસે ચાલ્યા આવજો.' એટલે પ્રેમના એ અગાધ સાગરને કિનારે જતાં હું હમેશાં ડરતો. મને બીક લાગતી કે જો હું એમાં ક્યાંક ડૂબકી ખાઈ ગયો તો હું વિના મૂલ્યે વેચાઈ જઇશ. મારા ઉપર મારો જ અધિકાર નહિ રહે. અભિમાન ઊગતું ને ઉગ્ર થતું. સત્યની પાસે જતાં અસત્યને એ જ રોકતું. સ્વત્વનો શાસક સળવળતો અને કહેતો કે એ સમત્વના સ્વામી પાસે જઇશ તો તું જ ખોવાઇ જઇશ. અને સ્વત્વ પોતાના મૃત્યુથી ડરતું. અભિમાન પોતાના અવસાનથી કાંપતું. બન્ને મળીને મને બાપુ પાસે જતાં બહુ જ રોકટોક કરતા. છતાં એમનાથી છાના મેં બાપુને પત્ર લખ્યો: 'તમે કહેશો ત્યારે બોરસદ આવીશ.' ને બાપુએ બોલાવ્યો:

તમારો કાગળ મળ્યો. બોરસદ બુધવારે આવજો. અનાયાસે મારે ક્યાંય જવું જ પડે તો રોકાજો.

ટ્રેનમાં ૨૦—૭—૩૧ બાપુના આશીર્વાદ

વહેલી સવારે વાસદ મોટર આવીને મને બોરસદ લઇ ગઇ. તે જ રાતે મારે મુંબાઇ જવાનું હતું. વેળાસર સાંજે વાસદ પાછું આવવાનું હતું. બપોરે બાપુ મળ્યા. મારો લખેલો કાગળ કાઢી એમાં પોતે લાલ પેન્સિલે નિશાની કરેલા ભાગો વિષે મને જવાબ દેવા માંડ્યા. હું એમને પ્રશ્ન પૂછતો અથવા એમની કોઈ વાત મારે ગળે નથી ઊતરી એવું મહામુશ્કેલીએ કહેતો ત્યારે એક વિલક્ષણ લાગણી થઈ આવતી. અહિંસાના એ હિમાલયને હું મારા હિંસાના પાવડાથી શી રીતે ખોદી કાઢવાનો હતો? સત્યના

એ સમુદ્રમાંથી મારા તિરસ્કારના ઘડાથી કેટલુંક પાણી ઉલેચવાનો હું? અભિમાનનું આક્રમણ ઉગ્ર હોય છે. એના હુમલા નીચે ઘવાયલો ને એના પગ નીચે કચડાયલો માણસ છંછેડાયલા સહસ્ર ઝેરી સર્પોના કરતાં વધારે ઝેરી બની જાય છે. જ્યારે બાપુની સામે મારી પાસે બીજી કોઇ તત્ત્વશીલ દલીલ ના રહી ત્યારે મેં સામો હુમલો કર્યો: 'આપની અહિંસા તો કાયરતાની પોષક છે. વધારે માણસો એનો સ્વીકાર કરતાં થયાં છે એ જ બતાવી આપે છે કે એમાં કેટલો ઓછો ભોગ આપવો પડે છે. નાસતાંનાસતાં બે લાઠી ખાધી, મન કઠણ કરીને બે વરસની જેલ ખાઇ આવ્યા કે પત્યું. અહિંસા આટલા મર્યાદિત ભોગથી સંતોષાઇ જાય છે એ જ એનો પરાજય પુરવાર કરવા માટે બસ છે. અને હિંસાનો માર્ગ જીવ માગે છે. એનાથી ઓછે એને સંતોષ નથી. માટે તો ક્રાંતિકારી જનોની સંખ્યા આટલી ઓછી છે. જેની કિંમત મૂલ્યું, એવી બધી જ પ્રવૃત્તિઓ સંખ્યાની દૃષ્ટિએ નહિ સત્ત્વની દૃષ્ટિએ જોવી જોઇએ.'

મેં આ વાત બહુ જ ક્રાંતિકારી રીતે કહી હતી. એમાં બાપુને સખત આઘાત આપવાની ઝેરી મનોદશા હતી. પણ ધાર્યો ઘાવ તેને એ ગાંધીજી નહિ. એમણે હસીને મારે ખભે હાથ મૂકયો. મને પાસે લીધો. મારે માથે હાથ ફેરવ્યો. બોલતાં તો હું બોલી ગયો હતો, પણ મને ચક્કર આવતા હતા. મારી આંખોમાં એ વિવશતા જોઇને જ બાપુએ મને એમના અપાર વાત્સલ્યથી નવડાવી દીધો. એમની આગળ નાનો તો હું હતો. પણ હવે બહુ નાનો લાગ્યો. અભિમાનની એવી ઊંચાઈ ઉપર ક્રોધ ચડ્યો. આંખોમાંથી અનિચ્છાએ આંસુ સરી પડ્યાં. રડતાંરડતાં હું બાપુના પગમાં પડ્યો. માફી માગી: આ અમાનવી વર્તનની. એમને નાદકનો આઘાત કર્યો તેની. પણ હું માગું તે પહેલાં તો ક્ષમા એ આપી ચૂક્યા હતા. એમણે મારે માથે હાથ ફેરવતાં કહ્યું: 'જુઓ, ક્ષમા તો માગ્યા વિના અપાય તેમાં જ એની સાર્થકતા છે. કોઈ માગે ને આપણે આપીએ તે તો શુભાશીષ. ક્ષમા પછીનું એ પગથિયું છે. પણ તમે મારું જરાય અપમાન નથી કર્યું. તમે હિંસાની તરફેણમાં બોલો છો, છતાં તમે અહિંસક સર્વાશે રહો એવું માનું પણ હું શા રીતે? અભાવ, ધિક્કાર, ગર્વ અને અસહિષ્ણુતા એ તો બધા એના સાથી છે. એટલે તમે મારા ઉપર હાથ ઉગામો તો પણ હું તમને માફ કરું. અહિંસક તો હું હોવાનો દાવો કરું છું. મારા વર્તનમાં કયાંયે જરા પણ હિંસા હોય તો હું મને માફ ન કરું. અહિંસા એટલે હિંસાનો અભાવ માત્ર નહિ, અહિંસા એટલે સાર્વભૌમ પ્રેમનું સનાતન જીવનતત્ત્વ. સત્યની જેમ એ પણ સ્વયંભૂ છે. એનો બીજો અર્થ નથી. અહિંસાનો પર્યાય પ્રેમ, અને પ્રેમનો અર્થ અહિંસા. એટલે માણસ હિંસા ન કરે એટલું અહિંસક થવા માટે બસ નથી. એણે અકારણ અકૃત્રિમ પ્રેમ (અનુ૦ પૃ૦ ૪૭૭મે)

## સમુદ્રોલ્લંઘન

• પૃથ્વી •

અને કપિવરો મુંઝાય: નહિ શક્ય ઓળંગવો
ફલંગમહિં એક, સિન્ધુ શત વિસ્તર્યો યોજન;
લઈ ખબર સીતમાતની, ફરી ફરી 'ઉલ્લંઘન
ન શક્ય થવું જ': સાથ કપિનો મુંઝાતો હવો.

ઉઠંત ત્યહિં જાંબુવંત: 'હનુમંત, કાં મૂક રે!
મરુત્તનય હે! મનોજવ! ઉડયો નભે જે સબળ
વયે શિશુક; ભક્ષવા સૂરજ–ઉભરાનું ફળ;
હનૂ ઉપર વજ્રઘાતથી પડયો જ પૃથ્વી પરે!
સમુદ્ર શત યોજન? ખરી જ ભાવની તે તને!
ગરુડ અધિકા પરાક્રમમહીં! વટે તું ક્ષણે!'

અને સત્વરો જ શાપસૂતી મારુતીની સ્મૃતિ:
પ્રચંડ ઉઠતું વિરાટ વપુઃ ગાજતી હુંકૃતિ!
દબાય પદઘાતથી ગિરિ; પ્રચંડ છૂટે પવન:
રેતરે કપિ, જુએ સુરર્ષિ, થતું સિન્ધુ ઉલ્લંઘન!

મનજારામ રાવળ

¶ અંગદ સો યોજન કૂદી જાય તેમ તો છે; પણ, વળતાં ફરીને કૂદી જવા શક્તિમાન નથી. હનૂમાનના બાળપણમાં તેના બળથી પીડિત એક ઋષિએ તેને શાપ આપેલો, કે કોઈ યાદ નહિ કરાવી આપે ત્યાં સુધી તું તારા આ અમાપ બળને ભૂલી જઈશ ને પોતાને એક ક્ષુદ્ર વાનર જ સમજીશ.' ઓમાં વૃદ્ધ જાંબુવંત આ બધું જાણતા હોવાથી હનૂમાનને તેમના પ્રચંડ બળનું સ્મરણ કરાવે છે; ને પોતાના વિસ્મૃત બળનું ભાન આવતાં હનૂમાન મહાસમુદ્રને લીલામાં ટપી જાય છે. ¶ મારે મન હનૂમાન અહીં પોતાની વિરાટ શક્તિ ભૂલી ગયેલા માનવનું પ્રતીક છે જ્ઞાની પુરુષના ઉદ્બોધનથી પોતાની શક્તિનું સ્મરણ થતાં મનુષ્ય અમે તેવાં કઠિન કાર્યો પણ સહજમાત્રમાં કરે છે.



# ચિતોડ ગઢ

લેખક
પ્રો. રામપ્રસાદ શુક્લ એમ. એ.

જયસ્તંભ પરથી દેખાતું ચિતોડગઢ પરનું વિહંગદૃશ્ય (ફોટો-જગન મહેતા)

ચિતોડ શબ્દની વ્યુત્પત્તિ 'ચિત્રકૂટ' પરથી સાધી શકાય એમ ભાષાશાસ્ત્રની થાળપોથી ભણનાર પણ કહી શકશે. પણ એક વખત 'ચિતોડ'નો 'ચિત્તોડ' બનાવી દઈને રમૂજ ખાતર એનો ચિત્+તોડ એવો સામાસિક વિગ્રહ સાધેલો ત્યારથી, ન જાને કેમ, જ્યારેજ્યારે ચિતોડનું સ્મરણ થાય ત્યારેત્યારે પેલો ચિત્+તોડ સમાસ જ આવીને ખડો થઈ જાય અને જાકારો આપવા છતાં યે જાય નહિ. ખરેખર ! ચિત્તને તોડનાર—સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરી વિસ્મયાભિભૂત કરનાર—હિન્દભરમાં આવું બીજું કયું સ્થળ છે ? એક જ સ્થળમાં આટઆટલો ઇતિહાસ ક્યાંયે એકસાથે કેન્દ્રિત થયો હોય, માનવજીવનની ઉત્તમતાની જુજવી પ્રણાલિઓ અનેક સ્વરૂપે વિકસી હોય તો તે ચિતોડગઢ ઉપર જ. સૌન્દર્યની, સતીત્વની, શૌર્યની, સ્વાર્પણની, આદર્શની, ભક્તિની ઇત્યાદિ પ્રણાલિકાઓ અહીં વિકસી એટલું જ નહિ, એની ચરમ સીમાએ પહોંચી. ગોરા અને બાદલ[1]ને ન ભૂલો ત્યાં તો જયમલ,[2] પત્તા અને કલ્લાની મૂર્તિઓ સ્મરણમાં આવીને ઉભી જ હોય. પદ્મિનીને[3] તો વિસારી યે શે વિસરાય ? અને ત્યાં તો [4]મીરાંની મધુરી મૂર્તિ એની મોહિની મનમાં વેરતી જ હોય. ભામાશા[5]નું નામ ભણીએ ત્યાં માનવરત્નોમાં પન્નાના[6] નંગ જેવી પેલી પન્ના દાસી સર્વને ટપીને સ્મરણોની ટોચે જઈને ટમકયા કરે. (આ બધાં પાત્રોના પરિચય માટે જુઓ સામેના પાને બીજું કોલમ.) જ્યાં બધું જ સ્મરણમાં સંઘરવા લાયક ને પૂજાર્હ હોય ત્યાં કેટલુંક સંભારીએ ને કોને પૂજીએ ? મૌર્ય યુગથી માંડીને છેક ગયા જમાના સુધીનો શૌર્યનો જ્વલંત ઇતિહાસ અહીં એક દૃષ્ટિએ જ ઉકલી જાય છે. શું બાપા રાવળ[8] કે શું રાણા પ્રતાપ,—હજારો વર્ષ સુધી આ સ્થાનને પુલકિત કરનાર શૌર્યસરિતાના એ તો માત્ર તરંગો જ. એમણે પૃથ્વીને પમરાવી એ બલિહારી જેટલી એમના અંગત પ્રતાપની, એથી યે વિશેષ તો આ સરિતાને અખંડિત રાખનાર પ્રગટ-અપ્રગટ વીરોની પરંપરાએ સર્જેલી પુનિત પ્રણાલિકાની. પણ પ્રણાલિકામાં યે કઈ સંભારીએ ને કઈ વિસારીએ ? ત્રણ ત્રણ વખત જ્યાં સુંદરીવૃન્દોએ એકસામટાં ભવ્ય જૌહર રચ્યાં હોય અને જ્યાં શૌર્યના ભાવાવેશમાં કેસરિયાં કરનારાઓના કબંધો પણ કતારબંધ લડયાં હોય ત્યાં સતીત્વની પ્રણાલિકાને પૂજીએ કે શૌર્યની !

આ ગઢનું મૂળ નામ ચિત્રકૂટ પાડનાર ચિત્રાંગદે[7] તેને આત્મપ્રેમને કારણે જ આવું નામ આપ્યું કે કે ચિત્ર એટલે વિસ્મયને પોષે એવી રૂપસામગ્રીનો સમૂહ એ ચિત્રકૂટ ! કે પછી પોતાના પૂર્વજ સૂર્યવંશી રામનાં પુનિત સંસ્મરણો જનસ્થાનના ચિત્રકૂટ સાથે સંકળાએલાં સમજીને આને પણ ચિત્રકૂટ કહ્યો ? ગમે તેમ, પણ ચિત્તના સ્પંદનેસ્પંદને ચમત્કૃતિઓને ચમકાવે એવી વિપુલ સામગ્રી અહીં પથ્થરે પથ્થરને અનુપ્રાણિત કરે છે. અહીં ડગલું મૂકતાં પણ પગ અચકાય છે, કારણ, 'કયા પથ્થર કે ઈંટ પર પગ પડતાં કદાચ' એ હજાર વર્ષની હકીકત કહી નહિ સંભળાવે એ ભય સતત રહ્યા કરે છે.

૧૯૪૧ની ૧લી જાન્યુઆરીએ કાંકરોલીથી સાંજે રવાના થઈને રાતના લગભગ સાડા અગિયારના સુમારે અમે ચિતોડગઢ સ્ટેશને ઊતર્યા ત્યારે ઠંડીના ચમકારામાં

## જ્યાં શૌર્યની ને સ્વાર્પણની, સૌન્દર્યની ને સતીત્વની; ભક્તિ ને

ઘડીભર ચિતોડ પણ અમારા ચિત્તમાં થીજી જવા પામ્યું હતું. તરત તો અમે ધર્મશાળામાં જવાની ધમાલમાં જ પડી ગયા અને સ્ટેશન પાસેની એક ધર્મશાળાની નાની ઓરડીમાં થાકેલાપાકેલા ઘસઘસાટ ઊંઘી ગયા.

સવાર પડતાં શક્ય એટલી ઉતાવળથી અમે પરવારીને ધર્મશાળાના દરવાજાની બહાર પગ મૂક્યો ત્યાં સામે ચિતોડગઢ ઝઝૂમી રહેલો હતો. સમથલ ભૂમિના સંત્રી જેવો ડુંગર મત્સ્યાકારે પથરાઇને પડ્યો હતો. અને દૂરથી પણ કોટના કાંગરાઓ સ્પષ્ટ દીસી આવતા હતા. પૃથ્વીના પેટાળમાંથી જાણે પડછંદતા પોતે જ ઉપસી આવી હોય એવા આ દશ્યનું ચક્ષુપાન કરતાકરતા અમે ચાલ્યા અને એક ટાંગો ભાડે કરી દઇ ગઢની તળેટીએ વસેલા ગામમાં પહોંચી ગયા. આંખ માંત્ર એક જ દશ્ય ઉપર ચોંટી હતી, એટલે વચમાં શું શું આવ્યું એનું તો સ્મરણેય નથી. તથાપિ ગમેતેવા સંજોગો વચ્ચે યે નદીનું સ્મરણ સદા ટકી રહેવાનું. એટલે પુલ પરથી જોએલી ગંભીરી નદીનું દશ્ય આજે યે મનમાં તાજું જ છે. મેઘદૂતમાં આવતો ગંભીરા નદીનો ઉલ્લેખ યાદ આવ્યો ને ઘડીભર કલ્પનાચક્ષુથી નદીના હૃદય સરખાં પ્રસન્ન નીરમાં મેઘના પ્રકૃતિસુભગ છાયાત્માને મધુર પ્રવેશકરતો તથા નદીની શફરીરૂપીનેત્રપલ્લવીનેવિફળબનાવતોજોઈલીધો.

ચિતોડનો ગઢસમુદ્રસપાટીથી ૧૮૫૦ ફૂટ ને જમીનતલથી ૫૦૦ ફૂટ ઊંચો છે. ચઢાણ લગભગ એક માઈલનું ને ૪૫ અંશના કોણથી છે. વચ્ચે બે વળાંક ને સાત દરવાજા આવે છેં. એ રીતે આ ચઢાણના ત્રણ ખંડ પડી જાય છે. (૧) પાડનપોળ નામના સૌથી નીચેના દરવાજાથી શરુ થઇ ભૈરોપોળ અને હનુમાનપોળમાં થઇને પ્રથમ વળાંક સુધી ૧૦૫૦ વારનું ચઢાણ; (૨) અહીં ૨૨૫ વારનો વળાંક શરૂ થાય છે અને ચઢાણ દક્ષિણ તરફ વળીને ગણેશપોળ અને જોડલાપોળમાંથી પસાર થાય છે; (૩) ઉત્તર તરફનો વળાંક લઇને ૨૮૦ વારનું આ ચઢાણ લક્ષ્મણપોળમાંથી પસાર થઈ રામપોળના સાતમા દરવાજે ડુંગરની છાતી ઉપર લાવીને મૂકી દે છે.

પણ આટલું ચાલતાં તો વાઘ રાવતનું[૯] સ્મારક, ગોમુખ કુંડમાંથી પડતાં પાણીનાં ઝરણ ઝીલતું 'ઝરણાં'

## સામેના લેખમાં સૂચવાએલાં પાત્રોનો પરિચય

**૧ ગોરા અને બાદલ:** ગોરા પદ્મિનીનો કાકો ને બાદલ એનો પિતરાઈ ભાઈ. એ બંને પદ્મિની સાથે ચિતોડમાં રહેતા. ગોરા મહારાણાની સેનાનો સરદાર હતો. પદ્મિનીનું દર્શન દર્પણમાં કરીને પાછા ફરતા અલાઉદ્દીનને વળાવવા જતા રાણા રત્નસિંહને તેણે કપટથી કેદ કર્યો ને જીવતી પદ્મિનીના સાટે મુક્તિ આપવાનું કહેણ મોકલ્યું. પદ્મિનીએ કપટની સામે કપટયોજના કરી. પદ્મિનીને સ્થાને પાલખીમાં બેસીને ગોરા ને બાદલ શાહી છાવણીમાં ગયા ને રાણાને છોડાવ્યો. બંને વીરો અપૂર્વ વીરતાપૂર્વક લડ્યા. લડતાંલડતાં ગોરાનું મૃત્યુ પાડનપોળ પાસે થયું. બાદલનું વય ત્યારે ફક્ત બાર વર્ષનું હતું.

**૨ જયમલ, પત્તા અને કલ્લા:** અકબરે ઇ.સ. ૧૫૬૭માં ચિતોડને ઘેરો ઘાલ્યો ત્યારે આ ત્રણે વીર પુરુષો દુર્ગનું સંરક્ષણ કરતા ખપી ગયા. જયમલ બદનોરનો ઠાકોર હતો. એક રાત્રે લાખોટાબારી પાસે મશાલનાપ્રકાશમાં કોટની મરામત કરાવતાં અકબરશાહની ગોળીથી વિંધાઇને એ ઘાયલ થયો; પણ આરામ લેવાને બદલે કલ્લાની કાંધ પર બેસીને તેણે બીજા દિવસના પ્રભાતથી જ રણસંગ્રામમાં ઝુકાવ્યું અને અદ્ભુત શૌર્ય દર્શાવી અમર ગતિને પામ્યો. થોડા વખતમાં કલ્લાનું મસ્તક પણ ધડથી જુદું થયું; પણ એવી દંતકથા છે કે કલ્લાનું કબંધ (ધડ) હજારો શત્રુઓનો સંહાર કરીને ચિતોડથી છેક ૬૦ માઈલ દૂર સોમનદીને કિનારે પોતાની જાગીરને ગામ રણઢાલપુર પહોંચી ગયું. સમાચાર મળતાં કલ્લાનો વિવાહ જેની સાથે થવાનો હતો એ કૃષ્ણાકુમારી ત્યાં આવી પહોંચી અને કબંધના હાથમાં ફૂલમાળ આપીને તલવાર લઈ લીધી એટલે કબંધ શાંત પડ્યું. પછી ચિતા રચીને કૃષ્ણા તેની સાથે સતી થઇ. પત્તા હકે દેલવાના પ્રતાપસિંહ એ હાલના આમેર રાવજીના પૂર્વજ થાય અને દુર્ગસંરક્ષણ અર્થે ભારે કામગીરી બજાવી એ પણ ખપી ગયા.

જયમલનું બાળપણ ભક્ત કવયિત્રી મીરાં જોડે જ ઉછરવામાં વીતેલું. એ બંનેમાં ભક્તિરસનાં બીજ સાથે જ પોષાયાં. હિતહરિવંશીઓ જયમલને એક ઉચ્ચ કોટિના ભક્ત ગણે છે. નાભાજીએ ભક્તમાળમાં એનું વિસ્તૃત ચરિત્ર આપ્યું છે. શહેનશાહ અકબર સામેના યુદ્ધમાં જયમલ, પત્તા વગેરેના ખપી ગયા પછી જે જૌહર રચાયું એ ચિતોડનું ઇતિહાસપ્રસિદ્ધ ત્રીજું જૌહર. (ઇ. સ. ૧૫૬૭-૬૮).

**૩ પદ્મિની:** ચૌહાણ રાજકુંવરી અને રાવળ રાણા રત્નસિંહની પરમ સુંદર રાણી. એના સૌંદર્યની ખ્યાતિ રજપૂતાનાને વટાવી છેક દિલ્હી સુધી પહોંચી હતી. કામુક સુલતાન અલા-

અહીં ખંડેરોના અવશેષો નથી, પણ મૌનના મધુર શબ્દે ગુંજતી સહસ્ર શબ્દપોથીઓ છે. આ ખુલ્લાં પડ્યાં છે તે ખેતરો નથી, પણ સૌન્દર્યોની સ્મશાનભૂમિ છે. અહીં હવામાં ડુસકાં હશે તો સિદ્ધાન્તોની મંહાપોષણા પણ છે. માણસ સ્નેહ, સત્તા, સમૃદ્ધિ, કશા ખાતર જીવતો નથી, પણ 'વટ' ખાતર જીવે છે. એ વટ શબ્દ જાણે અહીં વાતાવરણને ભરીને વહ્યા કરે છે.

## ઔદાર્યની પ્રણાલિકાઓ વિકસી અને ચરમ સીમાએ પહોંચી

ઉદ્દીન ખિલજીએ એને મેળવવાની ખ્વાહિશથી ચિતોડને ઘેરો ઘાલ્યો, પણ અફળ થતાં કપટ કરી કહેવડાવ્યું કે માત્ર દર્પણમાં જો પદ્મિનીમુખનાં દર્શન કરાવવામાં આવે તો પોતે પાછો ફરી જશે. ખૂનખરાબી ટાળવા રાજપૂતોએ આ કહેણનો સ્વીકાર કર્યો. એકલા પાદશાહને ચિતોડગઢ પર નિમંત્રી દર્પણમાં પદ્મિનીમુખનું દર્શન કરાવ્યું. (કેટલાક લોક માને છે કે પદ્મિનીને બદલે કોઈ રૂપવતી દાસીના મુખનું દર્શન કરાવવામાં આવેલું.) પછીની જાણીતી આ કથા લેખમાં આપી છે.

૪ મીરાંઃ મારુ-ગુર્જર ભાષાની સુપ્રસિદ્ધ ભક્ત કવયિત્રી. મેડતાના રાઠોડ રત્નસિંહની આ પુત્રીનો જન્મ વિક્રમ સંવત ૧૫૫૫માં થયો હતો. સુપ્રસિદ્ધ વીર જયમલ એનો પિત્રાઇ ભાઈ. વિ. સં. ૧૫૭૩માં મીરાંનું લગ્ન મહારાણા સંગ (સંગ્રામસિંહ)ના પાટવીકુમાર ભોજરાજજી સાથે થયું હતું. દસ વર્ષના લગ્નજીવન બાદ રાણાસંગની હયાતીમાં જ કુમાર ભોજરાજજીનું અવસાન થતા મીરાં વિધવા થયાં. સંગના મૃત્યુ બાદ અનુક્રમે રત્નસિંહ અને વિક્રમાદિત્ય ચિતોડની ગાદીએ આવ્યા. મીરાંના ભજનોમાં સંબોધાએલા 'રાણાજી' તે રાણો કુંભો નહિ પણ મીરાંનો દિયર વિક્રમાદિત્ય. (જુઓ લેખ)

૫ ભામાશાઃ રાણા પ્રતાપનો વફાદાર વણિક મંત્રી. વનેવન ને ડુંગરેડુંગરે ભટકીને જ્યારે મેવાડના ઉદ્ધારની આશા પ્રતાપના હૃદયમાથી નષ્ટપ્રાયઃ થઇ અને પોતાની અણનમ ટેક જાળવવા થોડા વફાદાર સામંતો સાથે સિંધના પ્રદેશ તરફ ઊતરી પડી નવી વસાહત સ્થાપવાનો એણે નિર્ધાર કર્યો, એ કટોકટીની પળે બાપદાદાના સમયથી સંગ્રહેલી સર્વ સંપત્તિ ભામાશાએ રાણાને ચરણે ધરી દીધી અને એને વતનનો ત્યાગ કરતો અટકાવ્યો. અણીની પળે મળેલી આ અણધારી મદદથી રાણાનું સંકલ્પબળ અનેકગણું વધી ગયું, સૈન્યનો નિભાવ થઈ ગયો અને છેવટ મેવાડના ઉદ્ધારની ધન્ય ઘડી પણ આવી. ભામાશાની હવેલી શૃંગારચોરી ને પાતાલેશ્વર મહાદેવની વચ્ચેના ભાગમાં ક્યાંક હોવાનું કહેવાય છે, પણ આજે એના ખંડેરો સુદ્ધાં જળવાયાં નથી. આશા કાબરા (જેના નામની હવેલી આજે પણ છે.) અને મહારાણા કુંભાના ખજાનચી ભંડારી વેલક (જેણે શૃંગારચોરી બનાવડાવી) જેવા શ્રેષ્ઠીઓની ઉત્કૃષ્ટ પરંપરામાં પણ ભામાશાનું નામ કદાચ શિરોમણિ સ્થાને છે.

૬ પન્નાઃ ચિતોડના રાજકુટુંબની દાસી અને રાણા પ્રતાપના પિતા ઉદયસિંહની ધાવ માતા. ઉદયસિંહની બાળ અવસ્થા દરમિયાન ચિતોડનો કારભાર વનવીરના હાથમાં હતો. વનવીરની દાનત પોતે જ ગાદી પચાવી પડવાની થઇ એટલે બાલરાજાનું નિકંદન કાઢવાના માર્ગ એ શોધવા લાગ્યો. જાગૃત પન્નાએ એની યુક્તિપ્રયુક્તિઓ ફાવવા ન દીધી એટલે ઉશ્કેરાએલો વનવીર એક સમયે તલવાર સાથે જ બાલરાજાના ખંડમાં પહોંચી ગયો. ચેતી ગએલી પન્નાએ બાલરાજાને તો ક્યારનો'યે એક ટોપલીમાં સુવાડી ચિતોડગઢની બહાર રવાના કરી દીધો હતો, પણ ભેદ ફૂટી ન જાય એટલા ખાતર ઉદયસિંહને સ્થાને પોતાના બાલપુત્રને પોઢિયામાં સૂવાડી દીધો હતો. વનવીરે સૂતેલા બાલક ઉદયસિંહ છે એમ સમ-

નામક રમણીય સ્થળ અને તેની નીચેનો બગીચો, ફત્તા અને જયમલનાં શૌર્ય-સ્મારકો ઇત્યાદિ સહજે જોવા મળે છે. ચડતા જઇએ છીએ તેમતેમ સમજાતું જાય છે કે આખા ડુંગરને મનુષ્યબુદ્ધિએ થોડી જ કરામત વડે અજેય દુર્ગના રૂપમાં ફેરવી નાખ્યો છે. ચઢાણના આ માર્ગ સિવાય તો કશેથી ઉપર ચડાય એવું નથી, કારણ લગભગ સીધો ટટ્ટાર પહાડ ઊભો છે અને ક્યાંય ઢોળાવ જેવું યે નથી. સામાન્યરીતે ડુંગર ઉપરથી ઝરતાં ઝરણના માર્ગો એ ચડવા માટેના આડમારગો ગણાય. પણ આ ડુંગરની ભૌગોલિક રચના જ એવી છે કે લગભગ પાવડીપને પથરાએલા આ ડુંગરના બે છેવાડાના ભાગો ઊંચા છે અને જમીનનો ઢોળ અંદરના મધ્ય ભાગ તરફ ઢળતો છે. ઉન્નત ગિરિપ્રદેશો સામાન્યરીતે જેવા હોય છે એથી ભિન્ન પ્રકારની રચના અહીં જોવામાં આવે છે. ઉત્તર-દક્ષિણ ૩॥ માઇલ લંબાઇની એક મોટી માછલી કલ્પો. આ માછલીનો માથા તરફનો ભાગ વધારે—લગભગ અર્ધો માઇલ જેટલો—પહોળો છે; એની પૂંછડી તરફનો ભાગ સંકોડાઇ ટૂંકો—આશરે ¼ માઇલ જેટલો છે. કુદરતીરીતે જ આ મત્સ્યાકાર ડુંગરના મધ્ય ભાગ—પેટ તરફ વર્ષાઋતુમાં પડતાં પાણીની ગતિ રહે છે. એટલે પાણીનો સંઘરો કરી લેવા માટે આ પરિસ્થિતિ ભારે અનુકૂળ છે. દુર્ગસંરક્ષણ માટે બહોળો પાણીનાં પુરવઠાનો સ્વાભાવિકરીતે જ વિચાર કરવો પડે, એટલે આ સાનુકૂળતાનો લાભ ઉઠાવી ગઢના સંરક્ષકોએ એ સ્થળે નાનાંમોટાં ૮૪ જળાશયોની રચના કરી છે. આમાંનાં ૨૦ મોટાં તો એવાં કે જેમાં નિરંતર પાણી હોય જ; બાકીનાં વર્ષાઋતુમાં ભરાઈ જાય. વધારાના પાણીના નિકાલ માટે. ફક્ત એક જ માર્ગ—ગોમુખકુંડ મારફત વહી જતાં ઝરણાંનો છે, અને એ તો યોજનાપૂર્વક સંપૂર્ણ સુરક્ષિત રાખવામાં આવ્યો છે; એટલે આ સીધા પહાડ પર બીજા કોઈ આડમાર્ગે હુમલો થઈ શકે એમ નહિ હોવાથી એની સુરક્ષિતતામાં ઔર વધારો થાય છે. છેક દક્ષિણે ૧૫૦ ફૂટ ઊંચી ચિત્તોડી નામની ટેકરી છે જે એક જ ભયસ્થાન છે. અને મુસ્લિમ આક્રમણકારોએ આ નબળી કડી પકડી પાડી, એ માર્ગે જ ઘણાખરા હુમલા વાળેલા. કહેવાય છે કે એ ટેકરીની ઊંચાઇ વધારવા માટે એક વાર અકબરે એક એક ટોપલી માટી લાવી અહીં નાખનાર મજૂરને એકએક સોનૈયો ચૂકવેલો.

છેવટનો દરવાજો રામપોળ વટાવીએ ત્યાં સામે સહેજ પૂર્વ તરફ સુપ્રસિદ્ધ શહીદ વીર પત્તાનો ચબૂતરો આવે છે. અહીંથી સડક બે દિશાએ ફંટાય છે. એમાંથી પ્રથમ દક્ષિણ તરફના માર્ગે જઇને ઉત્તર તરફના માર્ગે

વળી આવી પર્યટન સમાપ્ત કરવાની સૂચના અમને અગાઉથી મળી હતી. ઉદેપુરમાં એક હિન્દી પુસ્તિકા મળી ગએલી એ પણ માર્ગદર્શન કરાવતી હતી. પૂછીપૂછીને એક યાદી જેવું પણ અમે તૈયાર કરેલું. પણ એ ટીપનાં નામો પ્રમાણે સ્થળ ઓળખવાં શી રીતે ? અમે વિમાસણમાં હતા એટલામાં એક ભોમિયો મળી ગયો.

પુરોહિતજીની હવેલી, તુલજામાતાનું મંદિર, નવલખા ભંડાર અને તોપખાનું વટાવીને ચાલ્યા ત્યાં અમને પીંતાજેશ્વર મહાદેવનું મંદિર તેમજ આલા કાબરાની હવેલી બતાવવામાં આવી. ભામાશાની હવેલી તરીકે જે જમીનનો નિર્દેશ કરવામાં આવ્યો ત્યાં તો ઈંટ ને મટોડાં જ અવશેષ રૂપ હતાં. અહીં દશ જેટલા નાના બૌદ્ધ સ્તૂપો બતાવવામાં આવ્યા જે પત્તા–જયમલના તળાવમાંથી મળી આવેલા કહેવાય છે. પણ એના પાછલા ભાગના ગોખમાં બેસાડેલી મૂર્તિઓ સિંહાસન વાળીને બેઠેલા જૈન સિદ્ધેશ્વરતીર્થંકરો જેવી વિશેષપણે લાગે છે.

૨૦-૨૫ ડગલાં આગળ ચાલીએ ત્યાં ચિતોડના શિલ્પ–શણગારનું અનુપમ રત્ન શૃંગારચૌરી દેખાય છે. ઈ. ૧૧૭૫માં બંધાએલ આ સુંદર સ્થાપત્ય ઇ. સ. ૧૩૦૩ની ચિતોડની લૂંટ વખતે ખંડિત થયું એનો જીર્ણોદ્ધાર મહારાણા કુંભાના ખજાનચી વેલકના ધન વડે થઈ, એમાં શાંતિનાથ પ્રભુની મૂર્તિનું સ્થાપન ખરતર ગચ્છના જૈન આચાર્ય જિનસાગરસુરિના હસ્તક થયું હતું.

આ શૃંગારચૌરી ચિતોડના સૌન્દર્યનું ઉત્તમ પ્રતીક છે. નજર પડતાં જ આંખ ઠરી જાય એવું એનું મૂર્તિવિધાન છે. મંદિરની ચોતરફ મૂર્તિઓ ભરચક છે, એટલે તો કદાચ આનું નામ શૃંગારચૌરી ન પડયું હોય? કારણ જૈન મંદિરનું આવું સૌન્દર્યસૂચક નામ આજ પહેલાં સાંભળ્યું ન હતું. મંદિરોનું શિલ્પવિધાન જોતાં મને એક વિચાર સદા આવ્યા જ કર્યો છે કે કળાકારોએ તે તે ધર્મોની પ્રમુખ ભાવનાઓને વફાદાર રહીને શિલ્પવિધાન કરવાનો પ્રામાણિક પ્રયત્ન કર્યો છે, છતાં કળાનું પ્રવર્તન તો હમેશાં ધર્મ કે વાદના વાડાઓથી પર, સમન્વયની કે સામંજસ્યની અનોખી ભૂમિકામાં રહીને જ થયા કર્યું છે. એથી અહીં કશું એવું લાગતું નથી જે એક ચુસ્ત શૈવ કે વૈષ્ણવની રસેન્દ્રિયને ન સંતોષે. કદાચ સમન્વય એ જ કળાનો સ્વાભાવિક ક્રમ હશે. સંભવ છે કે જૈનેતર ધર્મના કલાકારોએ આ શિલ્પસંવિધાન કર્યું હોય. કદાચ એમ પણ હોય કે કલાકારોનો વર્ગ તો એનો એ જ; ભક્તના હૃદ્‌ગત પ્રમાણે એ શૈવ, વૈષ્ણવ કે જૈન મંદિર રચે. ભક્તના હૃદ્‌ગત સાથે કળાકારનું હૃદ્‌ગત ભળી જઇને અનોખું સૌન્દર્ય સરજે. એટલે જ કદાચ આપણા દેશમાં

જીને પન્નાની નજર સમક્ષ જ એનો વધ કર્યો, છતાં સંયમ અને કુનેહથી જાતને સંભાળી લઇ પન્નાએ ચિતોડ છોડયું અને બાલરાજાને સહીસલામત સ્થાને પહોંચાડયો.

**૭ ચિત્રાંગદ:** ઈ. ૭૨૮માં બાપારાવળ ચિતોડગઢનો સ્વામી થયો. તે પહેલાં અહીં મૌર્ય વંશના રાજાઓ રાજ્ય કરતા. આ વંશના એક પૂર્વજ ચિત્રાંગદે પોતાના નામ પરથી આ ગઢનું નામ ચિત્રકૂટ રાખ્યું, જેનું પાછળથી ચિત્તોડ-ચિતોડ થયું. આ ચિત્રાંગદ મૌર્યનું બંધાવેલું ચતરંગ મોરીનું તળાવ હાલ મોજૂદ છે અને એની પશ્ચિમ બાજુએ પ્રાચીન મહેલનાં ખંડેરો છે જે મૌર્ય રાજાના મહેલ તરીકે જાણીતાં છે.

**૮ બાપા રાવળ**નું મોસાળ આ મૌર્ય વંશમાં જ હતું એવી માન્યતા છે. ભીલોના હાથે નાશ પામેલા ઈડરના રાજા નાગાદિત્યનો એ કુંવર અજ્ઞાત દશામાં બાલ્યકાળ વીતાવ્યા બાદ ચિતોડમાં આવી વસ્યો. એ વખતે માનસિંહ મૌર્ય ત્યાં રાજ્ય કરતો હતો. બાપાનો ત્યાં સારો સત્કાર થયો ને થોડી જાગીર મળી. ધીમેધીમે બાપાએ શૌર્યની નવી પ્રણાલિકા રચી ભારે યશ મેળવ્યો. કાબુલનો સલીમ ચિતોડ પર ચઢી આવ્યો ત્યારે બાપાએ એને એવી હાર આપી કે એને ભાગતાં ભોંય ભારે પડી ગઈ. ચિતોડના સામંતોએ આથી ખુશ થઇને નિઃસંતાન મૌર્ય રાજાને સિંહાસને બાપાને સ્થાપિત કર્યો.

**૯ વાઘ રાવત:** મહારાણા મોકળજીનો એક નાનો પુત્ર (કુંભા રાણાનો નાનો ભાઇ) ક્ષેમજી નામે હતો. એના વંશજોએ પ્રતાપગઢની આબાદી કરી ત્યાં રાજ્ય સ્થાપ્યું. એ વંશમાં વાઘસિંહજીનો જન્મ થયો. ઇ. ૧૫૩૭માં ચિતોડ પર ગુજરાતના સુલતાન બહાદુરશાહે માંડુના બાદશાહની મદદથી ચઢાઈ કરી. રાણો વિક્રમાદિત્ય સુલતાન સામે ટકી ન શકયો. મહારાણી જવાહરબાઈ સ્વયં હાથમાં તલવાર સાથે રણક્ષેત્ર પર જઇ સેનાને ઉત્સાહ આપવા લાગી, પણ એક ગોળી વાગતાં એ પંચત્વને પામી. યુદ્ધના સમાચારે વાઘ રાવત પોતાની સેના સાથે ચિતોડ આવી પહોંચ્યો હતો એણે હવે સરદારી લીધી અને લડતાંલડતાં એ પણ વીરગતિને પામ્યો. રાણા સંગના મૃત્યુ સમયે ગર્ભવતી હોવાના કારણે સતી ન થએલી રાણી કરુણાવતી સમેત સર્વ રજપૂત સુંદરીઓએ જોહર રચ્યું, ચિતોડનું આ બીજું જોહર. (વાઘ રાવતનું સ્મારક 'દેવળિયા દીવાન'ના સ્મારક તરીકે પણ ઓળખાય છે.)

સૌન્દર્યની અનેક રીતની અભિવ્યક્તિઓમાં એકતાનો સૂક્ષ્મ છતાં અખંડ તાર સળંગ પરોવાએલો માલૂમ પડે છે.

શૃંગારચૌરીના પશ્ચિમ દરવાજાની બહાર થોડે જ અંતરે મહારાણા કુંભાના મહેલ તરીકે પ્રખ્યાત મહેલના સચવાઈ રહેલા અવશેષો છે. સદ્‌ભાગ્યે દીવાલો ઠીક પ્રમાણમાં સચવાઇ રહી છે, એટલે મુસ્લિમ આક્રમણ પહેલાંના કાળની સરળ છતાં વિશિષ્ટ રાજપૂતી છટા અહીં દગ્ગોચર થાય છે. રમ્ય ઝરૂખાઓ, દેવડીઓ, દોઢીઓ ઈત્યાદિની ફૂલગૂંથણી આ મકાનને એક અનોખી ભાતની રમણીયતા અર્પણ કરે છે. અસર ઉપજાવવાનો કે સૌન્દર્યની સજાવટ કરવાનો જાણે કશો જ પ્રયત્ન



વિશિષ્ટ રાજપૂતી છટાનું સ્થાપત્ય ધરાવતો કુંભારાણાનો મહેલ

અહીં થયો નથી, અને છતાં અનાયાસે એક સૌન્દર્યસ્વરૂપ આપોઆપ જ સપ્રમાણતામાંથી ઉપસી આવે છે. અમારા ભોમિયાની કલ્પનાને છૂટી મૂકવાનો અવકાશ અમે અત્યાર સુધી આપ્યો ન હતો. પણ હવે નિયંત્રણની વાડ વટાવીને એની કલ્પનાએ વિહાર કર્યો. આ મહેલ નીચેના ભોંયરાને રસ્તે પદ્મિની ને અન્ય રાણીઓ ગૌમુખકુંડ સુધી સ્નાન કરવા જતી તેમજ મહારાણા મોકળથી માંડીને મહારાણા સંગ સુધીના રાજવીઓએ આ જ મકાનમાં એમનું પ્રતાપી જીવન વીતાવેલું ઇત્યાદિ કંઈક વાતો એણે કહી નાખી. પણ કીર્તિમૂર્તિ વનવીરના હાથે પોતાના પુત્રને નજરોનજર કપાતો નિહાળીને બદલામાં સિફતથી રાજકુમાર ઉદયસિંહને બચાવનાર પન્નાધાઈએ આ જ મહેલમાં સ્વાર્પણની અવધિ કરેલી એમ જ્યારે એણે કહ્યું ત્યારે વાતાવરણમાં એક અજબ પલટો આવી ગયો. અંતે અમને છક કરી નાખવા એણે છેલ્લી હવાઈ છોડી કે રાણા પ્રતાપનું જન્મસ્થાન પણ આ જ મહેલ. આમાંની કેટલીક હકીકત ઇતિહાસસિદ્ધ નથી એ તો દેખીતું જ છે; તથાપિ જે ભૂમિમાં અમે ઊભા હતા ત્યાં શૌર્ય ને સ્વાર્પણની ભવ્યતાનાં મહાકાવ્યો જીવનમાંથી સૈકાઓની પરંપરારૂપે પ્રગટ્યાં હતાં એટલી પ્રતીતિ થતાં વાર લાગી નહિ.

આ પ્રતીતિ આ સ્થળે જેવી થાય છે એવી હિન્દભરમાં બીજે કયે સ્થળે થઈ શકે એમ છે? શૃંગારચૌરીથી જયસ્તંભ સુધીનો અરધા-પોણા માઇલની જમીનનો ટુકડો અનોખો જ છે. અહીં ખંડેરોના અવશેષો નથી, પણ મૌનના મધુર શબ્દે ગુંજતી સહસ્ર શબ્દપોથીઓ છે. આ ખુલ્લાં પડ્યાં છે તે ખેતરો નથી, પણ સૌન્દર્યોની સ્મશાનભૂમિ છે. અહીં હવામાં ડુસકાં હશે તો સિદ્ધાન્તોની મહાઘોષણા પણ છે. માણસ સ્નેહ, સત્તા, સમૃદ્ધિ કશા ખાતર જીવતો નથી, પણ 'વટ' ખાતર જીવે છે. એ વટ શબ્દ જાણે અહીં વાતાવરણને ભરીને વસ્યા કરે છે.

પણ રાજપૂતોની ભૂલ એટલી જ કે એમણે આ 'વટ' શબ્દને વ્યક્તિત્વના વિકાસ સાથે જોડી દીધો. સામૂહિક તંત્રની રચના કરતાં એમને આવડી જ નહિ. એટલે જ આવો દુર્જય ગઢ હાથમાં હોવા છતાં, ને શૌર્યની નવીન પરંપરાઓ સતત રચવા છતાં પરિણામે તેઓએ હમેશાં માર ખાધો છે. એમની યુદ્ધકળા જ જુઓને! ત્યાં પણ સામૂહિક દૃષ્ટિનો અભાવ. શૌર્યની પરંપરાઓ પણ ઘણુંખરું તલવારના જોર પર જ નિર્ભર. રાણા સંગે બાબર સામે હાર ખાધી એનું મુખ્ય કારણ બાબરની નવી યુદ્ધકળા ને ભારે તોપો. વ્યવસ્થાની સામે અવ્યવસ્થા કે અર્ધવ્યવસ્થા ટકી શકે જ નહિ, એટલું પણ આ સમશેરબહાદુરોને સમજાયું નહિ હોય? વળી રજપૂતો ઘણુંખરું બચાવનાં યુદ્ધો જ લડ્યા છે. બચાવનાં યુદ્ધોની શી હાડમારી! રાંકડી પ્રજા ચોમેર પીડાય અને યુદ્ધનું પરિણામ વિરુદ્ધ જાય એટલે સમગ્ર કુલનાશ. આક્રમણ પણ યુદ્ધકલાનું એક સબળ અંગ છે. એ રજપૂતોએ કેમ ખીલવ્યું નહિ હોય? એનાં ઐતિહાસિક કારણો હોય તો એની સાંગોપાંગ ચર્ચા તજજ્ઞો તરફથી થવી ઘટે.

અહીંથી આગળ ચાલી 'સાતવીસ દેવરિયાં' વટાવીને કુંભસ્વામીના વિશાળ મંદિર પાસે પહોંચ્યા. પંદરમી સદીમાં રાણા કુંભાએ વરાહ અવતારને અનુલક્ષીને આ વિષ્ણુમંદિર બંધાવ્યું છે એમ કહેવાય છે. પણ એની બાંધણી વગેરે જોતાં એ સૂર્યમંદિરને મળતું છે. આ મંદિરથી સહેજ દક્ષિણ દિશામાં એ જ આંગણામાં નાના કદનું મીરાંબાઈએ બંધાવેલું મંદિર છે. અને બાજુમાં જ મીરાંબાઈના ગુરુ ચમાર ભગત રૈદાસનાં પગલાંની છત્રી છે. એક જ આંગણામાં રાણા કુંભા અને મીરાંબાઈનાં રચાવેલાં મોટાંનાનાં એ મંદિરો છે તેથી મીરાં રાણા કુંભાની રાણી હતી એવી દંતકથા પ્રવર્તી હશે; અને એના આધારે કર્નલ ટૉડે આ જ હકીકતનો પોતાના રાજસ્થાનના ઇતિહાસમાં સમાવેશ કર્યો હશે. પણ ઇતિહાસસિદ્ધ હકીકત તો એ છે કે મેડતાના રાઠોડ રાવ વીરમદેવના નાના ભાઈ રત્નસિંહની મીરાં પુત્રી હતી અને રાણા સંગના જ્યેષ્ઠ પુત્ર ભોજરાજ સાથે એનાં લગ્ન થએલાં. લગ્નજીવન દસેક વર્ષ ચાલ્યા બાદ ગાદી પર આવ્યા પહેલાં જ કુમાર ભોજરાજનો દેહાંત થયો, એટલે મીરાં વિધવા થયાં. મીરાંનાં-



ઢીંગલીવાળો — ચિત્રકાર · કનુ દેસાઈ

## ચિતોડનો જયસ્તંભ

જે 'કીર્તિસ્તંભ'ના ખોટા નામે જાણીતો છે

ચિતોડગઢ પર આખા દુર્ગના દેદિપ્યમાન સ્મારક તરીકે શોભી રહેલો. ચિતોડના સૌન્દર્યના સર્વશ્રેષ્ઠ પ્રતીક સમો આ જયસ્તંભ હિંદભરના સ્તંભસ્થાપત્યમાં અનન્ય છે ઇ. ૧૪૩૭માં મહારાણા કુંભાએ માળવાના સુલતાન મહમદ ખિલજી ઉપર મેળવેલા વિજયના પ્રતીક તરીકે તે બાંધવા માંડેલો, તે ૧૪૪૮માં પૂરો થયો. ૧૨૨ ફીટ ઊંચો આ સ્તંભ હિંદભરમાં માત્ર કુતુબમિનારથી જ બીજે નંબરે આવે છે; પણ કુતુબમિનારની સાદાઈને પડછે એનું બરચક શિલ્પસૌન્દર્ય અદ્‌ભુત છે. એના નવ માળમાં આઠ માળ સુધી પહોંચવાને ૧૨૭ પગથિયાં-ની ચક્રાકાર સીડી છે, ને નવમા માળનાં પગથિયા ઘસાઇ ગએલાં હોઇ ત્યાં લાકડાની સીડી મૂકેલી છે. હિન્દુ દેવદેવીઓ, ઋતુચક્રો, અસ્ત્ર-શસ્ત્રો, સરિત્સ્વરૂપો, સંગીતનાં વાદ્યો ઇત્યાદિના અસંખ્ય પ્રતીક રૂપ આકૃતિઓ વડે એ ચારે તરફ મંડિત છે, અને દરેક પ્રતીકની નીચે તેનું નામ કોતરેલ હોઇ હિન્દુ શિલ્પ-સ્થાપત્યના અભ્યાસી માટે તો એ શિક્ષણની ખાણ રૂપ છે. એનો એકેએક કંદોરો, ગોખ અને ઝરૂખો— એકેએક પાસુ અઢળક શિલ્પથી ખીચોખીચ ભરેલું હોવા છતાં એનું સંયોજન એટલું સપ્રમાણ કરવામાં આવ્યું છે કે તે જુદાં પડીને ભારે ન બની જતાં સ્તંભના નિજ-સ્વરૂપના અંગ રૂપ બનીને સમગ્રની

તે એના દિયર વિક્રમાદિત્યને માટે છે. પતિ-પત્ની વચ્ચે વિસંવાદ હતો એવું કશું સૂચન મળતું નથી, પણ મીરાં અને રાણાનો જગપ્રસિદ્ધ ઝગડો તે આ દિયર-ભોજાઈનો ઝગડો. મીરાં રજપૂતોની પરદાપદ્ધતિ શરૂઆતથી પાળતાં નહિ હોય યા પાછળથી ત્યાગ કર્યો હશે. દર્શન નિમિત્તે ખુલ્લીરીતે મંદિરમાં જવા ઉપરાંત સાધુસંતો સાથે પણ એ નિર્બંધરીતે ભળવા લાગ્યાં. ચિતોડ તો શું, કોઈપણ રાજવંશ આવી મર્યાદારહિત સ્થિતિ બરદાસ્ત કરે એવી એ જમાનાની વિચારસરણી જ નહિ. સ્વેચ્છાએ સ્વીકારેલ કડકમાં કડક નિયમનો ને સિદ્ધાન્તો પર સતીત્વ તેમજ જૌહરની પ્રણાલિકા રચાએલી. એમાં મીરાનું વર્તન કેવળ અનોખી ઢબનું. કૃષ્ણભક્તિને કારણે પણ સૈકાઓની પ્રણાલિકાઓનો છડેચોક ભંગ રાજપૂતી કેમ સહન કરે?

પણ સમજવા જેવી વાત એ છે કે મીરાંને આવા ઉઘાડા પ્રણાલિકાભંગ તરફ લઈ જનારી વસ્તુ કઈ હશે? લોકમાનસે બાળપણનો કૃષ્ણસ્નેહ કારણરૂપ ગણ્યો છે; તથાપિ દસ વર્ષનું લગ્નજીવન ગાળ્યા બાદ વિધવા બન્યા પછી મીરાંનું મન મુક્ત વર્તન તરફ વળ્યું હોય એમ લાગે છે. ભક્તિરસનો એક ભવ્ય જુવાળ હિંદભરમાં એ જમાનામાં ફરી વળ્યો હતો. એણે મીરાંના હૃદયને પણ તરંગિત કર્યું એ અનુમાન જેટલું સંભવિત, એટલું જ સંભવિત એ પણ નથી કે રાજપૂતી પ્રણાલિના જડ ચોકઠા સામે મીરાંના હૃદયનો આ બળવો હતો? એ ધર્મના માર્ગે વળ્યો, કારણ ધર્મ એ જ એ જમાનામાં સ્વાતંત્ર્યની અભિવ્યક્તિનું સરલ સાધન હતું. કોઈ પણ પ્રણાલિકા જ્યારે નવીન સ્થપાય છે ત્યારે એની પાછળ દ્રષ્ટાઓનું ઉચ્ચ પ્રેરણાબળ હોય છે. માનવમનના મૌલિક આવિર્ભાવ રૂપે જ એનું પ્રસ્થાન અને પ્રવતન થાય છે. પણ પછી ચૈતન્યની લીલા મટીને એ એક જડ ચોકઠું બની જાય છે. આવાં ચોકઠાં વચ્ચે રહેવાની ના પાડીને માનવ મને હમેશાં નવી પ્રણાલિકાઓ સર્જી છે. જૂની પ્રણાલિકા સામેના પ્રતિકારોનું બળ પ્રણાલિકાપીઠ જેવા ખુદ ચિતોડગઢમાં જ, ને તે પણ મહારાણાની પુત્રવધૂ મારફત જ પ્રગટ્યું એ હકીકત પોતે જ શું સૂચક નથી? વિચારગત વિરોધ જ્યારે પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે ન કલ્પીએ એવાં સ્થળો અને વ્યક્તિઓ મારફત એ વ્યક્ત થાય છે. ખુદ હિરણ્યકશ્યપના ઘરમાં જ પ્રહ્લાદ પાક્યો. પરંપરા વચ્ચે ઉછરેલી મીરાંનું મન એકવાર ભક્તિ-



કુંભશ્યામજીના મંદિર સામે મીરાંબાઈએ બંધાવેલું મંદિર (ફોટો - જગન મહેતા)

માર્ગે વળ્યું, પછી એમાં નડતર થતાં સતી થવાના નિર્ણયને છાજે એટલા નિશ્ચયબળથી અનેક વમળો વટાવી એ દ્વારિકાને દરિયાકિનારે જઈ બેઠી. પદ્મિનીની પરંપરામાં ઉછરેલી સ્ત્રી જ એ કાળે આટલું જોમ દાખવી શકે. આ રીતે પદ્મિની ને મીરાં એક જ વૃક્ષની બે ભિન્ન ડાળોનાં સજાતીય પુષ્પો છે. એકને સમજ્યા વિના અન્યને સમજવું સહેલ નથી.

આવા વિચારો કરતા અમે આ આખા દુર્ગના દેદીપ્યમાન સ્મારક 'જયસ્તંભ' પર પહોંચ્યા. ઈ.૧૪૩૭માં મહારાણા કુંભાએ માળવાના સુલતાન મહંમદ ખિલજી પર મેળવેલા વિજયના પ્રતીક તરીકે તે બંધાવો શરૂ થયો ને ૧૪૪૮માં પૂર્ણ થયો. એની ઊંચાઈ ૧૨૨ ફૂટ છે અને હિંદભરમાં ફક્ત કુતુબમિનાર કરતાં જ એ નીચો છે. પણ કુતુબમિનારની સાદાઈને પડછે અહીં ભરચક શિલ્પસૌંદર્ય છે. એના નવ માળ છે ને આઠ માળ સુધી પહોંચવા ૧૨૭ પગથિયાંની ચક્રાકાર સીડી છે. નવમા માળે પહોંચવાનાં પથ્થરનાં પગથિયાં નષ્ટ થયાં હોઈ એને સ્થાને હાલ લાકડાની સીડી છે. હિન્દુ દેવદેવીઓ, ઋતુચક્રો, અસ્ત્રશસ્ત્રો, સરિત્સરૂપો, સંગીતવાદ્યો ઇત્યાદિની અસંખ્ય પ્રતીકરૂપ આકૃતિઓ અહીં પ્રત્યેક માળે છે. આ અઢળક શિલ્પસંપત્તિનું સંવિભાજન એવી રીતે થયું છે કે સ્તંભના નિજસૌન્દર્યનું એ અંગરૂપ બનીને સમગ્રની ચારુતાને પોષક નીવડે છે. અલંકૃતિ આગળપડતી થઈ જઈને મુખ્ય સૌન્દર્યને કશે દબાવી ન દે એનું સતત ભાન કલાકારોને અહીં રહ્યા કર્યું છે. વળી હિન્દુ શિલ્પસ્થાપત્યના અભ્યાસીઓ માટે તો આ સ્તંભ માહિતીની ખાણ છે, કારણકે અહીં મૂર્તિઓની નીચે કોતરેલાં નામો આજ દિવસ સુધી જળવાઈ રહ્યાં છે.

દશ ફૂટ ઊંચી અને ૪૭ ફૂટ સમચોરસ પહોળી એ સ્તંભની પીઠિકા પર એક બાજુ છાંયે બેસીને નાસ્તો પતાવી લઈ સાતેક માળ સુધી અમે ઉપર ચઢ્યા. દુર્ગની

દીવાલો ઘરબાર વગેરે પથરાયેલા વિશાળ પ્રદેશના સૌન્દર્ય-નું ધરાઈને પાન કર્યું અને પછી નીચે ઊતર્યો. અહીંથી મહારાણા મોકળજીના મંદિર તરીકે જાણીતા સમિદ્ધેશ્વર શિવના મંદિર પર ગયા. અહીં ત્રિમૂર્તિની ભવ્ય પ્રતિમા છે, મંદિરના ગર્ભભાગની છત પર સુંદર શિલ્પકામ છે અને નજીકમાં મહાસતીનું સ્થાનક છે, જેના અવશેષરૂપે લાવણ્યયુક્ત અંગભંગવાળી ગણપતિની મૂર્તિઓ સાથેના બે દરવાજા ને દીવાલ આજે સચવાઈ રહેલાં છે. આ સ્થળ આસપાસ અમીર લોકોની વિશાળ સ્મશાનભૂમિ છે એ ઉપરથી તેમજ મહાસતી શબ્દ પરથી અનુમાન થાય છે કે, ઘણુંખરું જૌહરનું સ્થાન પણ આ જ હોવું જોઈએ. અહીંથી દક્ષિણ તરફ વળીને ચાલતાં ગૌમુખ કુંડ આવે છે. એને સારુતવડુ કુંડ પણ કહે છે. કુંડમાંના એક ખંડની દીવાલ પર બાજરમાન સ્ત્રીમૂર્તિનું અર્ધાંગ હાથમાં અરીસા સાથે કોતરેલું છે એ પરથી અનુમાન થાય છે કે રાજ-કુટુંબની સ્ત્રીઓનું આ સ્નાનાગાર હશે. અહીંથી પાછા વળી હાથીકુંડ ને કાતણવાવ જોતા, જયમલ ને પત્તાનાં નિવાસસ્થાનોના અવશેષ પર આવ્યા. પત્તાના મહેલમાં આસમાની રંગની કૈંક સુંદર કારીગરી છે, જે રંગીન કાચના કામ જેવું લાગે છે. ખંડમાં જાણે કિનખાબ જડ્યો હોય એવો આભાસ થાય છે. સૈકાઓ વીતી ગયા હોવા છતાં અને ખુદ મહેલ પણ ખંડિત અવશેષ-રૂપ હોવા છતાં મૂળ રંગ જળવાઈ રહ્યા છે.

પત્તાજીના મહેલથી થોડે આગળ સડકની પશ્ચિમ દિશા તરફ કાલિકામાતાનું મંદિર છે. આ મંદિરના સ્તંભો, છજો તેમજ ગર્ભદ્વાર પરની કોતરણી જોતાં એ માતાનું મંદિર હોય એવું લાગતું નથી. જોધપુર રાજ્યની ઓશિયા જાગીરમાં આવેલ સુપ્રસિદ્ધ સૂર્યમંદિરના શિખરને મળતું આ મંદિરનું શિખર છે પણ માત્ર શિખર ઉપરથી જ એને સૂર્યમંદિર કેમ ગણી શકાય? તો પછી સૌરાષ્ટ્રના વઢવાણ શહેરમાં સતી રાણકદેવીના નામે જે મંદિર છે એને પણ સૂર્યમંદિર ગણવું જોઈએ, કારણ એનું શિખર અને બીજી પણ કેટલીક બાંધણી સૂર્યમંદિરોને મળતી છે. વળી મહીકાંઠામાં હાથમતીના કિનારા પર રોડાનાં મંદિરો-માંથી પણ એકથી વધારેનાં શિખર આને મળતાં જ છે. રાજસ્થાનમાં અને ગુજરાતમાં એક સમયે સૂર્યપૂજા વ્યાપક સ્વરૂપે હશે એમ અનુમાન થઈ શકે છે. સૂર્યવંશી રાજાઓની સંજ્ઞા તરીકે પણ એ કદાચ હોય.

પણ આ મંદિરમાં તો વિશેષ પુરાવા તરીકે સૂર્યની વિવિધ પ્રતિમાઓ ચોતરફ છે તેમજ સામે સૂર્યકુંડ છે. અને વળી શિલ્પશૈલી સાતમી-આઠમી સદીનાં મંદિરોને મળતી છે. આ સૂર્યકુંડને વિષે એવી કથા પ્રચલિત છે કે કટોકટીના પળે ચિતોડની રક્ષા માટે એમાંથી સશસ્ત્ર ઘોડેસવારો નીકળતા; જે પરથી એવું અનુમાન કરવું અઘરું નથી કે નિરંતર યુદ્ધના એ જમાનામાં યુદ્ધે ચડતા સેનાપતિઓ અશ્વ સાથે આ કુંડમાં સ્નાન કરી સામેના સૂર્યમંદિરમાં વિધિપૂર્વક પ્રણિપાત કરી, વિજય કે મરણ-ના સંકલ્પ સાથે સમરાંગણ તરફ પ્રસ્થાન કરતા હશે.

અહીંથી જરા આગળ ચાલતાં શૌર્યસરોવરના સૌ-ન્દર્યપદ્મ જેવી પદ્મિનીનો મહેલ આવે છે. મહેલ નીચે જ પદ્મિનીતળાવ છે, જેના કિનારાની કોર પર ઊભેલો મહેલ પાણીમાં પડતા પ્રતિબિંબરૂપે જાણે નિજસૌન્દર્યને નિરંતર નિરખ્યા કરે છે. તળાવની વચમાં પણ એક નાનો સરખો મહેલ છે જે જનાના મહેલ તરીકે જાણીતો છે. કિનારા પરનો મહેલ મર્દાના મહેલ કહેવાય છે. જાણે એ પાણીમાં પડતા પડછાયારૂપે લાંબો થઈ જનાના મહેલના ચરણને સ્પર્શીને પ્રણિપાતપૂર્વક સંવનન કરે છે. એકાંત ગિરિદુર્ગ પરના આ સંવનન પાછળ હજાર વર્ષના સમર્પણનો ઇતિ-હાસ છે એ પ્રત્યક્ષ થાય એવું અહીં શું છે? આ ઝરૂખા પર પદ્મિની ઊભી રહી હશે, આ અટારી પર એણે લટાર મારી હશે, અહીં જ પ્રાણાર્પણના નિશ્ચયો થયા હશે વગેરે સ્મરીસ્મરી એક ભાવનાચિત્ર જ ખડું કરવાનું. તળાવના મંદમંદ પવનમાં ચાલતા જલતરંગો પર દૃષ્ટિ પડી,—તો કલ્પનાએ સર્જેલા રંગોવડે સમર્પણના સરોવર પર સંચરતી જીવનલહરીઓ જાણે મલકી રહી છે એવું ઘડીભર જણાયું.

પદ્મિનીપ્રાસાદ પાણીરૂપી દર્પણમાં પોતાનું મોં નિરંતર દેખાડ્યા કરે છે એ ઉપરથી તો પદ્મિનીએ અલ્લાઉદ્દીનને દર્પણમાં પોતાનું મોં બતાવ્યાની હકીકત પ્રચલિત નહિ થઈ હોય? કારણ આ હકીકતને ફક્ત દંતકથાનો જ આધાર છે અને ઐતિહાસિકરીતે એને ઘટાવવી મુશ્કેલ છે. અલ્લાઉદ્દીન દર્પણમાં પદ્મિનીનું મોં જોવાની માગણી કરે એ કદાચ એના સ્વભાવને અનુરૂપ હોય' તોપણ રજપૂતો આવી માગણી કબૂલ રાખે એ કેમ બને? લોક-સાહિત્ય પદ્મિનીને માત્ર સૌંદર્યરાણી કે સતીશિરોમણિ સ્ત્રી કલ્પીને જ અટક્યું નથી. એની મેધા પણ તલવારની ધાર જેવી તીક્ષ્ણ હતી એ કલ્પના સાથે વીરત્વના એક અદ્ભુત રસિક પ્રસંગની ગાથા ગૂંથાઈ ગઈ છે. પદ્મિની-મુખનું દર્પણમાં દર્શન કરીને પાછા ફરતા અલ્લાઉદ્દીનને મિત્રભાવે વળાવવા જતા રાણા રત્નસિંહને બાદશાહે યોજનાપૂર્વકના ષડ્યંત્ર અનુસાર પરહેજ કરી લીધો અને કિલ્લામાં કહેણ મોકલ્યું કે જીવતી પદ્મિનીના સાટામાં જ રાણાને મુક્તિ મળી શકશે. કિંકર્તવ્યમૂઢ ચિતોડગઢ ચિન્તામાં પડી ગયો ત્યારે મેધાવિની પદ્મિની માર્ગદર્શક બની. સૌને છક કરી નાખે એવી અપૂર્વ હિંમતભરી—

વિષનું નિવારણ વિષથી કરનારી—યોજના એણે વિચારી કાઢી. જાહેરરીતે સુલતાનને ખબર આપવામાં આવી કે પદ્મિની ખુશીથી પાદશાહની છાવણીમાં જશે; શરત ફક્ત એટલી કે મહારાણી સાથે એનું સઘળું દાસીમંડળ ને કેટલાંક કુટુંબીજનો વળાવિયા તરીકે રહેશે. કામાંધ શાહે આ કબૂલ કરી લેતાં પદ્મિનીએ પોતાના સ્વજનો ગોરા ને બાદલને ગુપ્ત યોજના સમજાવી ઘટતી ગોઠવણ કરી લીધી. બીજે દિવસે ૭૦૦ પાલખીઓ ચિતોડગઢમાંથી બહાર પડી. એ દરેકમાં એકએક ચુનંદો રણવીર હતો ને પાલખી ઉચકનારા પણ ગુપ્તવેશે યોદ્ધાઓ હતા. મંડળી શાહની છાવણીએ પહોંચતાં રાણા રત્નસિંહ સાથે છેલ્લી વિદાય માટે વાતચીતનો અરધો કલાક માગવામાં આવ્યો. પદ્મિનીને પામી ચૂકયો છું એમ માનનાર પાદશાહ આટલી નાની માગણી કેમ નકારે ? પણ એ અરધા કલાકમાં તો અરધી બાજી એના હાથમાંથી સરી ગઇ હતી ને સઘળા શસ્ત્રસજ્જ શૂરવીરો પાલખીમાંથી બહાર નીકળી સંગ્રામનો વ્યૂહ રચી રહ્યા હતા. વાતનો ભેદ કળાઇ જતાં બંને સેનાઓ વચ્ચે ભારે ઝપાઝપી થઈ, પણ આ ગરબડનો લાભ લઇ રાણો રત્નસિંહ તો ક્યારનો પાણીપંથા અશ્વ પર ચિતોડનાં ચઢાણ વટાવી ગયો હતો. ઘોર સંગ્રામ મચ્યો, જેમાં ચુનંદા શૂરવીરો ખપી ગયા અને પરાક્રમની યજ્ઞજ્વાલામાં ગોરા ને બાદલની પણ આહુતિઓ અપાઈ ચૂકી. તથાપિ આ જ્વાલાએ શત્રુઓને પણ સાંસતા મૂક્યા ન હતા અને અરધ ઝાઝેરી બાદશાહી સેનાને એ ભરખી ગઇ હતી. રહીસહી શાહી સેનામાં લડવાના હોશ કોશ જ રહ્યા ન હતા, એ સમજી જઇને સુલતાને ઘેરો ઉઠાવી દિલ્હી તરફ ચાલતી પકડી.

પણ ચિતોડને વરેલી આ સ્મશાનશાંતિ લાંબો સમય ટકી નહિ. બીજે જ વરસે ઇ. સ. ૧૩૦૩માં સંપૂર્ણ યોજનાપૂર્વક સુલતાને ચિતોડને ફરી ઘેરો ઘાલ્યો ને કુશલ સેનાપતિની અદાથી એને સફળરીતે પાર ઉતાર્યો. ચુનંદા રાજપૂતો તમામ કામ આવી ગયા. બાકીનાએ કેસરિયાં કરવાનો નિર્ધાર કર્યો. પદ્મિની સમેત સુંદરીસમુદાયે સતીત્વનો પંથ સ્વીકાર્યો. દુર્ગના દરવાજા ખોલી નાખી રાજપૂતો શત્રુઓ પર તૂટી પડ્યા ને હાહાકાર વર્તાવી શૌર્યની સ્મૃતિરૂપે ચિરંજીવ થયા. ચિતોડનું આ પહેલું જૌહર. આવાં બીજાં બે જૌહર ઇતિહાસને ચોપડે નોંધાયાં છે.

પદ્મિનીના મહેલથી પશ્ચિમે ડુંગરના પૂર્વ તરફના ઢોળાવ ઉપર ચંડસિંહ મહુંજરાની (હવેલી)નાં ખંડેરો છે. ચંડસિંહ મહારાણા લાખાનો પાટવીકુંવર હતો અને ભારે પિતૃભક્ત હતો. પિતાની ઇચ્છાથી નાના ભાઈ મોકળજીની તરફેણમાં એણે ગાદીત્યાગ તરીકેનો હક્ક છોડી દીધો અને મહુંજરની જાગીરથી સંતુષ્ટ રહ્યો.

દક્ષિણ તરફ થોડે આગળ ચંદાવત શાખાના સિસોદિયાઓના પૂર્વજનું રામપુરારાવની હવેલી નામનું સ્થાન છે જ્યાંથી પશ્ચિમે જતાં બાદશાહની ભાકશી નામનું સ્થાન આવે છે. અહીં મહારાણા કુંભાએ માળવાના પાદશાહ મહંમદશાહને કેદ રાખેલો એવી દંતકથા છે. પણ નિરીક્ષણ કરતાં એ હમામખાના જેવું લાગે છે અને પાસેના મુસલમાન પદ્ધતિના મહેલમાં નજરકેદ રખાએલા બાદશાહનું સ્નાનાગાર હશે. ભાકશી શબ્દ ભાપ–બાષ્પ પરથી વ્યુત્પન્ન થયો લાગે છે ને ગરમ પાણીનો સૂચક છે.

અહીંથી પૂર્વે ૧૨૦૦×૪૫૦ ફીટ લંબાઇ-પહોળાઇનું એક વિશાળ ચોગાન છે, જેને ફરતી દીવાલો અને ચારે દિશાએ પ્રવેશદ્વાર છે. અહીં ફોજી કવાયત ને ઘોડદોડની તાલીમ અપાતી તથા ઉત્તર દિશાના છેવાડાના ભાગમાં હાથીની સાઠમારી થતી એમ કહેવાય છે.

થોડાં ખંડેરો વટાવીને આગળ ચાલતાં દુર્ગનું સૌથી પ્રાચીન સ્થળ ચિત્રાંગમોરીનું (ચિત્રાંગદ મૌર્યનું) તળાવ આવે છે. ચિતોડગઢના મૂળ સ્થાપક મૌર્યવંશના ક્ષત્રિય રાજા ચિત્રાંગદ, જેના નામ પરથી આ દુર્ગનું નામ ચિત્રકૂટ રાખવામાં આવેલું એણે એ બંધાવેલું. તળાવ ઊંડું છે અને એના અંદરના ભાગના સ્થાપત્યવિધાનથી એના ખંડો પડી જાય છે. આસપાસ પ્રાચીન ખંડેરો છે જે મૌર્ય રાજાના મહેલ તરીકે ઓળખાય છે.

અહીંથી આગળ હવે લગભગ અવશેષો વિનાનો ઉઘાડો ભાગ અને મત્સ્યાકાર ડુંગરની પૂંછડી પાતળી પડતીપડતી છેક ચિતોડી ટેકરી ઉપર ઝઝૂમી રહેલ દુર્ગના છેવાડાના ભાગ પર લાવીને મૂકે છે. પાછા ફરતાં ચિત્રાંગમોરી તળાવની બાજુમાં સહેજ ચઢાણ જેવું છે. ત્યાં ઊંચા ચબૂતરા જેવા સ્થાન પર અવાય છે. રાજટીલા તરીકે ઓળખાતું આ સ્થળ દુર્ગ ઉપર સૌથી ઊંચું છે અને અહીંથી દુર્ગનાં સઘળાં ઐતિહાસિક સ્મારકો તેમજ નીચેનાં મેદાનોનું સુંદર વિહંગાવલોકન થઈ શકે છે. દંતકથા છે કે મૌર્યવંશના રાજાઓને ગાદી પર બેસાડતાં આ સ્થળે રાજતિલક કરવામાં આવતું.

રાજટીલાની ઉત્તરે સડકની પશ્ચિમ દિશાએ બે ઘુમ્મટ દેખાય છે જેને પ્રતાપી વીર ગોરા અને બાદલના ઘુમ્મટ તરીકે ઓળખાવવામાં આવે છે. ત્યાંથી રાવ રણમલની હવેલી વગેરે સ્થળોએ થઇ ભીમલત્ત કુંડ (ભીમે લાત મારવાથી બનેલા કહેવાતા કુંડ) પર પહોંચાય છે. એ ૧૩૦×૬૫ ફીટનો છે અને અંદરના ભાગનું બાંધકામ પૌરાણિક ગણી શકાય એવું છે. અહીંથી આગળ ચાલતાં અદ્‌ભુતજીના મંદિર તરીકે (અનુસંધાન પૃ. ૪૮૫મે)

# ડાંગે માર્યાં

લેખક ★
ઈશ્વર પેટલીકર

. . . એ કહેવતનો મર્મ સમજાવતી વાર્તા

સ્ટેશન આવ્યું એટલે ગાડી ઊભી રહી. દસેક માણસોને હાથકડી કરી પોલીસ લાવી હતી એ પ્લૅટફૉર્મ પરના દૃશ્ય તરફ ગાડીમાંના ઉતારુઓની નજર જતાં જે તે ડોકિયું કરી જોવા લાગ્યા–પૂછવા લાગ્યા: 'કોણ છે? શું છે?'

છેલ્લો ડબ્બો પ્લૅટફૉર્મની બહાર હતો, એટલે નવા ઉતારુઓનો પસારો એટલે સુધી ન ગયો. ડબ્બામાં જે ચાર મુસલમાન હતા તે ઊતર્યા એટલે જગ્યા મળશે માની ત્રણ નવા ઉતારુઓ પ્લૅટફૉર્મ ઊતરી ત્યાં બેસવા જઈ પહોંચ્યા.

મુસલમાન ઉતારુઓ ઊતરી રહ્યા ને નવા ચઢી રહ્યા એટલે બીજા નવીન ચઢી આવવા સંભવ નહિ એ માટે એક ઉતારુ પાણી લેવા ગયો હતો છતાં બારણા પાસે બેઠેલા ઉતારુએ બારણું જોરથી બંધ કર્યું અંદર નજર કરી તો એના ખાનામાં, પાછલા ખાનામાં પણ, કોઈ મુસલમાન હોય તેમ લાગ્યું નહિ. એટલે પેલા ઊતરી ગએલા મુસલમાન ઉતારુઓએ કેળાં અને મોસંબી ખાઈ જે છોતરાં ડબ્બામાં પાડ્યાં હતાં તે તરફ આંગળી કરી એણે કહ્યું: 'એમના બાપની ગાડી હોય તેમ કેટલી ગંદકી કરી મૂકી અહીં!'

એ મુસલમાન ભાઈઓએ જ્યારે એ કચરો પાડેલો–ગંદકી કરેલી ત્યારે બધા જોઈ રહ્યા હતા, પણ કોઈએ વાંધો લીધો ન હતો. વળી એવી ગંદકી મુસલમાનો કરે છે ને હિંદુઓ નથી કરતા એવું પણ નથી પરંતુ એ બહાનું બીજી કોમ પ્રત્યે પોતાનો ધિક્કાર વ્યક્ત કરવાનું એક નિમિત્ત હતું એટલું જ.

નવા આવેલા ઉતારુઓમાંથી એક તરત બોલી ઊઠ્યો: 'હિંદુ મુસલમાનની તકરારને લીધે આ ગાડીમાં જ પોલીસ દસ જણને પકડી જાય છે ને!'

પાણી લેવા ગએલ ઉતારુ બહારથી જ બારીમાં ડોકું ઘાલતાં બોલ્યો: 'ખેડેના ગામમાં મસ્જિદ આગળ વાજાં વગાડવાના કારણે તોફાન થયું છે. ચાર હિંદુ ને છ મુસલમાનને પોલીસ પકડી લાવી છે. આ ગાડીમાં જ એમને લીધા છે.'

નવા આવેલા ઉતારુઓએ બીજું કારણ સાંભળ્યું હતું, એટલે એક જણે કહ્યું: 'મસ્જિદની તકરાર તમને કોણે કહી? અમે પ્લૅટફૉર્મ ઉપર અર્ધા કલાકથી સાથે હતા. ખેતરની સરહદની તકરારને લીધે અંદરઅંદર વેરઝેરને લીધે મારામારી થઈ એવું અમે તો સાંભળ્યું હતું.'

બારણા પાસે બેઠેલા, જેમણે પ્રથમ વાત ઉપાડી હતી, તે બોલ્યા: 'ગમે તે કારણ હોય, પણ મુસલમાનો પાપ છે તે તો ચોક્કસ હકીકત છે.'

બીજા ભાઈ એના અનુસંધાનમાં બોલ્યા: 'આપણી કૉંગ્રેસ બાયલી છે ત્યાં આપણે શું કરીએ? એકેએક મિયાંભાઈ 'પાકિસ્તાન લેકે રહેંગે' બોલતો હતો. હવે પાકિસ્તાન આવ્યું તો હિંદુસ્તાનમાં એક પણ મિયાંભાઈ શું કામ જોઈએ?'

ત્રીજા ભાઈ: બરાબર છે. પાકિસ્તાનમાં હિંદુઓને રહેવું સહીસલામત નથી. ત્યાં આપણા લાખો–કરોડો હિંદુભાઈઓ ઘરબાર મૂકીને આ દેશમાં ભિખારી તરીકે આવ્યા ને અહીં મુસલમાનો અમનચમન કરે છે!

ચોથા ભાઈ: એ સાપના બચ્ચાંને દૂધ પાઈ ઉછેરવા જેવું આ કૉંગ્રેસ સરકાર કરી રહી છે હમણાં એ લોકો નરમ લાગે છે તેનું કારણ એ નહિ કે એમનો હૃદયપલટો થયો છે. બધા આગેવાનો પાકિસ્તાનમાં ગયા એટલે નવા પેદા થતાં સુધી એ દબાઈ રહેશે. પછી એ સાપ કરડવાનું શરૂ કરશે!

વાતને આમ એક બાજુ, અને તે ય પ્રત્યાઘાતી બનતી જતી જોઈ, મૌન રહી સાંભળી રહેલા એક ભાઈ બોલ્યા: 'જો આમ આપણે અરસપરસ ઝેર રાખ્યા કરીશું, ઝેર ઓક્યા કરીશું, તો દેશનું ભલું નહિ થાય. દેશમાં જે લોહી રેડાયું તે તો ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિ અંગે બંનેને પાએલું ઝેર હતું એ ઝેરનું છેલ્લી કક્ષાનું વૉમિટ થઈ ગયું. એ ગયો, ઝેર નીકળી ગયું, હોજરી ચોખ્ખી થઈ. હવે આપણે ભૂતકાળ ભૂલી નવું ઝેર ન પેદા કરીએ તો જ દેશનો જયવારો છે.'

બધાની નજર એ ભાઈ તરફ મંડાઈ હતી. કાળી ટોપી ને મિલનાં કપડાં એણે પહેરેલાં હતાં. જો ખાદીધારી હોત તો વચ્ચે જ કોઈ બોલી ઊઠ્યું હોત કે તમે કૉંગ્રેસીઓ જ દેશનું સત્યાનાશ વાળવા બેઠા છો. પણ એવો મોકો થાય એમ ન હતો એટલે સૌ વચ્ચે બોલ્યા વગર વાતને પૂરી સાંભળી રહ્યા.

એના જવાબમાં, બારણા પાસે બેઠેલા, જેમણે ચર્ચા ઉપાડી હતી તે પહેલા ભાઈ બોલ્યા: 'તમે, મિસ્ટર, ગુજરાતમાં બેઠા છો અને તોફાનોની તડફીછાંયડી જોઈ નથી એટલે પરોપદેશે પાંડિત્યમ્ કરો છો. મારી જેમ પાકિસ્તાનમાં હોત, લુંટાયા હોત અને આવું બોલતા હોત તો મરદ ખરા.'

પેલા ભાઈ એનો કંઈ જવાબ આપે તે પહેલાં બે-ત્રણ જણ સામટા બોલી ઊઠ્યા: 'હેં? તમે પાકિસ્તાનમાં હતા? જરા ત્યાંની વાત તો કરો!'

એ ભાઈ બોલ્યા: 'શું વાત કરું? આ ભાઈ જે ડહાપણની વાત કરે છે તેવું મને ય બોલતા આવડે છે, પણ પાકિસ્તાનના પાપે લાખોની મિલકત લૂંટાઈ ગઈ. ત્રણ પેઢીનો ધંધો ગયો, બંગલાઓ ગયા, સાત લાખ રૂપિયાની મિલકત ફના થઈ ગઈ, હજારોની આવકનો ધંધો ગયો!'

ડબ્બાનું વાતાવરણ એકદમ ગંભીર બની ગયું. બોલનાર ભાઈના મોં ઉપર દુઃખનાં વાદળ છવાઈ ગયાં. જાણે હમણાં એમની આંખોમાંથી આંસુ વહી આવશે એવી કરુણા આંખોને ઘેરી વળી. એકે સવાલ કર્યો: 'ક્યાં હતા તમે?'

પેલા ભાઈ: 'કરાંચીમાં. ત્યાં અમારો ત્રણ પેઢીનો વેપાર. એને જ અમે અમારું વતન માનેલું. ગુજરાતમાં આમ આવવું પડશે એની કલ્પના યે નહિ. કમાતા ગયા તેમ વેપાર ત્યાં વધાર્યો, મિલકત ત્યાં વસાવી, બંગલા ત્યાં બાંધ્યા. એ બધું

મૂકીને અહીં આવ્યા હોઈશું તે અમારા દિલમાં શું થતું હશે?

'ખરું છે;' એમને ટેકો આપતાં એક ભાઈ બોલ્યા: 'પેટનું ખોટકું પૈસા માટે રઝી મરે તો ય એને આપતા નથી, અને આમ મિલકત લૂંટાઇ જાય એ શે વેઠાય? હું તમારા મતનો છું. આ દેશમાં ખરીરીતે એકે મુસલમાનને રહેવા દેવો ન જોઇએ. કૉંગ્રેસને બહુ દયા આવતી હોય તો ઢંઢેરો બહાર પાડે કે અમુક તારીખ સુધીમાં મુસ્લિમોએ હિંદ છોડી જવું અને તે પછી જે કોઇ અહીં હશે તેની કતલ કરવામાં આવશે!'

'સરકાર તો ઢંઢેરો બહાર પાડી રહી;' કરાચીવાળા ભાઇએ કહ્યું: 'પણ મેં તો ઢંઢેરો બહાર પાડ્યો છે...' આગળ બોલતાં એ ભાઈ અટક્યા. એમની નજર ચોમેર ફરી.

એમનું મન કળી જતાં વળી એક ભાઈ બોલ્યા: 'તમારા પહેલાં મેં ખાતરી કરી છે, કોઇ મિયાંભાઇ ડબ્બામાં નથી કહી નાખોને; તમારો ઢંઢેરો અમે પણ સાંભળીએ તો ખરા.'

બીજા ભાઈ વચ્ચે બોલ્યા: 'આપણે લોકો આમ બી બીને વાત કરીશું ત્યાં સુધી માર જ ખાવાના છીએ. ડબ્બામાં મુસલમાન હોય તોપણ આપણે એમની શું હામ સાડાબાર રાખવી જોઇએ? પાકિસ્તાન મુસલમાનોનું છે, તેમ હિંદુસ્તાન હિંદુઓનું છે. હિંદુઓના બોલ સંભળાય તો તેઓ અહીં રહે, નહિ તો ચાલ્યા જાય એમના પાકિસ્તાનમાં!'

'તમારું કહેવું ખરું છે' ત્રીજા ભાઇએ ટેકો આપ્યો, અને આ વિચારસરણીનો વિરોધ કરનાર પેલા ભાઇ તરફ કટાક્ષ કરતાં કહ્યું: 'એમ હોય તો મિસ્ટર, તમે કાનમાં આંગળીઓ ઘાલી દો એટલે તમારા દયાવાળા હૃદયને દુઃખ ન થાય''

પેલા ભાઈએ એ કટાક્ષનો જવાબ ન આપતાં મોં મલકાવ્યું.

એનો અર્થ પોતાની રીતે કરતાં એક ભાઈ બોલ્યા: 'એ ય છેવટ તો હિંદુ જ છેને? ન્યાયની રીતે ભલે એ ઉદારતાની વાત કરે, પણ લોહીના સંબંધે એમને પણ હિંદુઓનું જ લાગે.'

અને કરાચીવાળા ભાઈને યાદ દેવડાવતાં જણાવ્યું: 'તમારો ઢંઢેરો તો જણાવો.' સૌની નજર વળી એ ભાઈ તરફ ગઈ.

પેલા ભાઈ ધીમેથી, અચકાતાં બોલ્યા: 'મારી મિલકતમાંથી જે બે લાખ રૂપિયા બચ્યા છે, તે પણ ફના કરી નાખવાની મારી તૈયારી છે. જે કોઈ એક મુસલમાનને મારી નાંખે તેને એક હજારનું ઇનામ આપવા હું એ બેય લાખ રૂપિયા ખર્ચી નાખવા તૈયાર છું.'

ગાડીએ વળાંક લીધો એટલે સૌને ધક્કો લાગ્યો. વિચારનો ધક્કો વાગે એવું વાતાવરણ પણ હતું અને ખટાખટ કરતો ગાડીનો કર્કશ અવાજ વાતાવરણને ઘેરો બનાવતો હતો.

એક ભાઇએ ટેકો આપતાં કહ્યું: 'તમારો ઢંઢેરો ખોટો નથી. માલદાર બધા જો આમ કરે તો એક મુસલમાન આ દેશમાં જીવતો ન રહે.'

વિરોધમાં પડનાર પેલા ભાઈ એમની જગાએથી ઊભા થયા, બધાંની નજર એ બાજુ ખેંચાઈ. એબે ડગલાં ખસીને બારણા પાસે બેઠેલા કરાચીવાળા ભાઇની નજીક આવ્યા. એમની સામી પાટલીએ બેઠેલા ભાઇને ઇશારત કરી જગા આપવા કહ્યું. દરેક થોડુંથોડું ખસ્યા. કરાચીવાળા ભાઇની બરાબર સામે એમણે બેઠક લીધી.

બધા સમજ્યા કે એ ભાઇ પોતાની દલીલથી હિંસા ખોટી છે, વેરઝેર ખોટું છે, એમ સમજાવવા એટલા નજીક ગયા હશે. એટલે સ્વાભાવિક રીતે સૌ એ ભાઇ હવે શી દલીલ કરે છે ને સાંભળવા એમના ભણી ઉત્સુકતાથી તાકી રહ્યા.

એ બોલ્યા: 'તમારા હજાર રૂપિયા અકબંધ રહે, ખર્ચ ન થાય ને તમારા મનની મુરાદ પૂરી થાય એવો રસ્તો હું બતાવું!'

બધાના ડોળા ફાટી ગયા. આવું એ ભાઈ કહેશે તેમ કોઇએ કલ્પ્યું ન હતું. કરાચીવાળા ભાઈ પણ ગભરાયા. કંઈ જવાબ ન આપી શક્યા.





વિરોધમાં પડનાર પેલા ભાઈ કરાચીવાળા ભાઇની નજીક આવ્યા અને એમની બરાબર સામે એમણે બેઠક લીધી

## લા-પરવા

કોક દિન ઇદ અને કોક દિન રોજા,
ઊછળે ને પડે નીચે જિંદગીનાં મોજાં.

કાંઈ અફસોસ નહિ, કાંઇ નહિ ફિકર,
કોઈ ચીજ તણી નહિ જિંદગીમાં જિકર;
આવે ને જાય એના વેઠવા શા બોજા?
કોક દિન ઇદ અને કોક દિન રોજા.

માન મળે, મળે ધનધાન, મળે સત્તા,
પાન ચાવી બીજી પળે ખાવા પડે ખત્તા;
વાહ બોલે કોઈ રૂડી આંખે વેણ ભાળી,
આહ નાખે કોઇ ભૂંડી મોઢે મેશ ઢાળી;
રામ મારો રહે હસો રંગ નહિ દૂજા,
કોક દિન ઇદ અને કોક દિન રોજા.

હાસ્યા કરે દુનિયાની વણઝાર ગાડી,
કોણ બેઠું રહે એની સામે મીટ માંડી?
દૂધ મળે વાટમાં કે મળે ઝેર પીવા,
આપણા તો ધિર બળે આતમાના દીવા;
લાંબીલાંબી લેખણે ત્યાં નોંધવી શી યાદી?
બે ય કોરે આપી જવી મુબારકબાદી.
ધેલાં ભલે ધૂપવે આ જિંદગીનાં મોજાં.
આવો તમે ઈદ અને આવો તમે રોજા.

મકરન્દ દવે



પેલા ભાઇ આગળ બોલ્યા: 'હું તમારી સામે જ બેઠો છું. કોઇને હામ સોંપવાની જરૂર નથી. હું મુસલમાન છું. મને તમે જ મારી નાખો. ડબામાં બધા હિંદુઓ છે એટલે તમને કોઇ પકડાવનાર નથી!'

બધા પૂતળાંની માફક પોતપોતાની જગાએ જડાઇ જ ગયા! કોઈના મોંમાંથી વાચા ન ખુલી. પણ સૌ કરતાં અજાયબ એ બન્યું કે કરાચીવાળા ભાઇએ સામો જવાબ આપવાને બદલે છૂટે મોંએ પોક મૂકી!

પેલા ભાઇએ આશ્વાસન આપતાં કહ્યું: 'રડો નહિ. તમારી માલમિલકત લૂંટાઈ ગઈ એટલે તમને ઝેર આવે તે હું સમજું છું. વેર ઉત્પન્ન થાય ત્યારે માણસ ગમે તેવું પગલું ભરે છે. પણ મારે જે કહેવાનું છે તે એટલું જ કે થોડા લોકોએ ગાંડપણ કર્યું, તેનો દાખલો લઈ આપણે સૌ ગાંડપણ કરીએ તો દેશ ખલાસ થઈ જાય, સ્વરાજ્ય આવ્યું–ન આવ્યું થઇ જાય અને એક નહિ તો બીજી પરદેશી સત્તા આપણા માથે આવી ગુલામી આપણા કપાળમાં કાયમ કરે.'

હજુ કોઇકોઇને એ ભાઇનો હિંદુ જેવો પોષાક જોઇને શંકા જતી હતી કે આમ કરી એ પોતાનો પક્ષ છૂપી તો નહિ લેતા હોય? એ દૃષ્ટિને પારખી જતાં એ મુસલમાન ભાઈ બધાંનાં સામે જોઈ બોલ્યા: 'મારો પહેરવેશ અને બોલી હિંદુ જેવી છે એટલે હું હિંદુ હોવા છતાં મુસલમાનનો વેશ ભજવી રહ્યો છું તેમ ન માનતા. હું મુસલમાન જ છું.'

કોઇકોઇને ચટપટી થવા લાગી કે હમણાં આવતા સ્ટેશને ગાડી ઊભી રહેશે ત્યારે આ ભાઈ પોલીસને ફરિયાદ કરશે તો! બધા એકબીજા સામે તાકી રહ્યા..પણ પહેલાં મુસલમાન હોય તો પણ ન બીવાની વાત કરનાર ભાઈ ગણ મોંમાંથી એક શબ્દ સરખો યે બોલી ન શકયા.

કરાચીવાળા ભાઈ આંસુ લૂછી નાખી દયાપૂર્ણ સ્વરે બોલ્યા: 'સાચે જ ભાઈ, મને મુસલમાનો પ્રત્યે પહેલાં બિલકુલ ધિક્કાર ન હતો. કરાચીમાં તો અમે ભાઇભાઈની જેમ રહેતા હતા, પણ માણસને ઘરબાર અને માલમિલકત છોડવી પડે ત્યારે એના હૃદયમાં વેર વસ્યા વગર નથી રહેતું.'

પેલા મુસલમાન ભાઇએ કહ્યું: 'તમારા કરતાં વધારે કડવો અનુભવ મને થએલો છે. તમારી મિલકત ગઈ છે, ત્યારે મારું તો સર્વસ્વ ગયું છે. એટલે વેરઝેર અંતરમાં આવી વસે તે હું સમજું છું. પણ એ વેરઝેર તમે ને હું આમ જ્યાં ત્યાં ઓકીએ તો એથી વેરઝેરનો વધારો થાય. આપણે સૌ માણસ છીએ એટલે વેરઝેર અંતરમાં આવે તો એને બહાર કાઢી નાખવા પ્રયત્ન કરવો જોઇએ—એને અંદર આસન આપી એને આપણા ઉપર હુકમ ચલાવવા ના દેવો જોઇએ.'

બોલનાર ભાઈ મુસલમાન હતા, છતાં એની નમ્રતા, દિલની નિખાલસતા અને વાત કરવાની રીત જોતાં, મુસલમાનો પ્રત્યેનો શરૂઆતનો ધિક્કાર સૌનામાંથી ઘડીભર ચાલ્યો ગયો હોય તેમ લાગ્યું. એક જણે અધીરાઈ બતાવતાં કહ્યું: 'તમારી વાત તો ઠીક. અમે જાણીએ તો ખરા કે તમારા જેવા મુસલમાનો પણ છે.'

પેલા મુસલમાન ભાઇએ કહ્યું: 'મારી વાત તો હું કહીશ એટલે તમને બધાને ખ્યાલમાં આવશે. કરાચી તો દૂર પડ્યું છે, એટલે આપણે કલ્પના જ કરવાની છે આ તો આપણા ઘરઆંગણાની વાત છે. પણ એ કહેવા પાછળ મારો ઉદ્દેશ એવો નથી કે મુસલમાનો સારા છે અને હિંદુઓ નથી. પહેલાં કહ્યું તેમ, આ વેરઝેર પરદેશી સરકારનો વારસો છે. એ જતાં આપણે એને વાપરી નાખ્યાં. હવે આપણે અંદરઅંદર નવાં બી ન વાવીએ એટલું જ મારે કહેવું છે.'

પોલીસને ફરિયાદ કરશે એવી જેમને શંકા આવી હતી, તેમને થયું કે ના, ના, એવી કોઈ ફરિયાદ કરે એવો હોય તેની વાણી આવી નમ્ર ન હોય, વિચાર ઉમદા ન હોય.

પેલા મુસલમાન ભાઈ બોલ્યા: 'આપણામાં જેમ કહેવત છે કે ડાંગે માર્યાં પાણી કંઇ જુદાં ન થાય, તેમ હિંદુસ્તાનના ડાંગે માર્યાં ભાગલા કદી ન થઇ શકે. પાકિસ્તાન ભલે આજે હિંદથી જુદું થયું. પણ એક દહાડો એવો આવશે કે એ ભાગલા સંધાઈ જશે. અને એ ભાગલા આપણે જેટલા જલદી વેરઝેર ભૂલી જઇશું તેટલા વહેલા સંધાઈ જશે.'

એક ભાઇએ હસીને કહ્યું: 'એવો બોધ તો બોધ નેતાઓ રોજ આપે છે. એથી તો કંઈ અસર થતી નથી, પણ તમારા જેવા માણસોનો પ્રસંગ જાણવા મળે તો વળી એ વેરઝેર જલદી ભુલાય પણ ખરાં.'

મુસલમાન ભાઇએ કહ્યું: 'ગયા (૧૯૪૭ના) નવેમ્બરમાં વસોમાં તોફાન થયું તે તો તમને ખબર હશે.'

એક ભાઇ બોલી ઊઠ્યા: 'સારી રીતે. ૫૦-૬૦ ઘર મુસલમાનોનાં બાળી દીધાં. છાપાંમાં એ બધું વાંચેલું.'

બીજા ભાઇએ પૂછ્યું: 'તમે વસોના છો?'

પેલા મુસલમાન ભાઇએ કહ્યું: 'હા.'

એક જણ એ પ્રસંગની સ્મૃતિ તાજી થતાં બોલ્યા: 'હિંદુ ય ગાંડા થાય છે ત્યારે મુસલમાન કરતાં ઊતરતા નથી. ૫૦-૬૦ ઘર બાળી દીધાં, ને પાંચ છ જણને બાળી દીધા. તે સૌ કરતાં નીચ કૃત્ય તો એક પવિત્ર ને હિંદુ-મુસલમાનનો જેને ભેદ નહોતો તેવા વૃદ્ધ નૂરભાઇને બાળી મૂક્યા તે છે.'

એક જણે પૂછ્યું: 'એ નૂરભાઈ કોણ હતા?'

પેલા ભાઈ બોલ્યા: 'હું કંઇ દીઠે એમને ઓળખતો નથી. છાપામાં તે અરસામાં વાંચેલું. એ મુસલમાન ભલા અને પવિત્ર હતા. હિંદુઓમાં પણ એમનું એટલું માન હતું કે બધા 'નૂરભાઈ આચા' કહીને જ બોલાવતા. દરબાર ગોપાળદાસ દેસાઇને ઢસાની ગાદી પાછી સોંપાઇ તે વખતે, વસો ગામે નૂરભાઈના પ્રમુખસ્થાને એમને અભિનંદન આપ્યાં હતાં. એવા પુરુષને તે પછી થોડા વખતમાં જ હિંદુઓ ગાંડા થઈ જીવતા બાળી દે, ને પોતે જીવવા ધાર્યું હોત તો છુપાઇને જીવી શક્ત, છતાં એ વૃદ્ધ પુરુષ વીરની માફક એ ગાંડા ટોળાને અવિચારી કૃત્ય ન કરવા સામી છાતીએ બાથ આપવા નીકળી મૃત્યુને વરે, એ કૃત્ય તો, ખરેખર હિંદુઓ માટે લાંછનરૂપ છે.'

પેલા મુસલમાન બોલ્યા: 'એ બધું સાચું છે, છતાં એ કૃત્ય જ્યારે અમુક હિંદુઓએ કર્યું ત્યારે બીજા હિંદુઓએ અમને છુપાવીને અમારા જીવ પણ બચાવ્યા છે. મતલબ એ છે કે, જેણે જેણે આગ કર્યું તેણે પોતાના અંગત વેર ખાતર કંઇ કર્યું નથી. ખોટી સમજને ખાતર દેશને નામે કર્યું છે. એવું સૌથી મોટું કૃત્ય બાપુની હત્યા છે.

વાતાવરણ આખું બદલાઇ ગયું હતું. પહેલાં જ્યાં મુસલમાનો પ્રત્યે ધિક્કાર હતો, ત્યાં હિંદુઓ પણ એવા છે એવી સ્થિતિ આવી ગઈ હતી; મુસલમાન પણ સારા છે એવું મનમાં વસ્યું હતું.

પેલા મુસલમાન ભાઈ બોલ્યા: 'એટલે પાકિસ્તાનમાં લૂંટનાર અને સગાંના જાન ખોનાર હિંદુઓ અને હિંદુસ્તાનમાં લૂંટાનાર અને સ્નેહીઓના જાન ખોનાર મુસલમાનો, દેશને ખાતર દીધેલા બલિદાન ખાતર ગૌરવ લે—દુઃખી ન થાય અને એ ગૌરવ બીજાને પાય તો બલિદાનથી ઊભા થએલા રાષ્ટ્રનું ભાવિ ઉજ્જ્વળ થશે. ઇતિહાસ કહે છે કે જે રાષ્ટ્રો બલિદાન ઉપર ઊભાં થયાં છે તે જ પ્રજાને તારે છે, જે લૂંટ ઉપર ઊભાં થયાં છે તે પ્રજાને પાયમાલ કરે છે.' આમ કહી પેલા કરાચીવાળા ભાઇ સામે જોઇ એમણે ઉમેર્યું: 'માટે તમે, ભાઈ, મિલકત લૂંટાઇ એમ ન માનો, દેશને ખાતર મિલકતનું બલિદાન આપ્યું માની ગૌરવ અનુભવો. બલિદાન એ મોટું ધન છે. એનાથી ભલે રાચરચીલું ન ખરીદાય કે પેટનો ખાડો ન પુરાય, પણ એથી માણસાઇને પોષણ મળે છે. અને જેનામાં માણસાઈ છે તેની પાસે સર્વ છે.'

બધાના મોં ઉપર ભાવનાનો હર્ષ છવાઇ ગયો. એકે પૂછ્યું: 'તમે શું ગુમાવ્યું છે તે તો કહ્યું જ નહિ?'

મુસલમાન ભાઇએ કહ્યું: 'નૂરભાઈ મારા પિતા થાય!'

(એક સત્ય પ્રસંગને આધારે)

---

## ગૂઢ ગાથા

વસંતતિલકા

કાલે જ આ ગૃહમહીં છલી ઊઠતી'તી
મીઠી પ્રમત્ત કલહાસ્યની લોલ છોળો,
આનંદમગ્ન શિશુ હાં ક્રીડનો કરંતાં
કેવા અહા! મધુર કોકિલ-કિલ્કિલાટે
'આ નાનડું ગૃહ ગભીર ગજાવતા'તા!

ને કાનને ઝરત મંજુલ નિર્ઝરી શી
કો' ગીતની લહરી—હાલરડાં સુહાગી—
ફેરી સ્ફુરંતી'તી અહીં રસનિર્ઝરીઓ,
હિંડોળનો કિ . ચુ . . ડુ . ડુ ધ્વનિ તાલબદ્ધ;
ઘંટીતણા સુરવ, કંકણનાં કવણીતો,
'તા..તા..ત. તા' શિશુતણા મૃદુ બોલ કાલા,
શા એકમેક મહીં સ્વર્ગીય સૂર પૂરી
એ દિવ્ય સંગીતમહીં લયતાલ દેતા!

ને સદ્ય એ જગ-સરે મધુ પદ્મશું હા!
કેવા ઉમંગ થકી મંદ હિલોલ લેતું
અભ્યંતરે મધુરવું. અલિશું ગુંજંતું!

આજે પરંતુ ઊભું એ સ્વમૂક શાંત.
એ હાસ્યનાં સુભગ ગુંજન સૌ શમ્યાં, ને
વ્હેતી'તી જ્યાં પ્રથમ જાહ્નવી સૌખ્યકેરી,
હાવાં તહીં અહા ઢળી રહી મૃત્યુ કેરી
છાયા કરાલ;—ગૃહિણી પરલોક જાતી;

ને જ્યાં હતી પ્રથમ હાસ્યની રેલછેલ,
હાવાં ઊઠે તહીંથી ક્રન્દન કો' દબાતું.
પૂર્ણેન્દુ કેરી રજનીમહીં ચંદનીમાં
જ્યાં બે ઉરોની ગુજ-ગોષ્ઠિ થતી'તી ઘેલી
તે આ અગાશી કશી સ્તબ્ધ અબોલ મૂક
આજે વિષાદભર વેરતી ડૂસકાંઓ!

ભીંતો, ઇંટો, ગૃહતણો કણ એક એક
નિઃશ્વાસનું પ્રતીક થૈ, ઘન આર્તનાદે
આજે રહ્યો કરી પ્રતિધ્વનિ દુઃખકેરા,
એ દુઃખનાં કરુણ અસ્ફુટ સ્પંદનો, ને
નિર્દોષ બાલશિશુના રુદનધ્વનિઓ,
એ ગેહની ભીંતથકી અહીં આવી આવી,
ગોરંભતા ફરી ફરી મુજને સુણાવે
સંસારનાં સુખદુઃખોતણી ગૂઢ ગાથા.

શ્રીકાન્ત માહુલીકર



# ભુજ

ગઈ માગશર સુદ ૬—તા. ૬ ડિસેમ્બર ૧૯૪૮—ના રોજ કચ્છના પાટનગર ભુજની સ્થાપનાને ચારસો વરસ પૂરાં થઈને પાંચમી સદી શરૂ થઈ. એ દરમ્યાન થએલા ભુજના ઐતિહાસિક અને સાંસ્કારિક વિકાસનું આ વિહંગાવલોકન પચ્ચીસી પૂરી કરતા 'કુમાર'ના આ અંકમાં ઉચિત થશે.

લેખક રામસિંહજી કા. રાઠોડ ડી. ડી. આર.

## ચાર સદી પૂરી કરતા કચ્છના એ પાટનગરના જીવનની સિલસિલાબંધ કથા

સર્વતંત્ર સ્વતંત્ર પ્રજાતંત્ર શાસનધારી હિંદનું આ વર્ષે કચ્છ એક મહાન સરહદી પ્રાંત બન્યું. આપણા નૂતન રાષ્ટ્રની છૂપલી પશ્ચિમસીમાનો પ્રાંત બનતાં મહાગુજરાતના કચ્છનું મહત્ત્વ ઘણું વધી ગયું. એ કચ્છનું ભુજ મુખ્ય શહેર છે.

ભુજનો પ્રાચીન ઇતિહાસ નાગવાર્તા સાથે સંકળાએલો છે. ભેરીઆ ગારૂડી અને ભુજંગ નાગની એ દંતકથા કચ્છ, સૌરાષ્ટ્ર અને મારવાડમાં ઘેરઘેર પ્રચલિત છે. ભેરીઓ ભટ્ટ નાગ લોકોના દમનમાં મશગૂલ હતો. કચ્છના ઉત્તર પ્રદેશમાં ત્યારે સંથારીઓનું વર્ચસ વધતું જતું હતું જોકે હજુ આધિપત્ય બધે નાગ લોકોનું હતું. શેષપટ્ટણની સગઈ નામની સંથારીએ કેટલાયે નાગ રાજાઓને મહાત કર્યા હતા; પણ ભુજંગ નાગ તેને વશ વર્ત્યો ન હતો. ભેરીઆ કુમારનાં પરાક્રમોથી મોહવશ બની સગઈ તેને જીવનસાથી તરીકે સ્વીકારવા તૈયાર થઈ; અને ભુજંગ જેવા વિકરાળ વેરીને વશ કરવા તેની સહાયતા માગી. પછી તો ભેરીઆ અને ભુજંગ વચ્ચે તુમુલ યુદ્ધ જામે છે, ભુજંગ નાસતો ફરે છે અને છેવટે એ સુરાષ્ટ્રથાન થઈ કચ્છના મધ્ય ભાગે આવી ડુંગરમાં ભરાય છે. અહીં એ સૂબળ બને છે, ભેરીઓ મહાત થાય છે ને સગઈ સતી બને છે. અંતે એ ડુંગર ભુજંગિયા—ભુજિયા નામે ઓળખાઈ ભુજંગનું કાયમી વિશ્રામસ્થાન થઈ રહે છે. ત્યાં રહી ભુજંગ પોતાનો જાતિસ્વભાવ બદલે છે ને લોકહિતનાં કંઇકંઇ કાર્યો કરે છે. છેવટે લોકોમાં એ દેવ મનાઈ પુજાય છે. ભેરીઆના વંશજો ગારૂડી બની રહે છે. પોતાના એ અસલી રાજવંશની નિશાની તરીકે આજે પણ નાગ નચાવતા ગારૂડીઓ માથે કલગી પહેરે છે.

આ ભુજંગદેવનું સ્થાનક ભુજિયામાં છે. દર વર્ષે શ્રાવણ સુદ ૫ના રોજ લોકસમૂહ શ્રદ્ધાથી તેનું પૂજન કરે છે. ધાર્મિક ઉત્ક્રાંતિમાં 'નાગપૂજા'નો તબક્કો આજે ય એ રીતે જેમનો તેમ ભુજિયામાં સચવાએલો રહ્યો છે.

ચંદ્રવંશી રાઓ ખેંગારજી (પહેલા) પોતાની સત્તા કચ્છમાં પુનઃ સ્થાપિત કરતા ફરે છે ત્યારે ભુજિયાના પડોશની પ્રતાપી ભૂમિથી આકર્ષાઈ ત્યાં ગામ વસાવે છે. વિક્રમ સંવત ૧૬૦૫ના માગશર સુદ ૬ના રોજ કચ્છની રાજધાની તરીકે ભુજને તોરણ બંધાયું. ભુજ વસ્યું ત્યારે તો ત્યાં માત્ર હમીરાઈ નામે એક તળાવડી, તેને કાંઠે હમીર રબારીની વાંઢ અને સોઢ ઝિંદાનો કુવો હતાં. એ હમીરાઈને સ્થળે 'વિકસેલા હમીરસરને કાંઠે આજનો ઝિંદાઆરો એ ઘટનાનું સ્મરણ સાચવે છે.

આમ, ભુજમાં જાડેજા કુળના રાજ્યની સ્થાપના થયા પછી બેવશ પડેલા કચ્છનું ઉત્તરોત્તર એકીકરણ થયું ને તેની એક અખંડ કોમ જેમ જમાવટ થતી આવી. એ રીતે એક થએલા કચ્છમાં તેનું પોતાનું ચલણીનાણું પદ્ધતસરનું વ્યવહારમાં મૂકાયું ત્યારે સં. ૧૬૭૩માં ભુજની ટંકશાળમાં પહેલવહેલો કોરીનો સિક્કો છપાયો. સં. ૧૮૩૫ના ભયંકર દુકાળથી પાયમાલ થઈ, તે પછીનાં કેટલાંયે કરવરા વરસોમાં અટવાતા અને સત્તાની ખાંધછોડની અશાંતિમાં કરાંજતા કચ્છને તેની રાજધાની ભુજમાંથી જ સમયોચિત સહારો મળતો રહ્યો. અને ભુજના જીવનનો એક સૈકો એ રીતે પૂરો થયો.

મુઘલ સમ્રાટ શહેનશાહ શાહજહાં કેદ થયો અને ઔરંગઝેબ દિલ્હીમાં તખ્તનશીન થયો ત્યારે ભયત્રસ્ત દારા આશ્રય શોધતો કચ્છમાં આવી ભરાયો. ભુજમાં એ જે સ્થળે રહેલો તે સ્થાન આજે પણ દારાવાડી નામે જાણીતું છે. આ અરસામાં ભુજમાં કવિ જબરનો જન્મ થયો:

કચ્છડેજી હાંડી જેડી કાગરજી કાંડી,
ઈ જબરજી આખાણી તાની તાંય માડી.

એ ઉક્તિમાં કચ્છની હાંડીને કાગતકાનન સાથે સરખાવી જબર પોતાની વાણીને પણ તેની જોડીથી ક્યાં ય મૂકે છે. આવી આવેશભરી જનપદીય બોલીમાં તે ભુજના (રા રાયધણ પહેલા- ૧૭૨૨થી ૫૪—ના) દરબારમાં કચ્છની મૂર્છિત લોકશક્તિને ફરિ જ ઢંઢોળે છે:

ધરતી ધ્રાંઈ, કરે ઉમે તારા આભ.
કચ્છકાની કાગ કરે કંઈ છૂટે ન પગ
અખિયારી ને વંકડી કાતી કટકારી
સરેપૂરે જે અંગ તે તંગ થૈ ચમકી
કુંડે કમેં કંધી લો આણી લપકી
ચૈ જબર ઈ ગીએ વિજ જી વરકી

પોતાની આ વીર વાણીમાં કવિ જબર કચ્છની લોકશક્તિને 'કાતી'નું રૂપક આપી કહે છે: 'જ્યાં લગી આકાશમાં તારા ચમકે છે અને ધરતી અન્ન ઉત્પન્ન કરે છે ત્યાં લગી કચ્છની લોકશક્તિ એવી છે કે એ કદી હિંમત હારશે નહિ.' એમ કહી બોધી જબર કહે છે કે, 'કોઈ પાણીદાર 'કાતી'—લોખંડી શસ્ત્રોની વિનાશક શક્તિ જેવી તીવ્ર અને તેજસ્વી એવી આ અદમ્ય જનશક્તિ સર્વ દુષ્ટ કામોનો નાશ કરવા, ઘેર વાદળાંમાં જેમ વીજળી ચમકારા દે તેમ, શૂરાપૂરાઓના અંગમાં તરવરાટથી સદા જાગ્રત રહે છે.'

આવી પ્રેરણા પી કચ્છનો જનસમાજ ગૌરવથી ઉન્નતમસ્તક થયો. કચ્છની સમુદ્રખેડ તેની પૂર્ણ કળાએ પહોંચી. 'સુરજ ચંદર'નો શ્વેતવર્ણો વાવટો ફરકાવતું કચ્છનું વહાણવટું જોરમાં આવ્યું. પરદેશી વસાહતોમાં કચ્છની જમાવટ થઈ. ખાસ કરીને કચ્છી વેપારીઓ આફ્રિકાના હાથીદાંતને લવંગનો વેપાર કરતા થયા. ભુજમાં સમૃદ્ધિ ને સુખનો સંચાર થયો.



લખપતજીની પ્રાચીન તસવીરઃ જે પર 'મહારાઓશ્રી લખપતજીની શબી' એવા એમના હસ્તાક્ષર છે.

ભુજમાંથી વિસ્તરતા કચ્છની આ સત્તાનું જોર કચ્છ બહાર રની અમુક રાજસત્તાઓથી સાંખ્યું ગયું નહિ અને ભુજ સામે તેમના ડોળા ફરવા લાગ્યા. પરિણામે ભુજ ઉપર કેટલીક અસફળ ચડાઇઓ થઇ અને ભુજમાં અંદરોઅંદર ખટરાગ પણ થયું. રાજકર્તાઓમાં આપસમાં અસંતોષ ઉત્પન્ન થયો અને અરાજકતા આવી. આ સંજોગોનો લાભ લઈ રા રાયધણ-(પહેલા)ના મૃત્યુ બાદ તેમના અગિયાર પુત્રોમાંથી ત્રીજા પુત્ર પ્રાગમલજીએ ભુજ પચાવી પાડયું, તેનાથી મોટા પુત્રના કુંવર કાયાજીએ મોરબી કબજે કર્યું, અને બીજાઓ જેમ જે લાગ આવ્યુ તે દબાવી બેઠા.

આ સમયે ભુજનું નૈતિક પતન થતું અટકાવ્યું દાદા મેકણે. દબાયા રહી તેમણે ભુજના નાગર ચકલામાં પણ તેમનો અખાડો સ્થાપ્યો, અને ત્યાંથી ભુજની પ્રજામાં પ્રવર્તતા દાંભિક ધર્મનું ખંડન કરી, ઈશ્વરની સર્વવ્યાપકતાનો, સત્તા તથા ધનની ક્ષણભંગુરતાનો, અને સર્વ ધર્મ સમભાવ તથા સેવાધર્મનો ઉચ્ચ તત્ત્વબોધ લોકભાષામાં ઉચ્ચારી તેમણે લોકોની નીતિમત્તાને ટકાવી રાખી. ઉપરાંત ભુજમાં તેમણે અપ્રનોદ્ધારનું કાર્ય કર્યું.

રાવ પ્રાગમલજીના પૌત્ર દેશળજીના વારામાં કાયાજીએ જૂનું વેર મનમાં રાખી અમદાવાદના સુબા શેરબુલંદખાનને ભુજ પર ચડાઈ કરવા ઉશ્કેર્યો. સં. ૧૭૮૬માં ઇરાની શેરબુલંદ પચાસ હજારના સૈન્ય સાથે ભુજ પર ચડી આવ્યો. અને ભુજિયા ડુંગર ઉપર હુમલો કરી તેના બે કોઠા પણ તેણે કબજે લીધા, પણ છેવટે હારીને તે પાછો ફર્યો. આ યુદ્ધમાં ભુજનું રક્ષણ કરવામાં દીવાન દેવકરણે ઉત્તમ મુત્સદ્દીગીરીથી પૂરતી કુનેહ દેખાડી. યુદ્ધ પૂરું થતાં તેણે ભુજના આલમપનાહ ગઢ અને ભુજિયાગઢના અધૂરા કિલ્લાનું કામ પૂરું કરાવ્યું. ભુજમાં ફરી સુખશાંતિ ફરી વળ્યાં. અને સં. ૧૮૦૫માં ભુજની સ્થાપનાને બીજો સૈકો પૂરો થવા કાળે દેશળસરનું બાંધકામ થયું તથા શિવરા મંડપ થયો તેમાં દેશપરદેશના મહાજનો અને સંતોનું ભુજમાં દસ દિવસ લગી સ્નેહસંમેલન થયું.

પણ રા દેશળના કુમાર લખપતજીનો ઉદાર સ્વભાવ ઉડાઉપણામાં પરિણમ્યો. તેમને નાણાંભીડ સતાવતી રહી. પોતાના જીવનની એ સ્વતંત્રતામાં આડખીલીરૂપ ધારીને તેમની ઉશ્કેરણીથી દીવાન દેવકરણનો ઘાત થયો. ભુજની સ્થિતિ ફરી ડામાડોળ બની રહી. આ સ્થિતિમાં પોતાના પિતા રા દેશળને કેદ કરીને લખપતજીએ ભુજ સ્વાધીન લીધું.

શાસનધારીઓની પરસ્પરની આંતરિક ખટપટ સિવાય આ વખતે દેશમાં સર્વત્ર શાંતિ જળવાઈ રહી. ભુજના જનસમાજમાં કળા, સાહિત્ય અને સંસ્કારનો વિકાસ થઈ સંસ્કૃતિભર્યો સામાજિક ચેતના આવી. આ પ્રવૃત્તિને, કવિ અને રસિકહૃદયી 'રંગીલા રા' લખપતનું પ્રોત્સાહન મળ્યું. એ સમયે રામસિંહ માલમ નામનો એક કળાધર હૉલંડ વગેરે પાશ્ચાત્ય દેશોથી કેટલાક હુન્નરઉદ્યોગો શીખી લાવ્યો. કળાપ્રેમી લખપતજીએ તેને પોતાના દરબારમાં રોકી લઈ હુલાવ્યો. ભુજમાં ચિત્રકામ, સોનાચાંદી પરનું 'કચ્છવર્ક'ના નામે પ્રખ્યાત થએલું નકશીકામ, મીનાકારીકામ, ઘડિયાળો, બંદુકો અને તોપ તથા કાચ બનાવવાનું કારખાનું સ્થાપી હુન્નરઉદ્યોગોની તેણે શરૂઆત કરી; અને એક કળાશાળા પણ સ્થાપી. તેમાં કારીગરોને તાલીમ અપાઈ અને મુલકભરમાં તેનો પ્રચાર થાય તેવી પ્રેરણા મળી. ભુજમાંથી વડોદરા, મુંબઈ, કલકત્તા વગેરે સ્થળે જઇ વસેલા આ કારીગરોના વંશજોની મીનાકામ અને કચ્છવર્કની ઉત્તમ ચીજો આજે પણ ત્યાંના બજારોનાં આકર્ષણ બની રહે છે.

આ કાળે ચિત્રકળામાં કચ્છી કમાંગરીનો વિકાસ થયો. ભુજના આયનામહેલમાંના 'મારીકરી' જેવા ભાવભર્યા ચિત્રનું સર્જન થયું. આ કમાંગરીની ઉત્તરોત્તર ઊતરેલી કૃતિઓ અને ભુજના સમાજજીવનને લગતાં આલેખનો તથા તસ્વીરોમાંની કેટલીક ભુજના મ્યુઝિયમ ને આયનામહેલમાં સંગ્રહાએલી છે. કોઈ શુભ પ્રસંગે ઘરદ્વાર પર કરાવાતાં સુશોભનોમાં ભુજને અજવાળતા, કે નવરાત્રિમાં ગરબા પર રંગચિત્રો પૂરી જનાનુભૂતિવડે ભુજના લોકજીવનને રંગરસિયું કરતા આ કમાંગરીના અવશેષ રૂપ કારીગરો આજે પણ ચમકી જાય છે; અને ઉત્તેજનના અભાવે માંડ પોતાનું અસ્તિત્વ ટકાવી જીવન ને કળા બંનેની કંગાલિયતમાં હજી સબડે છે.

ભુજના ખત્રી રંગરેજોનું બાંધણીકામ અને રંગકામ તથા લોકોના ઘરમાં થતું ભરતકામ પણ આ જ વખતે તેની સોળે કળાએ દીપી નીકળ્યાં હતાં. આ સમયના ને તે પછી કાલાનુક્રમે થએલા આ કામના પુરાણા ઉત્તમોત્તમ નમૂના જેમ ભુજના મ્યુઝિયમની અમૂલ્ય સામગ્રી છે તેમ મુંબઇના પ્રિન્સ ઑવ વેલ્સ મ્યુઝિયમમાં પણ તે સંગ્રહાયા છે. મુંબઈના મ્યુઝિયમના એ નમૂનાઓ પરથી નકલો ચીતરાવીને તેને, આપણા દેશમાં હમણાં જ સ્થપાએલી 'ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑવ્ આર્ટ ઇન ઇન્ડસ્ટ્રીઝ' નામની સંસ્થાએ એક ભારતીય કળાની ઉચ્ચતમ કળાકૃતિઓ તરીકે રજૂ કરી છે.

રામસિંગ માલમની દેખભાળ તળે ભુજમાં આયનામહેલ તૈયાર થયો. આરસની ભીંતમાં સોનેરી કિનારીવડે આયનો જડીને શણગાર અપાએલા આ મહેલમાં દેશપરદેશના હુન્નરઉદ્યોગોની તે સમયની કલાકૃતિઓ અને ચિત્રકામો શોભા માટે મુકાયાં. તેમાં લખપતસાઈ હોલિયો હલ્યો. આ હોલ પરથી રાવ લખપતે પોતાનો સાહિત્યવિલાસ શરૂ કર્યો.

તેમણે ભટ્ટાર્ક કનકકુશળજી પાસે વ્રજભાષાનો અભ્યાસ કર્યો ને 'લખપતપિંગળ' નામનો ગ્રંથ રચાયો. પરિણામે જગતમાં અદ્વિતીય એવી 'કાવ્યકળા શીખવાની પાઠશાળા' ભુજમાં સ્થપાઇ. કવિશ્વર દલપતરામે કવિઓની એ શાળાના કાવ્યતીર્થે કાવ્યપ્રસાદી મેળવી ને કવિદીક્ષા લઇ ભુજની યાત્રાને તેમણે કાવ્યયાત્રા ગાનેલી.[1] કવિવર નાનાલાલે વ્રજભાષાની આ પોશાળને અર્ઘ્ય આપતાં (કવીશ્વર દલપતરામ ભાગ ૧ માં) લખ્યું છે કે 'કાવ્યકલા શીખવાની કચ્છ-ભુજમાં પોશાળ હતી-આજે પણ છે. કવિઓ સૃજવાની એ કાવ્યશાળા કદાચ દુનિયાભરમાં અદ્વિતીય હશે. ઘણા કાવ્યરસિકો ત્યાં ભણી રાજદરબારોમાં કવિરાજ થયા છે. એ કાવ્યશાળામાં કાવ્યશાસ્ત્રો શીખવાય છે, ને રસોપાસકોને નવરસની વાડીઓમાં ઘુમાવી, ઋતુઓ ને તડકીછાંયડી પ્રીછાવીને અભિસિંચન ઉછેર ફાલવીફળ ગૂંથન બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઉછેરતા બાગવાનોને ભણાવે એમ, ત્યાં ભણાવાય છે. કચ્છના મહારાવનું ભૂજિયો સિંહાસન છે, પણ ભુજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે.'

સં. ૧૮૧૭માં લખપતજી મૃત્યુ પામ્યા ત્યારેની તેમ પાછળ તેમની બધી મળી પંદર રાણીઓ ને છ ઉપપત્નીઓ સતી થઇ. મૃતરાજાની છત્રીમાં ખાસા શિલ્પસ્થાપત્યનું નિર્માણ થયું. ક્રમાનુગત પ્રત્યેક રાજાની એ રીતે ભુજમાં છત્રીઓ બંધાએલી છે. તે મુજબ છેલ્લે મહારાવ ખેંગારજી (ત્રીજા)ની છત્રી પણ હમણાં તાજેતરમાં બંધાઈ છે. ધરતીકંપમાં ખંડિત થયા સિવાયની બચેલી એ છત્રીઓમાં ભુજના સલાટોની પરંપરાગતની શૈલી તથા કાર્ય પ્રણાલી જોવા મળે છે.

શેરબુલંદના હુમલા સામે જે દીવાન દેવકરણે ભુજનું રક્ષણ કરેલું તે જ દેવકરણના પુત્ર પૂંજાના પ્રપંચથી સં ૧૮૧૯માં સિંધપતિ ગુલામશાહ કાલ્હોરાએ કચ્છ પર સિત્તેર હજારનાં લશ્કરથી ચડાઈ લાવ્યો. ઝારાનું મહાયુદ્ધ થયું. તેમાં જીતી ગુલામશાહ આગળ વધ્યો. પણ ભુજ સુધી પહોંચતાં નડતી હાડમારીઓ અને ભુજના કિલ્લાની તૈયારી જોઈ તે સંધિ કરી વચ્ચેથી જ પાછો ફર્યો. વળતે આડવેરમાં, તેણે કોરીમાં આવતું સિંધુનું જે મીઠું પાણી લખપતના પ્રદેશને ફળદ્રુપ બનાવતું, તે રોકવા સિંધમાં અરડબંધ બાંધ્યો. આ પ્રમાણે વિગ્રહગ્રસ્ત રહી પ્રજા અન્નસંકટ અને આર્થિક મૂંઝવણમાં રોપાઈ ગઇ, ભુજમાં અવ્યવસ્થા વ્યાપી ગઈ અને ગુલામો તરીકે ભુજ આવી વસેલા સીદીઓ રાજસત્તાની નબળાઈથી જોરમાં આવી ગયા.

**સં.** ૧૮૭૫માં યુવાન રાવ રાયધણ (બીજા) ગાદીએ આવ્યા. સીદી મરીયમની સોબતમાં મહંમદ પના નામના એક મુસ્લિમ ધર્મપ્રચારકથી પ્રભાવિત થઈ તેમણે ઇસ્લામ તરફ પોતાનું વલણ દાખવ્યું. ભુજના અન્ય ધર્મો ભયમાં મુકાઈ ગયા. રાવ રાયધણ ઝનૂનમાં બેફામપણે વર્તી હિંદુઓને ત્રાસ આપવા લાગ્યા. પ્રજાના રક્ષણ માટે તેમને કેદ પકડવાનો



લખપતજીની છત્રીના પગથિયાના પડખા પરની શિલ્પપટ્ટી : જેમાં શિકારનું દૃશ્ય ઉતારેલું છે.

નિશ્ચય થયો. દીવાન વાઘા પારેખે આ કામ માટે પોતાના ભાઈ કેશરને ચારસો માણસો સાથે ભુજ બોલાવ્યો. પણ તેઓ બધા મહેલમાં સંકડામણમાં આવી જઇ સપડાઈ ગયા અને એકસામટા કત્લ થયા. રાત્રે તેમને એકસાથે એક ખાડામાં દફનાવી દેવડાવ્યા. ભુજમાં આ સ્થળ વાઘાસર-કેશરસર નામે ઓળખાય છે. રાજાની આ સ્થિતિથી કારભારીઓ અને ગરાસીઆ સ્વતંત્ર બની બેઠા. સર્વોપરિ સત્તા કોઈ રહી નહિ. આ સંજોગોમાં અંજારના કારભારી મેઘજી શેઠે પોતાના માણસો સાથે ભુજ આવી રાવ રાયધણને કેદ કર્યા. પછી રાજ્યમાં વ્યવસ્થા અને શાંતિ જાળવવા 'બારભાયાસંઘ'ના નામે જાણીતી થએલી પ્રજાધિપત્યના પ્રયોગ જેવી, પ્રજાતંત્રીકરણવાળી શાસનવ્યવસ્થા ભુજમાં શરૂ થઈ. પ્રજામાં નવીન જીવન અને નવીન આશાનો ઉદય થયો. લોકશક્તિના પાયાના આવા મંડાણ પર આજે તો ભુજમાં 'એક હિંદ—એક પ્રજા'નો દ્યોતક રાષ્ટ્રધ્વજ ફરફરી રહ્યો છે.

પણ બારભાયાસંઘના ચાલકો અધિકારલોલુપતામાં પડી ગયા. તેઓ પરસ્પર સંશયાત્મક વૃત્તિથી જોવા લાગ્યા અને કાર્ય પરત્વે એકમત રહ્યા નહિ, એટલે અલ્પાયુ આ તંત્રવ્યવસ્થાનો તત્કાલ અંત આવ્યો અને જમાદાર ફતેહમહંમદ ભુજમાં જોરમાં આવ્યો. તેણે શાસનવ્યવસ્થા હાથમાં લઈ છિન્ન બનેલી રાજસત્તાને સબળ કરી. આઇને અકબરીમાં જેમને અરબ ઘોડાઓની ઓલાદ સાથે સરખાવવામાં આવ્યા છે એવા નામચીન કચ્છી ઘોડાઓના વેપારમાં સુંદર સોદા-



'કચ્છના નેપોલિયન'ના નામથી પંકાએલા ફતેહમહંમદ જમાદાર

[1] ઇ. સ. ૧૮૫૮ના બુદ્ધિપ્રકાશમાં કવિશ્રી દલપતરામે લખેલો "ભુજની કવિતાની શાળા" નામનો લેખ.



'કચ્છવર્ધના'ના નામથી જગતભરમાં જાણીતી રૂપાકામમાં અરચક વેલબુટ્ટીઓવાળી બારીક કચ્છી કારીગરીનો નમૂનો

યમનું નિર્માણ થયું. ભારતીય ક્રાંતિની ચળવળના ઉગ્રકાળમાં મંડાણ કરી તેને અનુકૂળ વાતાવરણની જમાવટ કરનાર, હિંદના નેજાથી રત્ન શ્યામજી કૃષ્ણવર્માને વતનની કોટ સં. ૧૯૪૦માં ભુજ ખેંચી લાવી. અહીં તેમને આમોગની પરાધીનતાની વિશેષ ઝાંખી થઈ અને સ્વાતંત્ર્ય હાસલ કરવાની તેમની મગરૂ તીવ્રતર બની. ભુજના ઇજનેર કેસવજી સ્થામજી દસ્તક રેલવે ૧૯૫૪માં તુણા બંદરથી ભુજ તરફ રેલવે બંધાવાની શરૂઆત થઈ. સં. ૧૯૫૬(છપ્પનિયા)માં કચ્છમાં પણ ભયંકર દુકાળ પડ્યો અને ભુજ ફરી પાયમાલ બન્યું.

રાજ્ય-પ્રજા તરફથી રાહતના કેટલાંક કાર્યો થયાં. આ વખતે ભુજમાં છગરાગ અજરામરે 'સરસ્વતી શૃંગાર' નામે સામયિક પ્રસિદ્ધ કરી સાહિત્યપ્રવૃત્તિને વેગ આપ્યો; અને તેમણે કચ્છનું દેશગીત 'જયો વતન આપ કચ્છ' આપ્યું. ૧૯૫૯–૬૦ લગી રણછોડભાઈ ઉદયરામે કચ્છના દીવાનપદે કામ કર્યું. તેમની પ્રેરણાથી ગૌરીશંકરના પચ્છમબેટના આંધો માગેથી મળેલી, ગુજરાતના સાત નિર્દેશક શિલાલેખોમાં સૌથી પુરાણા, ક્ષત્રપ ચાષ્ટન અને તેના પૌત્ર રુદ્રદામાના હસ્તિખ્યાળી શિલાલિપિઓ (સ્મારકસ્તંભ—પાળિયા) ગુજરાત-



નાનજી કારભારી

વામાં આવી, જેને ભુજના મ્યુઝિયમમાં રાખવામાં આવેલી છે. હિંદ સરકારના પુરાતત્ત્વખાતાના ડાયરેક્ટર જનરલ સ્વ. રા. બ. ડૉ. કે. એન. દીક્ષિત સં. ૧૯૯૭માં ભુજ આવેલ ત્યારે તેમણે પણ ક્ષત્રપકાળની એક શિલાલેખી એ તરફથી મેળવી એ સંગ્રહમાં નવી ઉમેરાવી.[૩]

સં. ૧૯૯૦માં બ્રિટિશ પોલિટિકલ એજંટનું ખાતું ભુજથી રાજકોટ ગયું. આ સમય દરમ્યાન આબાદીના થોડા ઉપચારો રૂપ કેટલાંક તળાવો, કૂવા, બાંધકામ વગેરે થયું. સં. ૧૯૮૧માં મહાત્મા ગાંધીજીએ મુંબાઈથી માંડવી થઇ ભુજ આવી ભુજની ભૂમિને બાગબરી કરી. તેથી ગૃહઉદ્યોગ, સ્વદેશી, હરિજનઉદ્ધાર વગેરે સ્થાનિક પ્રવૃત્તિઓને વેગ મળ્યો. 'સ્વદેશી વિના સ્વરાજ્ય નથી' એ બાપુના મંત્રથી પ્રજામાં પ્રાણ પુરાયા, સમસ્ત કચ્છ વતી ભુજમાં મહાત્માજીને માનાંજલિ અર્પણ થઈ. દુબ્બા રસ્તે પાછા તેઓ અમદાવાદ ગયા. આ અરસામાં કચ્છનો પ્રજાસંઘ સ્થપાઈ ચૂક્યો હતો. સં. ૧૯૮૨માં મુંબઈમાં કચ્છ બહાર વસતા કચ્છીઓની પ્રેરણાથી કચ્છી પ્રજાપરિષદની સ્થાપના થઇ ને એ રીતે કચ્છના રાજકીય સુધારાઓ માટે પ્રજાકીય ચળવળનાં મંડાણ થયાં. પરિષદનું એક અધિવેશન ભુજમાં મળી ગયું અને છેલ્લે હમણાં ભુજમાં વસતા ભુજના નાગરિક શ્રી ગુલાબશંકરની પરિષદ-પ્રમુખ તરીકે વરણી થઈ. એટલે પ્રજાપરિષદની પ્રવૃત્તિ ભુજમાં કેંદ્રિત બની. શાસનકર્તા અને શાસિતવર્ગના શાસનસુધારના પ્રશ્નો પરત્વે આ રીતે સતત સંપર્ક રહેવાથી ભુજની પ્રજા રાજકીય ક્ષેત્રે સદા સજાગ રહેતી થઈ.

નિવૃત્તિકાળમાં વયોવૃદ્ધ ઉંમરે પણ વતનની યત્કિંચિત સેવા કરી છૂટવાની સત્યનિષ્ઠાથી વનસ્પતિવિદ્ જયકૃષ્ણ ઇંદ્રજી ભુજ આવી રહ્યા. તેમણે ખાસ કરી ભુજની ચોતરફની, અને પોતાની પાકટ વયે પણ કચ્છમાં બીજે જ્યાં સરળતાથી પહોંચી શકાયું તે સર્વ સ્થાનોની, કચ્છની વનસ્પતિનો અભ્યાસ કર્યો. ભુજમાં તેમણે વનસ્પતિ-પ્રદર્શન ભર્યું અને 'કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ' નામનો મોટો ગ્રંથ લખી તેની ઉપયોગિતા અને મહત્ત્વ સમજાવી.

કચ્છના ભૂસ્તરની જ્યૂરાસિક પડરચના વિશિષ્ટ હોઈ જાણીતી છે. કાશી હિંદુ વિશ્વવિદ્યાલયના ભૂતત્ત્વવિદ્ ડૉ. રાજનાથે આ પડરચનાનો વિશેષ અભ્યાસ કરી શાસ્ત્રીયરીતે તેનું વિભાગીકરણ કર્યું. સં ૧૯૯૮માં તેને લગતો નિબંધ પ્રસિદ્ધ થયો. તેમાં કચ્છની જ્યૂરાસિક પડરચનાના મહત્ત્વના મધ્ય વિભાગને, જેના પર ભુજ આવેલું છે તેને, 'ભુજ સીરીઝ' નામ આપ્યું, જે ભૂસ્તરશાસ્ત્રના વિજ્ઞાનના જગતમાં ભુજના નામને કાયમ કરે છે. સં. ૧૯૯૩માં 'તંબૂરાનો તાર'ના રચયિતા સ્વ. કામદારે કચ્છીમાં પણ કાવ્યો રચી શકાય છે એ તત્ત્વનું ભુજમાં પ્રતિપાદન કરી પોતાનાં સ્વરચિત કેટલાંક કાવ્યો ગાઇ સંભળાવ્યાં. મુંબઈ નૅચરલ હિસ્ટરી સોસાએટીના સંમાન્ય મંત્રી શ્રી સાલિમ અલીએ સં. ૧૯૯૯માં ભુજ આવીને કચ્છના પક્ષીસમાજનું અન્વેષણ (ornithological survey) કરી 'કચ્છનાં પક્ષીઓ' (Birds of Kutch) પુસ્તક લખ્યું. સં. ૨૦૦૨માં લખનૌ યુનિવર્સિટીવાળા ડૉ. મજુમદારે ભુજ આવી કચ્છની કેટલીક જાતિઓ વિષે શાસ્ત્રીય આંકણી કરી માનવવંશશાસ્ત્ર (anthropology)ની નજરે ગુજરાત-કચ્છની એકજાતીય સંસ્કૃતિ પર પ્રકાશ પાડ્યો.

આ જ વર્ષે કચ્છના દીનબંધુ જ્હૉન હુણ્ટ રિમયનું[૪] ભુજમાં દેહાવસાન થયું તે સં. ૧૯૫૭માં કચ્છના રાજકુટુંબના શિક્ષક તરીકે ભુજ આવી વસેલા અને પછી અંત સુધી ભુજના નિવાસી તરીકે જ પોતાની જિંદગી પૂરી કરી. ઉપરાંત તેમણે કચ્છના કેળવણી ખાતાના અધ્યક્ષ તરીકે કચ્છમાં શિક્ષણપ્રચારની પ્રવૃત્તિને વેગ આપ્યો. ગૃહઉદ્યોગોના આશરે દીન-દુઃખીઓની સેવા કરવાની તેમની આંતરિક ધગશને લીધે ભુજમાં તેમનું નામ સ્વજન જેવું બન્યું. ગરીબોના બેલી તરીકે તેમણે જાતે જઇ ભુજમાં કેટલાંયે અપંગ-અનાથ નિરાશ્રિતોને ખરે વખતે સહાય પહોંચાડેલી. P. P. R. F. અને 'રિમય સેવા સંઘ' નામની બે સંસ્થાઓ આજે સ્વ. રિમયના આવા ઉમદા કાર્યના ભુજમાં સ્મારક છે. તેમણે કચ્છના ભૂસ્તરની એક વિશિષ્ટતા—અૅમોનાઈટ્સ(શીર્ષપાદી પ્રાણિસમુદાયનાં ફૉસિલ)નો ખાસ સંશોધનપૂર્વકનો અભ્યાસ કરી તેનો મોટો અને મૂલ્યવાન સંગ્રહ ભુજમાંના પોતાના નિવાસસ્થાનમાં એકઠો કર્યો. એનો જ ઉપયોગ કરી લંડનમાં ડૉ. એલ. એફ. સ્પાથે સં. ૧૯૮૩થી ૮૩ દરમ્યાન પુરાકચ્છના આ 'શીર્ષપાદી પ્રાણિસમુદાય'નું સંસ્કરણ કરી તે વિષે છ ભાગમાં એક મહાગ્રંથ લખ્યો. હિંદ સરકારની અનુજ્ઞાથી તે 'પૅલીઑન્ટૉલૉજિયા ઇન્ડિકા' ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયો.

સં. ૨૦૦૨માં ખાસ નીમાએલા એક અમેરિકન કમિશનરે ભુજ આવી દરબાર ભર્યો. તેમાં બીજા મહાયુદ્ધમાં બહાદુરીપૂર્વક મૃત્યુના મુખમાંથી અમેરિકનોના જાન બચાવનાર માંડવીના વહાણવટી ખારવાઓને માનચાંદ આપી તેમનું બહુમાન કર્યું. ખખડધજ ખંડિયેર સમ ગણાઇને અત્યાર લગી વગોવાઇ ગએલી બિસ્માર ભારતીય જહાજતની આજના અણુયુગમાં પણ થએલી આવી કદરશનાસીની આ ગૌરવગાથા એ પછી પાછી વિસારે પડી ગઇ.

આ પૂર્વે કંડલા બંદર ને સિણુયની યોજનાઓ કચ્છની-

---

[૩] એમનો લેખક પરનો નં. ૬૦૨૫ તા. ૩-૭-૪૨નો પત્ર.

[૪] એમના જીવનપરિચય માટે જુઓ: 'કુમાર' અંક ૨૪૬ની આધુરી; અને 'પ્રકૃતિ' ઈ. ૧૯૪૫ પુ૦ ૩ અં ૩-૪, પૃ ૭૬

યે પરિપૂર્ણ થઇ ચૂકી હતી. ભુજની બજારો જાપાની ને બીજા પરદેશી માલથી ઊભરાઇ રહી. સ્વપ્નસમ થઈ ગએલું સરસ્વતીનું એક મોજું ભુજમાંથી પસાર થઈ ગયું. ભુજમાં શિક્ષણવૃદ્ધિ થઇ; વીજળી આવી; એરોડ્રોમ થયું. મકાનોની બાંધણી આધુનિક ઢબે થતી ચાલી. પ્રજાપ્રતિનિધિત્વવાળી નગરસભાનો વહીવટ અમલી બન્યો. ઇરીગેશનનાં કેટલાંક કામો થયાં. છપ્પનિયા દુકાળ અને બીજા મહાયુદ્ધની મોંઘારત તથા અછતની આંધીમાંથી પણ ભુજ પાર નીકળ્યું. ૨૦૦૩માં પંદરમી ઑગસ્ટે હિંદ આઝાદ બન્યું. ભુજમાં જવાબદાર રાજતંત્ર માટેની ચળવળ ઉગ્ર બની. મહારાવ મદનસિંહજીએ કચ્છને જવાબદાર રાજતંત્ર આપવાની જાહેરાત કરી હિંદ સરકારના રિયાસતી ખાતાની એરણ પર કચ્છનો પ્રશ્ન મૂકી દીધો.

હિંદુસ્તાન-પાકિસ્તાન અસ્તિત્વમાં આવતાં નિર્વાસિતોને ફરી વસાવવાનો સવાલ ધુરંધર નેતાઓને પણ મૂંઝવી રહ્યો હતો ત્યારે મહાત્માજીના આશીર્વાદ સાથે કચ્છમાં સિંધી નિરાશ્રિતોના પુનર્વસવાટ માટે કંડલા કાંઠે 'ગાંધીધામ' વસાવવાની યોજના ભુજમાં ઘડાઈ. પણ તે અમલી બને તે પહેલાં બાપુનું સ્વર્ગારોહણ થયું. આચાર્ય કૃપાલાની અને યુવરાજ મદનસિંહજી હવાઈજહાજમાં મહાત્માજીની અસ્થિ-ભસ્મ ભુજની જનતાના દર્શનાર્થે ભુજ લાવ્યા અને કંડલાના સાગરતટે તેનું વિસર્જન થયું.

પરિસ્થિતિએ જે નવો પલટો ખાધો તેમાં પાકિસ્તાનની દક્ષિણ સરહદે પાકિસ્તાનના મુખ્ય શહેર કરાચીથી સવાસો માઇલ જેટલે દૂર આવેલા કચ્છનું મહત્ત્વ ઘણું વધી ગયું. "વાદવિવાદ કે સંકુચિત દૃષ્ટિબિંદુને અવકાશ ન હોય તેવાં ગંભીર કારણો અને સંજોગોને લીધે" 'કચ્છ હિંદ સરકારની દેખરેખ તળે હોય તે અનિવાર્ય બન્યું.'[૫] આ સંજોગોમાં 'કચ્છના અને આપણા મહાન દેશ જેનું સ્વાતંત્ર્ય આપણને સર્વને વહાલું છે તેના બન્નેના હિતની દૃષ્ટિએ' માનનીય અને પ્રૌઢ રાજપુરુષ સરદાર પટેલની 'સલાહ સ્વીકારવામાં મહારાવ શ્રી મદનસિંહજીને જરા પણ સંકોચ ન થયો. રાજ્યની પ્રજાના સાચા હિત સારું ખરે વખતે તેમણે યોગ્ય પગલું ભર્યું' અને મધ્યસ્થ સરકારના એક એકમ તરીકે હિંદસંઘ સાથે કચ્છ જોડાયું. રાજ્યતંત્રની ફેરબદલી થઈ. ઈ. ૧૯૪૮ની ૧લી જૂને ભુજમાં હિંદ સરકાર વતી કચ્છના પહેલા ચીફ કમિશનર શ્રી સી. કે. દેસાઇએ કચ્છનો વહીવટ સંભાળ્યો. ભુજમાં આ દિવસે સરદાર પટેલનો સ્વાતંત્ર્ય-સંદેશ સંભળાવવામાં આવ્યો: 'કચ્છનું રાજકીય, ભૌગોલિક ને આર્થિક મહત્ત્વ ઘણું છે. તે હિંદનું એક અગત્યનું સરહદી થાણું છે. વિકાસમાં તે પછાત છે છતાં તેની કુદરતી સંપત્તિ વિશાળ શકયતાઓથી ભરેલી છે. ઘરબારથી વિખૂટા થઇ ગએલા નિરાશ્રિતો જેને મદદ, રાહત અને પુનર્વસવાટની ઘણી જરૂર છે, તેમને વસાવવા સારૂ કચ્છમાં ઘણો અવકાશ છે. કચ્છની પ્રજામાં તાકાત, ધૈર્ય, સંપત્તિ ને સાહસિકતા ઘણી છે. વેપારઉદ્યોગમાં કચ્છીઓએ હિંદભરમાં જે ફતેહ મેળવી છે તે તેમના આ ગુણોની પૂરતી સાબિતી છે.' એમ કહી કચ્છના ઇતિહાસના એ યાદગાર પ્રસંગે કચ્છી જનતા અને કચ્છના મહારાવ બન્નેને 'રાષ્ટ્રના હિત ખાતર તેમણે કરેલા સ્વાર્થત્યાગ અને શાણા તથા સ્વદેશાભિમાનથી ભરેલા નિર્ણય સારૂ' સરદારે અભિનંદન આપ્યાં.

હવે હિંદ સરકારે કંડલા બંદરના વિકાસની યોજના હાથ પર લીધી છે અને હિંદી પાર્લામેંટમાં તેને લગતું બિલ પસાર થયું છે. કચ્છ હિંદના બીજા ભાગો જોડે સળંગ રેલવે વ્યવહારથી સંકળાઈ જશે. કંડલા, પશ્ચિમ કિનારા પરનું કરાચીનું સ્થાન લઇ શકે તેવું મુખ્ય બંદર બનશે અને ભુજ હવાઈ મથક થઇ રહેશે. કચ્છ બહાર અને કચ્છમાં વસતા તમામ વર્ગના કચ્છીઓના તેમજ કચ્છ સરકારના સંપૂર્ણ સહકારથી ચાલુ વરસે દુકાળરાહતનાં કાર્ય સાથે હાથ ધરાએલી કચ્છનાં ઉગાર અને ખીલવણીની યોજનાઓ નિયતિનું નોંધપાત્ર નિર્માણ છે. તેમાંથી ભુજમાં હવે હિંદની વિશાળ સાધનસંપત્તિના સહકાર વડે આર્થિક સુધારણાના નવીન વિકાસ ને ઉત્કર્ષની સર્વ શકયતાઓ દેખાવા માંડી છે.

દુકાળ, લૂ, તીડ કે અતિવૃષ્ટિ, અને કયારેક કોઈ ભયંકર રોગચાળો ને ધરતીકંપ જેવી કુદરતી આફતો, કે યુદ્ધની આંધી અને અરાજકતા જેવાં રાજકીય સંકટોમાંથી ભુજ પાર ઊતરતું આવ્યું. તેણે કેટલી યે સુખદ-દુઃખદ ઘટનાઓ જોઇ; નિષ્ફળતા યા સફળતા મેળવી; પછાત પડ્યું કે પ્રગતિ સાધી; એ રીતે કેટલા યે ચઢાવ-ઉતારમાં ઇતિહાસની યથાર્થતા અનુભવી; અને શાસનકર્તાઓનાં ઉત્થાનપતન નહિ પણ સદા સદ્ભાવના અને માનવતા સર્વોપરિ રહ્યાં છે એમ જોયું. સંસ્કૃતિનું એવું વરદાન મેળવી ભુજ, આજે તેની જનતાનું જીવન, તેના સાહિત્ય અને સંસ્કાર, દર્શન અને કલા, વિચાર અને વાણી રૂપાંતર પામતાં અધિક ગૌરવશાળી અને સુખી બનશે એવાં સ્વપ્નો સેવતું જીવનની ચાર સદીઓ પૂરી કરે છે અને સર્વોદયની નવી દિશા દેખાડતા યુગારંભ સાથે તેની જીવનસફરની પાંચમી સદી આરંભે છે.



શ્યામજી કૃષ્ણ વર્મા

[૫] કચ્છના રાજતંત્રની ફેરબદલી પ્રસંગે અપાયલા પ્રત્યેકના સંદેશામાંના "..." આ અવતરણચિહ્નોમાં સરદાર પટેલના અને આ '...'માં મહારાવ શ્રી મદનસિંહજીના શબ્દો છે.

સ્વરની દૃષ્ટિએ પૂર્ણવિરામ નથી આવતું. બીજી પંક્તિની શરૂઆત એ પહેલીમાંથી જ ખૂબ કુદરતીરીતે ઊગી નીકળે છે. સ્વરોનું વર્તુળ પૂરું કરવા ખાતર છેલ્લા સ્વરો 'રેસા સા–'ની જગ્યાએ 'રેસા ધસા' મૂકીએ તો આખા ગીતમાં આદિ અંતની સમજ ન પડે તેવી ગરબા માટેની લાક્ષણિક ગતિ પેદા થાય. આ ગતિનું મૂળ કારણ સ્વરોની રચના જ છે. ધ્યાનપૂર્વક જોતાં આખા ગીતમાં એક જ સ્વરબીજ જણાશે: ગગ રેસા ધસા. બીજા સ્વરો એ જ બીજનાં ઊલટાં સ્વરૂપ માત્ર જ છે. એટલું એક સ્વરબીજ એકબીજા પર લદાતું આવે છે, જેથી ગીતમાં ત્રુટિ નથી આવતી. આને લીધે જ ગીતની લય ખૂબ વધી શકે તેમ છે. આ ગીતમાં રાગ 'શીલાથી' છે, ને એનું સ્વરૂપ શાસ્ત્રીય છે. એ રાગમાં ઝમક લાવવાની શક્તિ છે, ને આપણા ગ્રામીણ ઉસ્તાદોએ એનો બરાબર ઉપયોગ કર્યો છે.

હવે લગ્ન અને જનોઈ જેવા પ્રસંગોનાં ગીતો જોઈએ. લગ્નને તો આપણે કંકોત્રીના ચિત્રામણથી માંડીને મહેફિલ સુધી ખૂબ જ અગત્ય આપીએ છીએ. બૅન્ડ, શરણાઈ અને રેકોર્ડના વાદનથી બની શકે તેટલો ઘોંઘાટ કરીએ છીએ. પરંતુ એ બધાંમાં લગ્નગીતોમાં રહેલું સાચું સંગીત બીચારું દબાઈ જાય છે એની પરવા કે ભાન આપણને હોતાં નથી. એ તો 'બૈરાંઓનું ખાતું' ગણાઈ ગયું છે. પુરુષો (અને હવે તો યુવાન સ્ત્રીઓ પણ) આ સંગીત તરફ બેદરકાર બની ગયાં છે, અને થોડા જ વખતમાં કોઈ કઢંગા સ્વરોવાળી સપ્તપદી અને લગ્નનાં ગીતોની રેકોર્ડોથી આપણા 'યુવાનો' લગ્ન કરી નાખતા થઈ જાય તો નવાઈ નહિ! (અલબત્ત સિવિલ મૅરેજ કરનારનો પ્રશ્ન જુદો છે.) પણ ખરી રીતે આ સંગીત, સ્ત્રીઓને મન જે પરમ સૌભાગ્ય અને આનંદનો દિવસ છે એનું સુંદર વાહક બને છે. એ ગીતોમાં કરુણ રસ છે, મસ્તી ઉન્માદ ને ઉભરાતો આનંદ પણ છે. અહીં પણ 'શીલાથી' રાગ જ છે. જાનનું સામૈયું થવાને સમયે ગવાતાં નીચેનાં ગીતોમાં સ્ત્રીવૃંદનો સ્વર તારસપ્તકમાં હોય છે:

ઢોલે ઢોલે રે ઢમકતી
જુ તો મોટી મોરતી આવે રે
મારી જાનમાં આવે રે

સાબદા ઢોલ ઢાંક્યા છે, ખાદસાળી પાથરણાં પાથર્યાં છે, વગેરે

બીજું ગીત:

તું તો મોકલ્ય વેવાઈ ઘોડલાં
બેસી આવે છે વરજના લોડલાં
આવે આવે રે વાસુદેવનો નંદ
પુનમ કેરો ચંદ
વિવાહ કેરી વર્ધં
દિવા કેરી જ્યોત
મળે ભળે અજવાળ્યાં રે વગેરે

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | સા | સા |
| | | | | | | | | | | તૂં | તો |
| ધપ | ધ | સા | સા | સા | રે | ગ | રેસારે | — | સા | સા | સા |
| મો– | ં | સ્વ | વે | વા | ઇ | ઘો | ડ–– | — | ડાં | એ | સી |
| x | | | • | | | x | | | • | | |
| ધપ | ધ | સા | સા– | સા | રે | ગ | રેસારે | — | સા | સા | રે |
| આ– | વે | છે | વર | જ | નાં | લો | ડ–– | — | ડાં | આ | વે |
| x | | | o | | | x | | | • | | |

આટલે સુધી ગીત એક લયમાં ચાલે છે અને પછી કોઈ વિજળીક ગતિ ગીતમાં ઉમેરાય છે.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | ગ | રે | સા | સા | રે | ગ | ગ | રે | સા | સા | રે |
| આ | વે | — | રે | વા | સુ | દે | વ | નો | નં | દ | પુ |
| x | | | • | | | x | | | • | | |
| ગ– | ગ | રે | સા | સા | રે | ગ | ગ | રે | સા | સા | રે |
| નમ | કે | રો | ચં | દ્ર | વિ | વા | કે | રી | વ | ર્ધં | દિ |
| x | | | • | | | x | | | • | | |
| ગ | ગ | રે | સા | સા | રે | સા | ધ | પ | ધ | સા | રે |
| વા | કે | રી | જ્યો | ત | મ | ળે | ભ | — | ળે | અ | |
| x | | | • | | | x | | | o | | |
| ગ | રેસારે | સા | | | | | | | | | |
| વા | ળ્યાં–– | રે | | | | | | | | | |
| x | | | | | | | | | | | |

ઉપર લખેલાં બંને ગીતો આ જ રીતે ગવાતાં હોવાથી એકનાં જ સ્વરાંકનો આપ્યાં છે.

'સીલાશ્રી' રાગમાં જુદીજુદી લયનાં આવાં અનેક ગીતો મળે છે. એ રાગ જેટલી ત્વરિત ગતિ પોષી શકે છે તેટલી જ ધીરગંભીર લય પણ પોષી શકે છે એ નીચેનાં બે ગીતોથી જણાશે. કોઈપણ શુભ પ્રસંગમાં ભગવાનને યાદ કરવા એ તો હિંદુ સંસ્કૃતિનું વિશિષ્ટ અંગ છે અને એ રીતે શુભ પ્રસંગમાં ગણેશ ઉપરાંત બીજા દેવો પધારે છે.-લગ્નમાં કૃષ્ણ રામ અને શિવના લગ્નપ્રસંગોની ભવ્યતા ગવાય છે. મંડપ તો જનકનો, જાન તો કૃષ્ણના, રૂપની ભવ્યતા તો શિવની. એ પ્રમાણે કૃષ્ણ-વિવાદ વખતે રુક્મિણીને પરણવા ઉત્સુક એવો શિશુપાલ કેવી જાન લઇને આવે છે તે જોઇએ:

માંગલ મુંગલ ને મુલતાની સીદીને મલબારી
બાબર બરસી ને હબસાણી બંગાળી ને ન્યાણી
(સાખી) હતારા અનુપમ હુવા ને હતરિયો શિશુપાલ
કું જોતાં મારે હૃદે એવો ને રે ભૂપાલ.
એવો ને રે ભૂપાલ ન ભૂપતિ સૈન્ય પંચાણું ક્રોણિ
રાય રાણો સૌ કંઇ જ આપે ચોરે ખંડનો મણી.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધ઼સા | સા | સારે | રેસા | સા | સા | ધ઼પ | ધ઼ | સા | સા | સા | — |
| માં | ગ | લ | મું | ગ | લ | ને | મુ | લ | તા | ની | — |
| × | | | ° | | | × | | | ° | | |
| ધ઼સા | સા | — | ધ઼સા | રે | સા | ધ | સાધ઼ | — | રે | રે | ગ |
| સી | દી | — | ને | મ | લ | બા | રી | — | બા | બ | ર |
| × | | | ° | | | × | | | ° | | |
| રે | સાસા | ધ઼સા | સા | રે | રેસા | ધ઼ | સા | સા | સા | રેસાસા | ધ઼પ |
| બ | રસી | ને | હ | બ | સા | ણી | બં | ગા | ળી | ને-- | ન્યાણી |
| × | | | ° | | | × | | | ° | | |

આ આખું ગીત ગાતાં કોઇ મોટો માનવસમુદાય ગજગતિએ ચાલતો હોય એવો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. બીજું આ ગીતનો ગુજરાત મારવાડીઓ અને રબારીઓના સંગીતને મળતો આવે છે. વળી કવિની ખુબી જુઓ: એ જમાનામાં લગ્નો એટલે એકલો હાર નહિ, પરંતુ ચરાતન પણ ખરું. અને અહીં તો શિશુપાલ કૃષ્ણના હરીફ તરીકે આવે છે. માનવસમુદાયનું પચરંગીપણું કલ્પનાશીલ સાંભળનારને અજંતાના પ્રખ્યાત 'નાગરાજ-કાશીરાજના સમાગમ'વાળા ચિત્ર તરફ લઇ જાય તો નવાઇ નહિ ! એ ચિત્રના પાછળના પરદેશી સેનાપતિઓ ને આ ગીતના 'માંગલ-મુગલ' શું સાવ પાસેપાસે નથી આવી જતા ! આગળ આ જ ગીતમાં જ્યારે રુક્મિણી કૃષ્ણને બોલાવવા માટે પત્ર લખે છે ત્યારે આ જ લીલાશ્રી રાગ કરુણ રસ માટેની પોતાની પાત્રતા પણ સાબિત કરી બતાવે છે. અને આ બધું ચારપાંચ સ્વરોમાં જ !

પણ આટલેથી જ લીલાશ્રી રાગનું વર્ચસ્વ પૂરું નથી થતું. ધીરગંભીર અને અર્થવાહી ગીતોમાં પણ એ દેખાય છે. માંડવાનું સુશોભન અને શુભ કંકોત્રી લખવાની પળ કોઇ કવિએ બરાબર ઝડપી લીધી છે :

માંડવે કાંઇ દાળો ને બાજોઠી, કે ફરતી મેલોને, કંકાવટી
તેડાવો રે મારે આશાપુરીના જોશી, કે આજ મારે લખવી છે કંકોતરી.

બંધાવો રે મારે હિંયા બાઇને છેડે, કે જય બેની દેઇબા ઘેર નોતરે

બેની રે તું તો સુતી હા કે જાગ, કે તારે મહિયર પગરણ આવિયાં.
વીરા રે તું કયે દેશથી આવ્યો, કે કિયા દેશ તમારાં બેસણાં.

આમ સવાલજવાબ ચાલે છે. હવે એનાં સ્વરાંકનો જોઇએ. અહીં તાલ 'દીપચંદી' છે:

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગરે | સાધ | –'સા | ધ઼સા | રેગ | સારે | ગ | — | રેસા | રેગ | રે | સાપ | સા | ધસા |
| માં- | ડ- | –'વ | રે | કાંઈ | દા- | ળો. | — | ને- | બા- | ઝ | ડી- | — | ફર |
| × | | | ૨ | | | | ° | | | ૧ | | | |
| રેગ | સારે | ગ | — | રેસા | રેગ | રે | સાધ઼ | રે | સા | — | — | — | — |
| તી- | મે- | લો | — | ને- | કં- | કા | વ- | — | ડી | — | — | — | — |
| × | | | ૨ | | | | ° | | | ૩ | | | |

રાગની આ જમાવટમાં દીપચંદી તાલનો ફાળો ઘણો ગણાય. સંગીત જાણનાર કોઇ આ ગીત તાલ સાથે ગાશે તો ખબર પડશે કે તાલ ચૂકી જવાય એવી આડી લયમાં આ ગીત ગવાય છે; પરંતુ આગળ કહ્યું તેમ દીપચંદી તો ગુજરાતનો, એટલે આપણી અભણ સ્ત્રીઓ દીપચંદીની આડને પી જાય છે.

અત્યાર સુધીનાં ગીતોમાં લીલાશ્રી રાગ હતો; હવે બીજા રાગોનાં ગીતો જોઇએ. શુભ પ્રસંગે પ્રથમ પૂજિત

ગણેશ જેટલી જ અગત્ય સૂર્યપત્ની રન્નાદેને અપાય છે. એ બંનેની સ્થાપના વખતનાં એક જ ઢાળનાં બે ગીતોઃ

હીંપી ને ગૂંપી આઈની ઓરડી રે,
ધરચોળાં નાખો કમાડ...રાનાદેની આરતી રે.
એ રે ધરચોળાં કઇ વહુ તમતણાં
રે ધરચોળે રક્ષાઓ ચાર...રાનાદેની આરતી રે.
ધરમ રક્ષા, કરમ રક્ષા પુતર રક્ષા રહેવાતણ
લખ્યાં રે લલાટ...રાનાદેની આરતી રે. (વગેરે)

ગણેશ સ્થાપનાનું ગીત :

કિયા ભાઇએ રાયજંગ માંડિયો,
કિયા ભાઇએ માંડિયા ગણેશ...વાજેન્તર વાગે છે.
કિયા ભાઇ ગોરાંદેને વીનવે
લગો ગોરી વધાવો ગણેશ...વાજેન્તર વાગે છે.
કેમ લખું એમના ઓરડા,
કેમ લખું એમના ગણેશ...વાજેન્તર વાગે છે. (વગેરે)

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રે | — | — | સા | રે | રે | સા | ની | ધ | ની | સા | રે | રે | — |
| હીં | — | — | પી | — | ને | — | ગૂં | પી | — | આ | ઇ | ની | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| મગ | — | — | રે | સા | રે | — | સા | — | — | સામ | — | — | — |
| ઓ | — | — | ર | — | — | — | ડી | — | — | રે | — | — | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| રે | રે | — | સા | રે | રે | સા | ની | ધ | ની | સા | રે | રે | — |
| ધ | ર | — | ચો | — | ળાં | — | ના | — | — | ખો | — | — | |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| રે | — | — | સા | રે | રે | સા | ની | ધ | ની | સા | રે | રે | — |
| મા | — | — | ડ | — | રા | — | ના | — | — | દે | — | ની | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| મગ | — | — | રે | સા | રે | — | સા | — | — | સામ | — | — | — |
| આ | — | — | ર | — | — | — | તી | — | — | રે | — | — | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |

તાલ દીપચંદી જ છે. પણ આ ગીત પૂરતું મારે કહેવું પડે છે કે મને હજુ આનો રાગ જડ્યો નથી. ચાર સ્વરોમાં આ ગીત જે હલક પેદા કરે છે એને વિસ્તારતાં 'જેયજયવંતી' જેવો રાગ મળે છે, પરંતુ તે હું સંપૂર્ણ વિશ્વાસથી નથી કહી શકતો.

લગ્નના આગોતરા દિવસોમાં રોજ રાત્રે ગવાતાં ગીતોમાંનું નીચેનું ગીત પણ દીપચંદીમાં જ છે :

ઉત્તર દક્ષિણથી માલણ આવે, માલણ આવે,
ડગડગ શોશર* મૂલવે રે.
મૂલવતાં મૂલવતાં અગર બહૂક્યા, અગર બહૂક્યા,
આગળ કિયા ભાઈ સજ મળ્યા રે.
કિયા ભાઇ શોશર લેઇને હેલે, લેવરાવીને હેલે,
તમહીર બત્રીજી લાડકાં રે.
લાડકડાં ગોરાં કઈ બાયે લયાં, કઈ બાયે લયાં,
અગણ કુંવર અમે આઇશું રે.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | સા | — | ધ | પ | ધસા | — | સા | સા | — | રે | મ | સારે | — |
| ઉ | ત | — | ર | — | દ- | — | ક્ષિ | ણ | — | થી | — | -- | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| ગ | પ | — | મ | રે | મ | — | સા | — | — | રે | મ | સારે | — |
| મા | — | — | લ | — | ણ | — | આ | — | — | વે | — | -- | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| મ | પ | — | ગ | રે | મ | — | સા | — | — | રે | મ | સારે | — |
| મા | — | — | લ | — | ણ | — | આ | — | — | વે | — | -- | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| ગ | પ | — | મ | રે | મ | — | ગસા | — | — | રે | સા | રે | — |
| ડ | મ | — | ડ | — | ગ | — | શો | — | — | શ | — | ર | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
| સામ | — | — | સારે | — | રે | — | સા | — | — | — | — | — | — |
| મૂ | — | — | લ | — | વે | — | રે | — | — | — | — | — | — |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |

*આ શબ્દ ચોસર હોવો જોઇએ એમ પં. બેચરદાસજીએ કહ્યું; જેનો અર્થ 'ચારે દિશાગાંધી' અથવા 'ચાર સેરનો હાર' થાય. સ્ત્રીઓને પૂછતાં તેઓ એનો અર્થ ફૂલનો દડો કે હાર કરે છે.

આ ગીતનો રાગ 'ભૂપાલી' છે ને તે વૃંદમાં ગવાય છે ત્યારે કોઇપણ સ્વર તૂટતો નથી. જો કે આ તો લોકસંગીતનું એક મુખ્ય અંગ છે. એટલેકે કોઇ સ્વર એની નગ્ન દશામાં આવતો જ નથી. એ સ્વરો જોડાએલા છે. આથી કરીને આખા ગીતને માટે કોઈ પાર્શ્વ સ્વરોની જરૂર રહેતી નથી. આ ગીતની હલક પણ થોડે અંશે રણારણોના સંગીતને મળતી આવે છે ખાસ કરીને 'શોશર મૂલવે રે' એ શબ્દોનાં સ્વરાંકનો તો ડોલાવી નાખે તેવાં છે.

ભૂપાલી* રાગ બીજાં ગીતોમાં પણ મળે છે. એ હાલરડાંઓમાં પણ જઇ પહોંચ્યો છે. કૃષ્ણના બાલજીવનનો પ્રખ્યાત નાગદમનનો પ્રસંગ હાલરડામાં ભૂપાલીમાં ગવાતો સાંભળ્યો છે. એ આખું ન આપતાં એમાંની સૌથી કાવ્યમય પંક્તિ ને એનાં સ્વરાંકનો આપીશ. નાગ સાથે કૃષ્ણને રમતા જોઇ જશોદા માતા યમુનામાં પડવું કે ન પડવું એવી દ્વિધામાં મુંઝાય છે એ સમયનો માતૃહૃદયનો ભાવ ને એનો ફલિતાર્થ કવિ થોડા જ શબ્દોમાં આપી દે છે:

જો જશોદા જળમાં પડે
(તો) મા પ્હેલાં છોરુ કેમ મરે.

રે – રે સા રે સા ધ પ ગ પ ધ –
જો – જ શો – દા જ ળ માં – પડે
ધસા સા સા રે ગ ગ રે ગ રે સા –
મા – પ્હે લાં – છો રુ – કે મ મ રે

આમાં તાલ આપવાની જરૂર નથી, કારણ એ કોઇપણ ચાર કે આઠ માત્રામાં ગાઇ શકાય છે અને હાલરડાંમાં સમ જેવું બહુ હોતું નથી. એ તો પ્રવાહ જેવું જ ચાલે છે.

હવે થોડું અંતમાં કહી લઉં. આપણા શાસ્ત્રીય સંગીતના ઉસ્તાદો સંગીત શીખવતી વખતે એમ કહે છે કે સ્વરાંકનો ઉપરથી ગાયન શીખી જ ન શકાય; એ તો 'શિષ્યસ્તેઽહં' કહીને કોઇ ગુરુને ચરણે બેસવું પડે. એથી કોઇ ઉત્સાહી બહેનો આ ગીતોને સ્વરાંકનોની મદદથી બેસાડવાનો પ્રયત્ન કરશે તો બહુ સફળ નહિ થાય. કદાચ આ ગીતનો ખરો રસાસ્વાદ એ નહિ ભોગવી શકે. એટલે લગ્નગીતોનાં કોઇ ઉસ્તાદ પાસે જ એ સાંભળવાં જોઇએ. કુટુંબમાં પણ આ ગીતો શીખવવાની રીત એવી જ છે. ઘરની વૃદ્ધ સ્ત્રીઓ જે આ સંગીતની ઉસ્તાદી ભોગવે છે એ નાની છોકરીઓને દરરોજ 'એક વેણ' આપે છે. આમ દરરોજ આ શાળા ચાલે છે અને આ કંઠસ્થ સંગીત પેઢીઓ સુધી જીવતું રહે છે હજુ કેટલાંક ગીતો રહી જાય છે જેમાં કરુણરસ મુખ્ય છે. એ કોઇ બીજા લેખમાં આપીશ. અત્યારે તો એટલું જ કહીશ કે આપણા ઘરમાં જ રહેલા આ પરંપરાગત ઉસ્તાદોની પાસેથી આ સંગીત આજનો યુવાન વર્ગ શીખી લેશે તો આ સંગીત જળવાઇ જશે અને એનું સાચું સ્વરૂપ સમજાશે. નહિ તો એ 'Native wood-notes wild' જેવું રહી જશે. દરેક કળાની જેમ ગાન પણ એક ખૂબ ગંભીર ને ઉત્કૃષ્ટ સંવેદનો ને અનુભવનું પરિણામ છે. એ કયા સ્વરૂપમાં છે તે બહુ અગત્યનું નથી; એનું અસ્તિત્વ સ્વીકારો એટલે એના અંગોપાંગોમાં રહેલું સૌંદર્ય સ્પષ્ટ થવાનું જ. મને આશા છે કે કળાના ક્ષેત્રમાં જે પ્રબોધકાળની આગાહી આપણે કરી રહ્યા છીએ એમાં આપણું આ એતદ્દેશીય સંગીત' પણ નહિ ભૂલાય. એને એના સાદ્યન્ત નિર્મળ સ્વરૂપમાં ઓળખવું એ પણ, કલા પ્રત્યેની એક વૈજ્ઞાનિક દૃષ્ટિ જ કહેવાય.

*ભૂપાલી તો મેં એક પ્રખ્યાત જાપાનીઝ રેકોર્ડમાં પણ પારખ્યો છે. અલબત્ત, એ લોકો એને શું નામ આપે છે એ ખબર નથી, પરંતુ એ ગીતનાં સ્વરાંકનો મેં લીધાં છે અને એ આખી શુદ્ધ ભૂપાલી જ છે. આ જ રીતે એક ચીની ગીતમાં 'દુર્ગા' રાગ પણ જોયો હતો. સ્વરોની દુનિયા આમ એક જ લાગે છે!

## ચકમક અને ગજવેલ

તું ચકમકની પથરી ચેતન
હું લોઢું ગજવેલી:
તને શિખરસિંહાસન મેલી,
દીધો ખાણ ધકેલી,
મુજને દીધો ખાણ ધકેલી.

વિરહભાર શો વહ્યો નિરંતર
પલ પલ વીતી કેવી!
તારે મસ્તક બોજ આભનો,
મારે પૃથ્વી વ્હેવી,
પીઠે મારે પૃથ્વી વહેવી!

તારાં તલસન કોઈ ન જાણે
જાણે નભના તારા,
વ્યથા ગાઢરી માત્ર પિછાણે
પતાલનિર્ઝરધારા,
ઊંડી પતાલનિર્ઝરધારા.

કાળ અનર્ગળ પડ્યો વિસ્તરી
મિલનઝંખના ઘેલી!
બેઠા બન્ને અચલ આસને
યુગ લીધા સંકેલી,
ક્ષણમાં યુગ લીધા સંકેલી.

વિજોગની ધગધગતી આપણ
તપ્યાં આકરી ધૂણી:
જુગ જુગ તો વે રહ્યા વિખૂટાં
હરી તપસ્યા ઊણી,
એટલી હરી તપસ્યા ઊણી.

સમસમતી એકલતા વચ્ચે
ચલે કાળની ચક્કી:
પોચા દાણા જશે પિસાઈ
અખંડ રહેવું નક્કી,
આપણ અખંડ રહેવું નક્કી.

બાલમુકુન્દ દવે

બાજબહાદુર-રૂપમતિની કથાંથી લોકજાણીતું, એક કાળનું ઋદ્ધિવંતું ◆ પરંતુ હાલ બિસ્માર પડેલું ઇતિહાસપ્રસિદ્ધ પ્રચંડ ગિરિનગર

# માંડૂ

એનો પહાડ વનસ્પતિનો સાગર ને ખનિજોનો ભંડાર છે. તેની નાડીએ-નાડીએ જલઝરણાં ને અવયવસંધિએ તળાવો સોહે છે. રાજાઓએ ત્યાં દુર્ગો, ભક્તિમંતોએ મંદિરો ને લક્ષ્મીમંતોએ શ્રીમાસદનો બનાવ્યાં છે ને સરસ્વતીભક્તો ને ધર્માચાર્યોએ વિદ્યાલયો સ્થાપી એની ઋદ્ધિ વધારી છે.

લેખક
ચુનીલાલ વર્ધમાન શાહ

કોઈ પણ પ્રાચીન કે પુરાતન સ્થાનનો પ્રવાસ તેને ઐતિહાસિક સ્થાન તરીકે સમજીને જ કરવો હોય તો તે સ્થાન અંગેની થોડીઘણી ઐતિહાસિક માહિતી તો પહેલાંથી મેળવી લેવી જોઇએ. જ્યારે મેં મારા એક વિદ્યાર્થી મિત્ર* સાથે માંડૂનો—માળવાના એક સમયના એ સુંદર ગિરિનગરનો પ્રવાસ કર્યો ત્યારે હું વિશેષાંશે અને મિત્ર સ્વલ્પાંશે તેની ઐતિહાસિકતાથી માહિત હતા. ખરું છે કે જે રસ ઇતિહાસનું વાચન આપે છે તે જ રસ ઐતિહાસિક સ્થાનનું દર્શન અતિ ઉત્કટ સ્વરૂપમાં આપે છે. અમે એ રસ ખરેખર માણ્યો.

માળવાની દક્ષિણ સરહદ ઉપર નર્મદાની ખીણની લગોલગ માંડૂનો પહાડ વીસ કોસના પરિઘમાં પથરાઇને પડ્યો છે. માળવાની એક સમયની રાજધાની ધારા (હાલના ધાર)થી દસેક કોસને અંતરે પહાડ એવો દેખાય છે કે જાણે કોઇ પ્રચંડકાય યોગી મયૂરાસન કરીને બેઠો હોય, તેના મસ્તક પરની જટા વાયુલહરીથી ફરફરી રહી હોય અને તેને મયૂર જ માનીને ભયગ્રસ્ત થએલો સર્પ ઊંચોનીચો થતો દૂરદૂર નાસી જતો વિંધ્યાચળની ગિરિમાળામાં સમાઈ જતો હોય.

માંડૂનો પહાડ ઋદ્ધિવંત છે. વનસ્પતિનો તો સાગર છે ને પત્થર તથા ઇતર ખનિજોનો ભંડાર છે. જલઝરણાં તેની નાડીએનાડીએ વહે છે ને તળાવો તેના અવયવસંધિઓમાં શોભી રહ્યાં છે. દૂરથી તે ભયાનક દેખાય છે, વાઘનો ડર પણ લોકવાયકા બતાવે છે, છતાં તેની ઋદ્ધિ છૂપી રહેતી




નથી. યુગેયુગે તેની એ ઋદ્ધિનું મૂલ્ય આંકનારા ઇતિહાસને સાંપડ્યા છે. એ ગિરિનગરને ફરતો ૧૮ કોસ લાંબો કોટ બાંધેલો છે, રાજવંશીઓએ ત્યાં દુર્ગો બાંધ્યા છે, ભક્તિમંતોએ ત્યાં દેવમંદિરો બાંધ્યાં છે, યોગીઓએ ત્યાં ગુફાઓ કરી છે. ધર્માચાર્યોએ આશ્રમો સ્થાપ્યા છે, લક્ષ્મીવંતોએ ગ્રીષ્મસદનો બનાવ્યાં છે અને સરસ્વતીભક્તોએ વિદ્યાલયો સ્થાપીને માંડૂની ઋદ્ધિનું અનેરું મૂલ્ય આંક્યું છે.

**માં**ડૂની તળેટીથી બેત્રણ માઇલ દૂર નાળછા(નાલકચ્છ) નામે નાનું ગામ છે, ત્યાંથી માંડૂની સમૃદ્ધિનું પ્રથમ દર્શન કરી શકાય છે.એક વાર આ નાળછા યે ઓછું સુંદર નહોતું. પણ આજે નથી લાગતું : એ ગામની પ્રાચીન ઋદ્ધિનો ખ્યાલમાત્ર તેનું સ્વચ્છ વિશાળ પટાંગણ-પાધર આપે છે.

પરંતુ ચઢાણ ચઢીને કોટના દિલ્હી દરવાજાની અંદર પેસતાં જ મન પ્રશ્ન કરે છે કે ક્યાં છે માંડૂની સમૃદ્ધિ ? ક્યાં છે એ ભવ્ય ગિરિનગર? ક્યાં છે એ આશ્રમો, વિદ્યાલયો, ગ્રીષ્મસદનો, રાજમહેલો, દેવમંદિરો અને ગુફાગહ્વરો ? અહીં તો જંગલ છે, ઝાડી-ઝાંખરાં છે, સાફ રસ્તો પણ નથી, કોઇ માનવી યે ભાગ્યે જ દેખાય છે, અને એ ભયાનકતાની વચ્ચે એકલાંઅટૂલાં શાં કોઈ ઇમારતોનાં ખંડેરો ઊભાં છે !

માંડૂનો પહાડ એ માળવામાં એક ખૂણે પડી ગએલું સ્થાન છે. રેલવે લાઇનથી ઘણે દૂર છે. તેની નજીક આવેલું નગર ધાર પણ રેલવેથી જોડાએલું નથી, એટલે આજે માંડૂમાં કોઇ ખાસ વસતિ નથી. ત્યાં કોઇ વ્યવસાય પણ

* કુમારના જૂના વાચકોના પરિચિત તરુણ કવિ શ્રી રજનીકાન્ત દેસાઈ, જે, ત્યાર પછી તો મુંબાઇ યુનિવર્સિટીમાંથી ઇકોનૉમિક્સમાં ઊંચા બહુમાન સાથે પાસ થઈ ઇંગ્લંડ ગયા અને ત્યાં 'સ્ટૅટિસ્ટિક્સ'માં ગુણાતિશયતા દાખવી કૅમ્બ્રિજ યુનિવર્સિટીની પીએચ. ડી.ની ડિગ્રી મેળવી આવી આજે હિંદી સરકારના નાણાંખાતાના 'સ્ટૅટિસ્ટિક્સ' વિભાગના અધિકારી તરીકે નીમાયા છે. જ્ઞાનની એ શાખામાં ઇંગ્લંડ ઉપરાંત અન્યત્ર પણ એમણે સારાં માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે.



હિંડોળા-મહાલનું અંદરનું દૃશ્ય

ચાલી શકે તેમ નથી. તે એક જૈન તીર્થસ્થાન લેખાય છે, પણ યાત્રાળુઓની આવજા ઓછી છે. નર્મદાની પરિક્રમા કરનારાંઓ કોઇકોઈ વાર ત્યાં આવી થોડો સમય થોભતાં હોય છે. બાકી તો અમારા જેવા કોઇ રડ્યાખડ્યા ઇતિહાસરસિકો સિવાય ભાગ્યે જ કોઇ પસાર થતા હોય છે; એટલે એક સમયનું એ ગિરિનગર પહેલા દૃષ્ટિપાતે જંગલઝાડીના રૂપમાં વિકૃત થએલું દેખાય તેમાં નવાઇ નથી.

માંડૂના ગિરિનગરનુ સૌંદર્ય નિરખવા માટે તો દૃષ્ટિ સમીપે આવેલાં ઝાડી-ઝાંખરાં, ખાડા-ટેકરા અને ખંડેરોને કલ્પનાની આંખે જોવાં જોઇએ. માંડૂ પરનો કોઈ મોટો જલ ઝરતો ખડક કે પથરાળ ટેકરો જુઓ, લવાણી દરવાજે—આજે તો એ દરવાજો યે રહ્યો નથી,—જઇને તેના ખડકો ને કોતરોની ઠંડક અનુભવો, પાણીનાં નાનાં તડાગો કે બાગબગીચાઓ જુઓ અને તમને ખ્યાલ આવશે કે જાણે માંડવની નસેનસમાં મૈયા નર્મદા અમૃત સિંચી રહી છે અને તેને યોગે પહાડ બારે માસ લીલોછમ રહે છે.

અને એ નૈસર્ગિક સમૃદ્ધિની વચ્ચે તમે પેલા ભૂગર્ભમાંના શિવમંદિરને ગોઠવો. પેલા માતાજીના મંદિરના વિશાળ સ્થાનકને મૂકો. આ રેવાકુંડની લોકકથા સાંભળો કે સાક્ષાત્ રેવા મૈયાનું વરદાન છે કે પોતે આ કુંડમાં નિત્ય આવશે અને તેમાં સ્નાન કરનારને રેવાજીમાં નાહ્યાનું પુણ્ય પ્રાપ્ત થશે. પરકમ્માવાસીઓ માંડૂ પર આવે છે તે એ કુંડમાં સ્નાન કરવા માટે જ. લવાણી દરવાજે આવેલી પથ્થરના ખડક કોતરીને બનાવેલી ઊંડી ગુફાઓ તાકી રહીને છેવટે એમ જ માનવું પડે કે યોગીઓના કે અઘોરીઓના અગમ્ય પ્રયોગોના સ્થાનનું અને કદાચ પછીના કાળમાં આપત્તિસમયના સંરક્ષણ માટેનાં ગુપ્ત સ્થાનોનું ગૌરવ તેથી માંડૂને મળે છે. 'માંડવગઢનો રાજિયો નામે દેવ સુપાસ' એ સુપાર્શ્વનાથ ભગવાનનું મંદિર તો આજ નથી. મુસલમાનોએ તેનો નાશ કરેલો. પરંતુ તેને સ્થાને બીજું જૈન મંદિર છે તેનાં શિખરોને અનેક સોનાના કળશોથી કલ્પના દ્વારા મંડિત કરીને પ્રાચીન માંડૂના સમૃદ્ધિચિત્રને ગોઠવી જુઓ. એક વાર એ કેવું જૈનનગર હશે તેની કલ્પના કરવા માટે એક કિંવદન્તી મદદ કરી શકે તેમ છે. માંડૂમાં એક વાર એક લાખ લખપતિ જૈન વહેપારીઓ વસતા હતા. કોઇ નવો વહેપારી વસવા આવે તો તેને દરેક ઘેરથી એક શ્રીફળ અને એક રૂપિયો રોકડો ભેટ મળે, એટલે એ નવો વસવા આવનાર તે જ ક્ષણથી લખપતિ બની જતો!

**મા**ળવા ઉપરની મુસલમાન સત્તાના કાળના તો માંડૂની સમૃદ્ધિના જે અવશેષો આજે જોવા મળે છે તેને કલ્પનાથી મઢી લઇને ગિરિનગર સર્જવતાં ખાસ તકલિફ નહિ પડે. ઇતિહાસમાં એવું નોંધાએલું છે કે એ ગિરિનગરમાં ૨૨૫૮ વીઘાંમાં વસતિ હતી, ૨૨૩૫ વીઘાંમાં નમાઝગાહો હતી, ૨૧૫૦ વીઘાંમાં ઊંચીનીચી ટેકરીઓ હતી, ૭૦૫ વીઘાંમાં રોજામસ્જિદો હતાં, ૧૪૭ વીઘાંમાં રસ્તાઓ પથરાયા હતા, ૩૦૦ વીઘાંમાં તળાવો લહેરાતાં, ૩૦૦ વીઘાંમાં મુસાફરખાનાં ને ધર્મશાળાઓ હતાં, ૫૦૦ વીઘાંમાં રજવાડી મહેલો, ૪૦૦ વીઘાંમાં નહાવાના ઘાટ તથા ભૂગર્ભમાંનાં સ્નાનમંદિરો અને ૩૬૩ વીઘાંમાં બાગબગીચા હતા. આવી સામાન્ય વસતિવાળા અને વિશેષાંશે શાહ-સુલ્તાન અને શ્રીમંતોનાં ગ્રીષ્મસદનોવાળા એ ગિરિનગરનો ખ્યાલ, આ વર્ણન સ્મૃતિમાં આવતાં જ, નેત્રોએ આંકી—માપીને કરી લેતાં વાર લગાડી નહિ.

માંડૂ પરનાં સામાન્ય બાંધણીનાં મકાનો આજે જમીનદોસ્ત બની ગયાં હોય એ સ્વાભાવિક છે, અને જે રજવાડી મહેલો, મસ્જિદો, કોટ, કિલ્લો, દરવાજા, ઘાટ, આદિ છૂટાંછવાયાં ઊભાં છે તેને પણ કાળનો ઘસારો ખૂબ લાગી ગયો હોત, પરંતુ હિંદના વાઇસરૉય લૉર્ડ કર્ઝને એ ગિરિનગરની લીધેલી મુલાકાત બાદ ત્યાંનાં મકાનોને ઐતિહાસિક અવશેષો તરીકે સુરક્ષિત રાખવાનો સરકાર તરફથી પ્રબંધ કરાવેલો. ઉપરાંત ધાર રાજ્ય પણ તે મકાનો જાળવી રાખવા માટે એક નાનું ખાતું ચલાવે છે.

જે મકાનો અને ખંડેરો આજે આ ગિરિનગરમાં ઊભાં છે તેમાંનાં મોટા ભાગનાં મકાનો તો હોશંગશાહ ઘોરીએ અને ગ્યાસુદ્દીન ખિલજીએ બંધાવેલાં. હોશંગશાહે માળવા જીતીને માંડૂને જ રાજધાની બનાવી, તેનું શાદિયાબાદ (આનંદનગર) એવું નામ રાખ્યું હતું. હિંડોળાના આકારનો પાસાદાર ઢળતી દીવાલોનો હિંડોળા-મહાલ, તેનું જંગી દીવાનખાનું, તેનાં છજાં, તેની નકસીદાર



જહાજમહાલ: લંગર નાખી પડેલા કોઈ મહાન જહાજનો ખ્યાલ આપતી સ્થાપત્યરચનાવાળા આ મહાલયની ચોમેર પાણી ભરાએલું રહેતું હશે ત્યારે તેનું દ્રશ્ય દિલચસ્પ બનતું હશે.

થોડું છે. કહે છે કે બાદશાહો હાથી પર ચડીને એ સીડી વાટે જ સીધા દીવાન-ખાનામાં જઈ ઊતરતા!

જહાજમહાલની સુંદરતા માણવાને પણ કલ્પના જોઈએ. વિશાળ તળાવની વચ્ચે જાણે જહાજ તરી રહ્યું હોય એવા આકારનો એ મહેલ છે. તેનો એક ભાગ કમાનદાર નાના ઓરડાનો છે, બીજા ભાગમાં બે મજલા, ત્રીજામાં ત્રણ મજલા અને ચોથામાં ચાર મજલા છે. ટોચે પત્થરની છત્રીઓ છે. આજે તળાવ નથી. ચોમાસામાં કદાચ આસપાસ પાણી ભરાતું હશે ત્યારે તેની રમણીયતા ખીલતી હશે.

માંડૂ પર મહમદ ઘોરીએ બંધાવેલી વિશાળ જુમામસ્જિદ છે, રોજા છે, મકબરા છે, પણ તેમાં સૌથી વધુ દર્શનીય હોશંગશાહનો રોજો છે, જે હજી સારી હાલતમાં જ છે. અંદરનું આરસનું નકસીકામ અને આરસની ફરસબંધી મુઘલ કાળનાં ઊંચાં નકસીકામ જેવાં નથી, છતાં મધ્યકાલીન મુસ્લિમ શાહોના કલાપ્રેમનાં તે દ્યોતક છે.

ચિત્તોડમાં છે તેવો જયસ્થંભ પણ અહીં હતો એમ ઐતિહાસિક ઉલ્લેખોમાંથી જાણવા મળે છે. તે ૧૪૪૩માં મહમદ ખિલજીએ માળવાની જીતના સ્મારક રૂપે બંધાવેલો હતો, પણ આજે તે જમીનદોસ્ત થઈ ગએલો છે ને તેની હેઠળથી મહમદ ખિલજીની કબર દટાએલી નીકળી છે. કીર્તિ રૂપી કોટડાં તો પાડ્યાં નથી પડતાં, પરંતુ કીર્તિને અમર કરવાની ઝંખનાથી બંધાવેલા પત્થર-ચૂનાના કીર્તિસ્તંભો જ્યારે ભૂશાયી બની જાય છે ત્યારે માનવીની કીર્તિવાસનાને કાળ કેવો થપાટ મારીને ઊભો રહે છે!

જાળીઓ, એ બધું જોતાં તેની ભવ્યતાનો ખ્યાલ તુરત આવી જાય છે. પરંતુ તેની સાથે જોડાએલી એક કિંવદન્તીનો કલ્પના દ્વારા એ મહેલ જોડે અમે સમાગમ કરાવી જોયો. એ કિંવદન્તી એવી છે કે એ મહેલની બાજુએ બાંધેલા નાદાર ઝરૂખામાં બેસીને હોશંગશાહ ઘોરી પ્રજાની અરજો સાંભળતો અને તેની બેગમો પેલી નકસીદાર જાળીઓની પાછળ બેસીને હોશંગશાહની ન્યાયસભા જોતી અને ન્યાય સાંભળતી, પણ તેઓ કોઈની નજરે પડવા પામતી નહિ. કલ્પનાની પાંખે એ કિંવદન્તી ચડી એટલે અમે ખુદ હોશંગશાહની ન્યાયસભાનું, ત્યાં આવેલા અરજદારોનું અને એ બેગમોનું પણ ખરેખર દર્શન કર્યું અને એ મહેલની રમણીયતા ખૂબ જ વધી ગએલી ભાસી. આ હિંડોળામહાલ પર ચડવાની સીડી ખૂબ પહોળી ને નક્કર છે. તેનું દરેક પગથિયું ઉંચાઈમાં



સાદો અને સ્થૈર્ય દાખવતો હોશંગશાહનો રોજો

અને જ્યારે 'બાઝબહાદુરનો મહેલ' ને 'રૂપમતીની છત્રી' જોઈએ ત્યારે એ પ્રેમી યુગલની રોમાંચક પ્રણયકથા સાંભર્યા વિના કેમ રહે? એ કથાથી પ્રભાવિત થએલા ચિત્તે એ બંને ઈમારતો બાણી તાકી રહીને કૈં કૈં ગણત્રીઓ કરી જોઈ. એ મહેલ નીચે, ને છત્રી છેક પહાડની ઊંચામાં ઊંચી ટેકરી પર કેમ? બેઉની વચ્ચે અંતર તો થોડું હતું, છતાં ત્યાં પહોંચતાં અર્ધો કલાક જોઈએ. છત્રી પર ચડીને જોયું તો નર્મદાના જળપ્રવાહની રૂપેરી રેખા ક્ષિતિજને પ્રાંતભાગે ચમકતી નિરખી. મારો મિત્ર બોલી

કહ્યો: 'સમજાય છે! અહીં ઊભાં રહીને નર્મદાનાં રોજ દર્શન કરવા માટે રૂપમતીને બાઝબહાદુરે આ છત્રી બંધાવી આપી હશે. ઇતિહાસમાં એવું કાંઇ આવે છે?'

અને ખરેખર, દંતકથા રૂપે પ્રચલિત એવા રૂપમતીના કહેવાતા ઇતિહાસમાં એ વાત હતી કે રૂપમતીને રોજ નર્મદાનાં દર્શન કરવાનું વ્રત હતું! એ જાણતાં જ મારા સાથીને પોતાની સર્જક કલ્પનાથી થએલા આત્મસંતોષની શી વાત કરું! એ વખતે હું જો તેને ખરો ઇતિહાસ કહું કે આ બે મજલાનો મહેલ બાઝબહાદુરે નહિ પણ એ તો ગ્યાસુદ્દીન ખિલજીએ બંધાવેલો છે, આ છત્રી નર્મદાનાં દર્શન કરવા માટે બંધાવેલી નહિ હોય, કારણ કે રૂપમતીને એવું વ્રત હતું એ દંતકથા તો કપોલકલ્પિત પુરવાર થઇ છે, તો તેથી તેનો આત્મસંતોષ અને આનંદ કેવાં વિલાઇ જાય! મેં તેની ભૂલ ભાંગી નહિ. ઇતિહાસ-રસની જે લ્હાણ તેને મળી હતી તે લૂંટી લેતાં મને નિર્દયતા લાગી. વસ્તુતઃ એ ઊંચી છત્રી તો આખા ગિરિનગર ઉપર દૃષ્ટિપાત કરવા માટે કે લશ્કર અંગેના કોઇ ઉપયોગ માટે બંધાએલી હોય તેવા પ્રકારની જણાય છે.

આજે વિસરાઇ રહેલા માંડુના ગિરિનગરે મધ્યકાળમાં અનેક નામાંકિત સ્ત્રી-પુરુષોનાં દર્શન કર્યાં છે. અકબરે બાઝબહાદુર પાસેથી માંડૂ જીત્યું ત્યાર પછી તેણે તે ગિરિનગરની પાંચ વાર મુલાકાત લીધેલી. જહાંગીર ને નૂરજહાં અહીં શિકારની મોજ માણવા આવેલાં અને જહાજ-મહેલમાં રહેલાં. શિકારમાં એક દિવસે નૂરજહાંએ સાત ગોળીથી ચાર વાઘ અને એક સિંહ મારેલા, તેથી ખુશ થઇને જહાંગીરે નૂરજહાંના માથેથી ૧૦૦૦ અશરફીઓ ઉતારીને ગરીબોને વહેંચી દીધી હતી અને એક લાખ રૂપિયાની કંકણની જોડ તેને ભેટ આપી હતી! સર ટૉમસ રો અને શાહજહાં પણ અહીં આવીને રહેલા. માંડૂ પર એક નાનો કિલ્લો છે જે સોનગઢના કિલ્લાને નામે ઓળખાય છે. ગુજરાતના સુબેદાર બહાદુરશાહે માંડૂનો કબજો લીધો ત્યારે, અને ફરી હુમાયૂંએ હલ્લો કર્યો ત્યારે મહમદ ખિલજી એ જ કિલ્લામાં રહીને લડેલો.

હા, માંડૂનું ગિરિનગર વિસરાતું જતું લાગે છે. તેની લય પામતી સમૃદ્ધિને સજીવન કરનારનો આજે અભાવ છે. કાળે તેને એકવાર પ્રચંડ ગિરિનગર ને ઇતિહાસપ્રસિદ્ધ આનંદનગર બનાવેલું; એ જ કાળનું ચક્ર પુનઃ તેના દેદાર કેમ નહિ બદલાવે? કાળની ગતિ ગમે તે દિશામાં થાય, પણ માંડૂ પર પ્રવાસીઓ ફરે છે ત્યારે તે બધાંનાં ચિત્તમાં તો બાઝ ને રૂપમતી જ રમમાણ થઇ રહ્યાં હોય છે, અને તેમના કાન, રૂપમતીનું પેલું ગાન તેની છત્રીની દિશામાંથી જાણે આવી રહ્યું હોય તેમ, સાંભળતા હોય છે:

દિન દિન બાઢે સવાયો હીરો
ઘટે ન એક ગૂંજી,
બાઝ બહાદુરકા સનેહ ઉપર
નિછાવર કરુંગી ધન ઔર જી...
ઔર ધન જોડતા હૈ રી,
મેરે તો ધન પ્યારે કી પ્રીત પૂંજી!



## ઊણપ



અંધારી રાતે આકાશનું સ્થામ છત્ર અગણિત તારાઓથી પ્રદીપ્ત હતું. ત્યારે નિહારિકાના તેજપ્રવાહ પાસેથી એક નાનકડી તારિકા ખરી પડી. વ્યોમમંડળ તરફ નજર કરનારને તે ઝીણી તારિકાના ઝબૂકીને ઓલવાઇ ગએલા તેજની ખોટ ન જ જણાય; છતાં યે તે તારિકાનું તેજ લુપ્ત થતાં નભમંડળની શોભા, બધાંથી અજાણીરીતે પણ, અણુ માત્ર તો ઝાંખી પડી જ ને?

વિશાળ અભિરામ ઉદ્યાનમાં રંગરંગીત, ફોરમભર્યાં અસંખ્ય પુષ્પો ખીલ્યાં હતાં. તેના એક દૂરના ખૂણાના નાનકડા ક્યારામાં એક નાના છોડ પર એક ઝીણી અણવિકસી કળી ઊગી અને અકાળે ને અણધારી જ ખરી પડી. બગીચામાં હવા ખાવા અને ફૂલનાં ઝુંડની શોભા નિહાળી નાક તથા આંખની ઇંદ્રિયોને તૃપ્ત કરનાર જનસમૂહને તેની ક્યાંથી ખબર પડે? તે છતાં બગીચાની સમગ્ર શોભા તથા સુવાસમાં, તે વણખીલ્યું પુષ્પ ખરી જતાં, અંશમાત્ર જેટલી પણ ખોટ તો પડી જ ને?



અનેક શોભાથી સજ્જ કરેલી રંગભૂમિ ઉપર નાનાવિધ વાજિંત્રોનું, એક તાલે, એક સૂરે, કાનને પ્રિય લાગે એવું વૃન્દવાદન શરૂ હતું. જ્યારે તે સંગીતકારોના સમૂહમાં, છેક પાછલી હરોળમાં નાનકડી સારંગી લઇને બેઠેલો એક કળાકાર, સૌની સાથે સૂર મિલાવી તાલબદ્ધ રાગ-રાગિણી વગાડવામાં લીન હતો, ત્યારે અચાનક તેની સારંગીની એક નીચલી તરપ તૂટી ગઇ. સંગીતના નશામાં ચકચૂર એવા શ્રોતાવર્ગને તેની ક્યાંથી ખબર પડે? પરન્તુ વૃન્દવાદનની સમગ્ર મધુરતામાં તે નાનકડી સારંગીની એક ઝીણી તરપના મીઠા ઝંકારની ઊણપ તો રહી જ ને?

તેવી જ રીતે, અસંખ્ય બાળકોથી ભરચક એવા આ જગતમાંથી મારું એક નાનુંશું બાળરત્ન અદૃશ્ય થવાની કોઇને પણ ખબર ન પડી. પરન્તુ મારા માતૃ-હૃદયમાં તે બાળકની ઊણપ ચિરકાળ માટે રહી ગઇ છે. વિનોદિની નીલકંઠ

# ગુજરાતની કેટલીક અનન્ય પ્રતિમાઓ

લેખક

**કનૈયાલાલ ભાઈશંકર દવે**

> મૂર્તિપૂજાના ખોળામાં જ શિલ્પકળા સચવાઈ છે. મૂર્તિ અને મંદિરની વિવિધ રચનાઓમાં આપણાં રાષ્ટ્ર ને ધર્મની વિવિધ રેખાઓ પડી છે. પુરાણોની અસંખ્ય કલ્પનાઓને પથ્થરરૂપે સાકાર કરવાની પ્રતિષ્ઠા મૂર્તિઓ ને મંદિરોને ઘરે છે. મૂર્તિઓ પ્રજાની મનોભાવના, આશા-નિરાશા અને કલાકલ્પના રૂપે છે. સંસ્કારોનું એ નવનીત છે. —સુરેશ દીક્ષિત



શિવની જેમ 'અર્ધનારીશ્વર' પ્રતિમા હોય છે તેમ વિષ્ણુની 'ગોપાલસુંદરી' નામે મૂર્તિ રચાતી. પરંતુ તેની કોઈ મૂર્તિ મળેલી ન હતી. પણ સુરતમાંથી એવી પ્રતિમા મળી છે જેનું આલેખન ઉપર આપ્યું છે:

મૂર્તિપૂજાની ઐતિહાસિકતા છેક વેદકાળ જેટલી પ્રાચીન છે. વેદમાંથી મળતાં દેવોનાં એ વર્ણનોને આધારે પાછળથી મૂર્તિપૂજાનો પ્રવાહ ઉત્તરોત્તર ચાલી તેમાંથી દેવોનાં હજારો વિવિધ સ્વરૂપોની કલ્પના ઋષિમુનિઓ તથા આરૂઢ વિદ્વાનોએ રજૂ કરતાં જુદા-જુદા દેવોનાં સ્વરૂપો અસ્તિત્વમાં આવ્યાં; અને આજે તો ભારતનો એક પણ ખૂણો એવો નહિ હોય, જ્યાં દેવમૂર્તિઓનાં નામશેષ પ્રતીકો પણ સચવાઈ રહ્યાં ન હોય. ફક્ત ભારતમાં જ નહિ પણ ભારતેતર પ્રદેશોમાં પણ જ્યાં જ્યાં હિંદુ ધર્મની પ્રજાએ પગદંડો જમાવ્યો ત્યાં ત્યાં હિંદુ દેવદેવીઓનાં વિવિધ સ્વરૂપોનો પ્રચાર પૂજન, અર્ચન તેમજ દેવમંદિરોનાં શિલ્પોમાં ઊતર્યો. જાવા, કંબોડિયા, સુમાત્રા વગેરેમાંથી મળતાં હિંદુ મૂર્તિઓના સંખ્યાબંધ પ્રતીકો તેની સાક્ષી પૂરે છે.

આવી પ્રતિમાઓમાં કેટલીક તો એવી મૂર્તિઓ છે, જેનાં સ્વરૂપો સમસ્ત ભારતમાં એકસરખાં પ્રચલિત છે. જ્યારે કેટલીક એવી પણ મૂર્તિઓ જોવામાં આવે છે, જેના ઉપર કેટલીક પ્રાંતીય અસરો પડી હોવાથી વિવિધ પ્રાંતોમાં તેનાં વિવિધ સ્વરૂપો મળી આવે છે. જેમકે પશ્ચિમ ભારત અને ઉત્તર હિંદની સૂર્યમૂર્તિઓનો ઉદીચ્યવેશ હોઈ, તેના પગે લશ્કરી સોલ્જરો જેવાં હોલબુટ બતાવેલાં છે, જ્યારે દક્ષિણ ભારતની સૂર્યમૂર્તિઓમાં પગ ખુલ્લા હોય છે. આ ઉપરાંત કેટલીક એવી પણ મૂર્તિઓ મળે છે, જેનો પ્રચાર બીજા પ્રાંતોમાં ઊતર્યો પણ ન હોય. જેમકે પાર્થસારથી ને કાલીયદમન કૃષ્ણનાં મંદિરો દક્ષિણ ભારતમાંથી મળી આવ્યાં છે, પરંતુ ગુજરાતમાં તેનો પ્રચાર ઊતર્યો નહિ હોવાથી તેવી કોઈ સેવ્ય પ્રતિમાઓ કે તેનાં મંદિરો મળતાં નથી.

આ જ રીતે જુદાજુદા પ્રાંતોમાંથી કેટલીક અનન્ય મૂર્તિઓ મળે છે, જે બીજા પ્રાંતોમાં વિરલ હોય છે. ગુજરાતમાંથી પણ કેટલીક એવી પ્રતિમાઓ મળી છે, જેનાં સ્વરૂપો બીજા પ્રાંતોમાંથી હજુ સુધી મળ્યાં નથી. ગુજરાતે જેમ વિદ્યાકલામાં પોતાની વિશિષ્ટતા સ્થાપી છે, તે જ રીતે મૂર્તિકલામાં ગુજરાતે કેટલીક સ્વતંત્ર પરંપરાઓ રજૂ કરી હોવાનું એવી મૂર્તિઓના આધારે જાણવા મળે છે.

### બહુરૂપ સદાશિવ

ભગવાન શિવનાં અગિયાર રુદ્ર સ્વરૂપોમાં સદાશિવ યાને બહુરૂપ કે મહાસદાશિવ એ પણ એક મહત્ત્વનું રૂપ છે. 'રૂપાવતારગ્રંથ'માં તેને બદ્ધ પદ્માસનસ્થ બેઠેલા હોવાનું જણાવી પાંચ મુખ, ત્રણ નેત્ર ને દસ હાથ, તથા તેમાં અનુક્રમે અભય, શક્તિ, શૂલ, ખટ્વાંગ, સર્પ, અક્ષસૂત્ર, ડમરૂ, માતુલિંગ અને છેલ્લા બેમાં યોગ્ય મુદ્રાઓ દર્શાવી છે. જ્યારે 'રૂપમંડન' નામક મૂર્તિશાસ્ત્રમાં તેને સોળ હાથ જણાવતાં દરેકમાં ડમરુ, સુદર્શન, સર્પ, શૂલ, અંકુશ, કુન્ત (ભાલો), મુદ્રા વગેરે જમણામાં, ને ડાબામાં ઘંટા, કપાલ, ખટ્વાંગ, તર્જની, કુંડિકા, ધનુષ, પરશુ ને પટ્ટીશ જણાવ્યાં છે. શિવના કોઈ પણ સ્વરૂપમાં ચાર મુખની કલ્પના મળી નથી: ફક્ત શિવલિંગોમાં પંચવક્ત્ર એટલે પાંચ મુખ કલ્પવાનાં વિધાનો શાસ્ત્રકારોએ સમજાવ્યાં



મુંબાઈમાં પરેલમાંથી મળેલી શિવ(?)ની પ્રતિમા

છે અને તેવાં ચતુર્મુખ કે પાંચ મુખવાળાં 'લિંગો' કેટલેક ઠેકાણેથી મળ્યાં છે. પરંતુ ચાર મુખ ધરાવતી 'પ્રતિમા' કોઈ સ્થળે હોવાનું હજુ સુધી જાણી શકાયું નથી.

સદાશિવ કે મહાસદાશિવની સંપૂર્ણપણે ઉપલા વિધાનવાળી તો કોઈ મૂર્તિ જોકે ગુજરાતમાંથી મળી નથી, પરંતુ તેને કેટલેક અંશે મળતાં વર્ણનોની એકબે મૂર્તિઓ મળી છે. પણ આવી મૂર્તિઓ ભારતના અન્ય પ્રાંતોમાંથી તો બિલકુલ મળતી નહિ હોવાના કારણે, આ બંને પ્રતિમાઓ અનન્ય છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. ઇડર સ્ટેટમાંથી મળેલી એવી એક અદ્વિતીય પ્રતિમા હાલ હિંમતનગરના મ્યૂઝિયમમાં છે. તેને ચાર મુખ, અને આઠ હાથ બતાવ્યા છે. જોકે તેના ઘણાખરા હાથ ખંડિત હોવાના કારણે તેનાં આયુધોની પિછાન આપવાનું બની શક્યું નથી. આ મૂર્તિની આજુબાજુ અને પાછળ ચોવીસ નાનીનાની મૂર્તિઓ બતાવી છે અને તે બધી મુખ્ય મૂર્તિમાંથી પ્રકટ થતી હોવાનો ભાવ તરી આવે છે. મુખ્ય પ્રતિમા સદાશિવે પીતાંબર પહેરેલું હોવાનું આગળ રજૂ કરેલ પાટલી ઉપરથી માલૂમ પડે છે. સદાશિવ કે બહુરૂપ સદાશિવને મુખ્યતઃ પાંચ મુખ તેમજ દસ હાથ હોવાનું આગળ જણાવ્યું છે, જ્યારે આમાં ફક્ત ચાર મુખ અને આઠ હાથ છે. છતાં માથે જટામુકુટ અને કપાળમાં અર્ધચન્દ્ર વગેરે જોતાં તે શિવપ્રતિમા છે તેમાં તો શક નથી. કદાચ શિલ્પીને તેવું વિધાન મળી આવ્યું હોય. ઇડરના તે વખતના વિદ્યાધિકારી તથા પુરાતત્ત્વાધિકારી શ્રી પંઢરીનાથ ઇનામદારે આ મૂર્તિને અનંત બ્રહ્મ તરીકે ઓળખાવી છે. પણ અનંત બ્રહ્મનું આવું કોઈ શાસ્ત્રીય વિધાન હજુ સુધી કોઈ ગ્રંથમાંથી મળી આવ્યું નથી.

આના જેવી જ એક મૂર્તિ મુંબાઈમાં પરેલની 'ગોલંજી હિલ' ટેકરીના ખોદકામમાંથી મળી છે. તે પરેલમાં ચંડિકાદેવીના મંદિરમાં મૂકવામાં આવી છે. આશરે ચૌદ ફૂટ ઊંચી અને ૭ ફૂટ પહોળી પીળા રંગના પાષાણની આ મૂર્તિમાં મધ્ય ભાગે ઉપરાઉપરી ત્રણ મૂર્તિઓ છે. તેમાં સૌથી નીચેની પ્રતિમાને બે હાથ છે તે પૈકી એકમાં વિસ્મયમુદ્રા છે. તેના માથે જટામુકુટ, કમરમાં કટિમેખલા, હાથમાં કંકણ, બાજુબંધ વગેરે છે. તેની ઉપરની મૂર્તિને પણ બે હાથ છે, તે પૈકી એકમાં જ્ઞાનમુદ્રા, ને બીજામાં કમંડલ હોઈ બીજું બધું વિધાન પહેલી મૂર્તિ જેવું જ છે. તેના ઉપર જે ત્રીજી મૂર્તિ છે, તેનો બીજો બધો દેખાવ પણ આગળની મૂર્તિઓ જેવો છે. આ ત્રણે મૂર્તિઓના ખભા નીચેથી તેમજ પીઠ પાસેથી બીજી મૂર્તિઓ નીકળી હોય તેવી, બંને બાજુ બીજી બબ્બે મૂર્તિઓ છે. આમાં પહેલી મૂર્તિના પગ પાસે નીચે કેટલાક સંગીતકારો વાદ્યો લઈ બેઠા હોવાનું જણાવ્યું છે. આ પ્રતિમા કયા દેવની છે તે હજુ સુધી ચોક્કસ કરી શકાયું નથી. આ પણ એક અનન્ય પ્રતિમા છે.

### ગોપાલસુંદરી

શિવની જેમ 'અર્ધનારીશ્વર'ની પ્રતિમા હોય છે, તેમ વિષ્ણુની 'ગોપાલસુંદરી' મૂર્તિ બનાવવામાં આવતી હતી એવા પુરાવાઓ મળે છે. અર્ધનારીશ્વરમાં શિવ-પાર્વતીનું સંયુક્ત આયોજન કરેલું હોય છે, જ્યારે ગોપાલસુંદરીમાં રાધાકૃષ્ણને એક જ પ્રતિમામાં સંયોજિત કરેલાં જોવામાં આવે છે. ગોપાલસુંદરીના કોઈ સ્વતંત્ર ઉલ્લેખો શક્તિવાદના ગ્રંથોમાંથી મળી આવ્યા નથી, પરંતુ શાક્ત તંત્રોમાંથી તેનાં વિધિવિધાનો મળતાં હોવાનું જાણવા મળ્યું છે. ગોપાલસુંદરીનો સ્પષ્ટ ઉલ્લેખ ગુજરાતના મધ્યકાલિન એક કવિ હંસે તેના 'હંસવિલાસ'માં એક સ્થળે નોંધ્યો છે. એક ગ્રંથકારે તો આ સ્વરૂપનું મંગલાચરણ કરતાં જણાવ્યું છે કે, 'વિષ્ણુએ ચાર હાથમાં





ડાબી બાજુ: ઈડર સ્ટેટમાંથી મળેલી બહુરૂપ સદાશિવની મૂર્તિ; જમણી બાજુ: પાટણમાંથી મળેલી અર્ધનારીશ્વરની કાષ્ઠ મૂર્તિ: (શ્રી રણછોડલાલ જ્ઞાનીના સૌજન્યથી પ્રાપ્ત થએલી. ડૉ. મંજુલાલ મજમુદારના સંગ્રહમાંથી)

પદ્મ, ગદા, શંખ, ચક્ર ધારણ કરેલાં છે; જ્યારે વામાર્ધમાં, ચારે હાથમાં પુસ્તક, ધ્યાનમુદ્રા, કમળ, દર્પણ અગર કનકકલશ ધારણ કરતાં, અનેકવિધ આભૂષણોથી અલંકૃત, ગાઢ આલિંગન આપતાં હોય તેવાં એકરૂપ થઇ ગએલાં લક્ષ્મીજી, ભગવાન વિષ્ણુને આલિંગન આપતાં પાવન કરો.' આથી જણાય છે કે શિવની માફક વિષ્ણુનું પણ અર્ધનારીશ્વર સ્વરૂપ પૂર્વકાળમાં જાણીતું હતું. પરંતુ તેની કોઇ પ્રતિમા હજુ ન મળેલી હોઈ વિદ્વાનો સિવાય સામાન્યજનતામાં તેનો પ્રચાર ભાગ્યેજ થતો હતો એમ લાગે છે.

પણ ગોપાલસુંદરી અગર તો રાધાકૃષ્ણની આવી એક પ્રતિમા સુરતમાંથી મળી છે. તાપી નદીના કિનારે, અશ્વિનીકુમાર તીર્થમાં આવેલા ગં. સ્વ. લક્ષ્મીબાઈના મંદિરમાં આ પ્રતિમા બેસાડેલી છે. સાડા ત્રણ ફૂટ લાંબી ને તેટલી જ પહોળાઇની કાળા આરસપહાણમાંથી એ કોરેલી છે. તેમાં દક્ષિણાર્ધમાં વિષ્ણુ(ગોપાલ)નું સ્વરૂપ હોઇ વામાર્ધમાં રાધાજી(સુંદરી)નું સ્વરૂપ વ્યક્ત કર્યું છે. બંનેને ચારચાર હાથ બતાવીને વિષ્ણુના હાથમાં ગદા ચક્રાદિ અને લક્ષ્મીના હાથમાં વીણા વગેરે દર્શાવ્યાં છે. વધુમાં, પુરુષ બાજુ પગ પાસે નારાયણ-(વિષ્ણુ)ની અને સ્ત્રી બાજુના પગ પાસે લક્ષ્મીની નાની-નાની બેઠી મૂર્તિઓ કોરેલી છે. (જુઓ આ લેખને મથાળે) આ પ્રતિમા પુરાતન હોવાનું ત્યાંના માણસો જણાવે છે. કહે છે કે પહેલાં આ સ્થાન તંત્રમાર્ગના ઉપાસકોનું મુખ્ય ધામ ગણાતું. આજે પણ તાંત્રિક ઉપાસકની પાછળ કરવામાં આવતી શંખોદ્ધારાદિ ક્રિયાઓ તથા કૌલશ્રાદ્ધો અહીં જ કરવામાં આવે છે. ટૂંકમાં ગોપાલસુંદરીનું મહત્ત્વ તંત્રમાર્ગમાં વધુ સ્વીકારાયું છે. સમસ્ત ભારતભરમાંથી પણ આવી મૂર્તિઓ ક્વચિત મળતી હોવાના કારણે આ એક વિરલ પ્રતિમા છે.

### અર્ધનારીશ્વર

સામાન્યરીતે ઉમા-મહેશ્વરનું સંયુક્ત સ્વરૂપ અર્ધનારીશ્વર તરીકે ઓળખાય છે, પરંતુ તેનું રહસ્ય ઊંડું હોઈ શિવ અને શક્તિનું સામંજસ્ય તેમાં સમાએલું છે. માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે રુદ્ર ને વિષ્ણુ જગતના નિર્માતા હોઈ તે બંને સંયુક્ત થવાથી રુદ્રનું અર્ધનારીશ્વર સ્વરૂપ ઉદ્ભવ્યું. વેદાંતની દૃષ્ટિએ આ જ વસ્તુને રજૂ કરતાં ભાગવતના બીજા સ્કંધમાં જણાવ્યું છે કે 'હે પરબ્રહ્મ શક્તિપતિ શિવ, જગતની યોનિરૂપ તથા બીજરૂપે, કરોળિયાની માફક આપ કેવળ લીલારૂપે વિચરો છો, શિવશક્તિની એકરૂપતા દ્વારા જગતનું સંરક્ષણ કરો છો, અને સ્વત્વમાં જ તેના વિષયનો ઉપભોગ લો છો.' શિવપુરાણકાર આના માટે એવી કલ્પના રજૂ કરે છે કે 'પ્રધાન પ્રકૃતિ એ લિંગ, અને પરમેશ્વર લિંગી. લિંગની પીઠ તે ઉમા, અને લિંગ તે પ્રત્યક્ષ મહેશ્વર. આ બંનનું

## સાગરના ઘોડલા

જલના પરખન્દા!
સાગરના ઘોડલા નાચો! નાચો!
જગના પરખન્દા!
જોબનના ઘોડલા નાચો! નાચો!

મોજાં ઉછળે અથાક, અગણિત એની હતાર.
ઊર્મિની પાળ એની બાંધો! બાંધો!
વાઘા અસબાબ નીચે જીવનના કિનખાબ
દવતાની ધારી શરા વાધો! વાધો!
સાગરના ઘોડલા નાચો! નાચો!
જોબનના ઘોડલા નાચો! નાચો!

ઊંડા પેટાળમાંથી ઊઠતા મહાનાદ ઘોર
જોબનના હણહણાટ લાખો! લાખો!
ધરતીની કંદરાઓ ગાયે પડછંદ એના
પાયોના ઘુઘરાના: 'જાગો! જાગો!'
સાગરના ઘોડલા નાચો! નાચો!
જોબનના ઘોડલા નાચો! નાચો!

ઘડી યે વિરામ નાહિ, ક્યાં યે મુકામ નાહિ,
એના અવિરામ પ્રાણ બાંધો! બાંધો!
ચંદરની ચારુ કોર ફૂટે ગગને ચકોર,
બાંધી મર્યાદરેખ વાધો! વાધો!
જલના પરખન્દા!
સાગરના ઘોડલા નાચો! નાચો!
જગના પરખન્દા!
જોબનના ઘોડલા નાચો! નાચો!

રતિલાલ છાયા



યુક્ત રૂપ અર્ધનારીશ્વર.' વિષ્ણુપુરાણમાં લિંગ અને યોનિનો ઇતિહાસ આપતાં કહ્યું છે કે 'પોતાના ક્રોધમાંથી પ્રાદુર્ભાવ પામેલા રુદ્રને બ્રહ્માએ કહ્યું, આપ આપના સ્વરૂપને વિભક્ત કરી નાખો. આથી રુદ્રે પોતાનાં બે સ્વરૂપો કલ્પતાં એક પુરુષ અને બીજું સ્ત્રીનું રૂપ ઉપજાવ્યું. આમ અર્ધનારીશ્વરના રૂપમાં-શિવ-વિષ્ણુની, તેમજ ઉમા-મહેશ્વરની એકરૂપતા તાત્ત્વિક દૃષ્ટિએ જુદાજુદા ગ્રંથકારોએ સમજાવી છે. આ સિવાય અર્ધનારીશ્વર માટે પુરાણોમાંથી કેટલીક આખ્યાયિકાઓ મળે છે જે વિસ્તારભયથી અત્રે રજૂ કરી નથી. અર્ધનારીશ્વરના રૂપવિધાન માટે અભિલષિતાર્થ ચિંતામણિ, બૃહત્સંહિતા, મત્સ્યપુરાણ, રૂપાવતાર, વિષ્ણુધર્મોત્તર, શિલ્પરત્ન અને સુપ્રભેદાગ ગ્રંથોમાંથી વ્યવસ્થિત વર્ણનો મળી આવે છે. તે અર્થમાં મુખ્યત્વે શિવપાર્વતીનું સંયુક્ત સ્વરૂપ નિરૂપતાં, તેની જમણી બાજુ શિવનું સ્વરૂપ, તેના માથે જટામુકુટ, કાનમાં સર્પકુંડલ, હાથમાં ત્રિશૂલ, કપાળમાં અર્ધ ચંદ્ર, વિશાલ છાતી, ગજચર્મ ઓઢેલું, લલાટમાં અર્ધું નેત્ર અને એક પગ કમળ ઉપર મૂકેલો જણાવવામાં આવ્યો હોય છે; જ્યારે વામાર્ધમાં પાર્વતી, તેના હાથમાં દર્પણ અગર કમળ, કાનમાં કુંડલ, માથામાં વેણી ધારેલી, કપાળમાં અર્ધું શ્રી ચિહ્ન, ઉન્નત સ્તનઅને પગમાં ઝાંઝર તથા કટિસૂત્ર વગેરે પહેરેલાં હોય છે: જુદાજુદા ગ્રંથોનાં વર્ણનોમાં સ્હેજસાજ તફાવત હોય છે.

અર્ધનારીશ્વરનો પ્રચાર સમાજમાં બીજા દેવો પેઠે ફેલાએલો કે કેમ તેનાં પ્રમાણ મળતાં નથી; છતાં કોઇકોઇ ગ્રંથકારે ગ્રંથારંભે મંગલમાં તેનું સ્તવન કરેલું જણાતું હોઈ વિદ્વત્સમાજમાં ઉપાસના પ્રચલિત હશે એમ લાગે છે. રતિરહસ્ય જેવા કામશાસ્ત્રના સુપ્રસિદ્ધ ગ્રંથમાં અર્ધનારીશ્વરનું જ મંગલાચરણ કરેલું છે. આ સિવાય પણ બીજા કેટલાક ગ્રંથોમાંથી અર્ધનારીશ્વરનાં સ્તુતિપદ્યો મળી આવ્યાં છે.

ગુજરાતમાંથી અર્ધનારીશ્વરની કોઇ અખંડ પ્રતિમા મળી નથી. ભારતના બીજા પ્રાંતોમાંથી પણ, તેનાં સ્વરૂપો ક્વચિત જ મળી આવે છે. પણ મુંબાઇના પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમમાં પાટણમાંથી મળેલી અર્ધનારીશ્વરની એક લાકડાની પ્રતિમા છે. મૂર્તિનો જમણો ભાગ પુરુષનો છે, જ્યારે ડાબો ભાગ સ્ત્રીનો જણાય છે. પુરુષના માથા ઉપર જટા જણાતી, બે હાથે બાજૂબંધ તથા ગળામાં આભૂષણ દર્શાવ્યું છે, જ્યારે સ્ત્રીના માથે અંબોડો વ્યક્ત છતાં તેટલો ભાગ તૂટેલો છે. સ્ત્રીના ભાગે કાન, હાથ તથા પગમાં આભૂષણ છે. બંનેની આંખોમાં પણ થોડો તફાવત હોઇ પુરુષની આંખ સ્ત્રી કરતાં સહેજ ઝીણી છે. સ્ત્રીપુરુષ બંનેનાં વસ્ત્રો પણ જુદાંજુદાં બતાવ્યાં છે. અર્ધનારીશ્વરની આ કાષ્ઠ પ્રતિમા ભારતભરમાં અનોરી ભાત પાડે તેવું છે.

ગુજરાતમાંથી મળેલી થોડી અનન્ય પ્રતિમાની સામાન્ય પિછાન અહીં આપી છે. ગુજરાતમાં એવી કેટલી યે સંસ્કૃતિ સચવાએલી છે, જે અનન્યતા ને વિશિષ્ટતાની દૃષ્ટિએ ગુર્જર દેશ, સમાજ ને રાષ્ટ્રની કીર્તિમાં અનેરું ઓજસ અર્પે છે. હજુ આવી કેટલી યે કલાસમૃદ્ધિ ગુજરાતના કોઇકોઇ ખૂણે દટાએલી પડી હશે. જેમજેમ આપણો સમાજ સંસ્કારી બની કલાને પિછાનવાની શક્તિ કેળવશે તેમતેમ કલાસમૃદ્ધિનાં અભૂતપૂર્વ શિલ્પો બહાર આવી, ગુર્જર કલાકારોની કલાઉપાસનાનો સાચો ખ્યાલ પૂરો પાડશે.




લેખક ડૉ. નરસિંહ મૂ. શાહ એમ.એસસી., પી.એચ.ડી.

ખંભાતનો અકીકનો ઉદ્યોગ સુપ્રસિદ્ધ છે. ત્યાંની કારીગરી એટલી બધી ખ્યાત હતી કે હિંદના અકીકના અનેક ઉલ્લેખો પરદેશોની તવારીખમાં મળી આવે છે. રોમનો ખંભાતમાં બનાવેલા અકીકના પ્યાલા વાપરતા. બેબીલોનવાસીઓ ખંભાતના અકીકની વીંટીઓ પહેરતા. પ્લીનીએ હિંદના અકીકના અદ્‌ભુત ગુણોનો ઉલ્લેખ કરેલો છે.

સોળમા સૈકામાં એક સીદી વેપારી ગુજરાતમાં આવ્યો અને રાજપીપળાના નાંદોદ ગામમાં અકીકનું કારખાનું કાઢ્યું. શરૂઆતમાં મુસલમાનો જ અકીક તૈયાર કરતા, પણ પછી કણબીઓએ એ કળા હાથ કરી લીધી. એ વેપારી તો નાંદોદમાં મરી ગયો અને તેની કબર બાવા ઘોરની કબર પાસે નર્મદાને ઓળંગતા એ નાગના ઝરા પાસે આવેલી છે.

થોડા વખત પછી કણબીઓ નાંદોદ છોડીને ભરૂચ ગયા ને પછી ખંભાતમાં જઈ વસ્યા. પેલા સીદી વેપારીની યાદમાં એ હિંદુ કારીગરોએ ખંભાતમાં એક તકિયો સ્થાપ્યો, જે આજે પણ મોજૂદ છે. ૧૮૩૨માં કૅપ્ટન ફૂલ જેમ્સે સીદી વસાહત સંબંધી જે ઉલ્લેખ કર્યો છે તે મૂળ સીદી અકીકિયાનો એક ભાગ હતો. ૧૯૧૧માં ગોવાના બધા અકીકિયા ખંભાતમાંથી આવેલા હતા અને તેઓએ પોતાનો વસવાટ અને દુકાનો અલગ લત્તામાં કાઢી હતી.

## અકીકની ઉત્પત્તિ

જેમ ચકમક શુદ્ધ રેતીની સ્ફટિકમય જાત છે, તેમ અતિ સૂક્ષ્મ સ્ફટિકમય રેતીની અર્ધ પારદર્શક જાત એટલે અકીક. અકીકમાં ૮૦-૯૦ ટકા રેતી (સીલીકોન ડાઈઑકસાઇડ)સાથે ઍલ્યુમીનિયમ ઑકસાઈડ જુદાજુદા પ્રમાણમાં હોય છે અને તેનો રંગ લોહ યા મૅન્ગેનીઝના ઑકસાઇડની હાજરીને આભારી છે. આ અકીકની ઉત્પત્તિ દખ્ખણ સોપાન શિલાઓ(ડેક્કન ટ્રૅપ)ના લાવાના પ્રવાહોમાંથી છે. હિંદી દ્વીપકલ્પના મોટા વિસ્તાર પર આ શિલાઓનું આચ્છાદન આવેલું છે. અકીકની અનેક જાતો થાય છે. જોકે તેમાંની એક પણ જાતને કિંમતી ઝવેરાતના વર્ગમાં મૂકી ન શકાય, છતાં તેમાંથી શણગારની ચીજો, ઘરેણાં અને બીજી કલામય વસ્તુઓ બનાવવાથી તેની ખૂબ કિંમત ઉપજે છે.

અકીક દખ્ખણ સોપાન-શિલાઓમાં ગોળાકાર ગાંગડા રૂપે મળી આવે છે. ભૂસ્તરીય કાળમાં જે ઉષ્ણ દ્રાવણ શિલાઓના પોલાણમાં ભરેલું હશે (આને અંગ્રેજીમાં જીઓડીઝ –Geodes કહેવામાં આવે છે) તે દ્રાવણમાંથી રેતી સ્ફટિક રૂપે જુદી પડવાથી યા એમ ને એમ જુદી પડવાથી આ ગાંગડા પેદા થયા હશે એમ માનવામાં આવે છે. ડેક્કન ટ્રૅપની કાળમીંઢ શિલાઓમાં અકીકની જાતના કિંમતી પથ્થરોના પુષ્કળ ગાંગડા આવેલા છે, અને શિલાઓનું વિઘટન થતાં, તેના પર વાતાવરણની અસર ન થતી હોવાને લીધે આથી અંદર આવેલા અકીક છૂટા પડે છે. જળકાંપ નીચે કાંકરાના પડમાં યા કોઈ નદીના પટમાં તેઓ વારંવાર મળી આવે છે. ડેક્કન ટ્રૅપ વિસ્તાર પાસે આવેલી નદીઓમાંથી મોટા ભાગે અકીક ભેગા કરવામાં આવે છે. પરંતુ ખૂબ કિંમતી ગણાતા અકીક તો ત્રેતાયુગીય લોહયુક્ત કાંકરાના પાતળા પડમાંથી મળે છે.

## અકીકની જાતો અને તેનાં પ્રાપ્તિસ્થાનો

અકીકની અનેક જાતો મળી આવે છે: તેનું વર્ગીકરણ તેના રંગના આધારે કરવામાં આવે છે. રાતા અકીકને અંગ્રેજીમાં કારનેલિયન કહેવામાં આવે છે. આછા રાતા રંગથી માંડીને લોહી જેવા રાતા રંગના અકીક આ વર્ગમાં આવે. લૅટિન ભાષામાં કારનિસ એટલે માંસ, એ ઉપરથી તેનો રંગ સૂચવાય છે. ભૂરા, લીલા, રંગબેરંગી એમ વિધવિધ પ્રકારના અકીક કુદરતમાંથી મળી આવે છે. ખંભાતના અકીકમાં બે જાતનો સમાવેશ થાય છે. એક, ખંભાતની આસપાસ ૧૨૦ માઇલના વિસ્તારમાં ગુજરાતના જુદાજુદા ભાગમાંથી મળી આવતા અકીક; અને બીજા પ્રકારમાં, ત્યાંના અકીકિયા બહારથી પરચુરણ અકીકના પથ્થર લાવે છે તે. ખંભાતની આસપાસ મળી આવતા સ્થાનિક અકીકોમાં ચાહુ રંગનો અકીક અને ભૂરો અકીક એ બે ખૂબ અગત્યની જાતો છે.

ઉઘાં બે હજાર વરસ થયાં રાજપીપળા રાજ્યના રતનપુરમાંથી ભરૂચ અને ખંભાતના અકીકિયા પોતાનો માલ મેળવે છે, અને તેમાંથી શણગાર અને બીજી કળામય ચીજો બનાવે છે. આ ઉપરાંત બીજી કેટલીક એવી જગ્યાઓ છે કે જ્યાંથી ખાસ પ્રકારના અકીક મળી આવે છે. આ પથ્થરો જુદાજુદા આકારના અને વજનમાં એકાદ પૌંડના હોય છે.

સામાન્ય અકીક મોરબીના મહેદપુર નજીકમાંથી મળી આવે છે. આ ગામ ટંકારાથી ત્રણ માઈલ દૂર આવેલું છે. જમીનની સપાટીથી બે ફૂટ નીચેના જાડા પડોમાંથી આ અકીક નીકળે છે. મોરબી રાજ્યને રૉયલ્ટી આપીને ત્યાંના વેપારીઓ આ પથ્થર કોળી લોકો પાસે એકઠા કરાવે છે. આ અકીકને સુંદર પૉલિશ ચડે છે અને તેમાં ઘેરા લીલા યા રાતા ભૂરા શેવાળના અવશેષો દેખાય છે. આ ઉપરથી તેને શેવાળ અકીક (moss agate) તરીકે ઓળખવામાં આવે છે. રાજકોટથી ઉત્તરે વીસ માઈલ ટંકારાની બાજુમાંથી રાતા (heliotrope) અકીક મળે છે. આને લીલા છાંટદાર અકીક કહેવામાં આવે છે. સુવિખ્યાત ખંભાતના સ્ફટિક (ચકમકની જાતની એક પારદર્શક જાત) પણ ટંકારામાંથી નીકળે છે. આ જાતને પણ સરસ પૉલિશ ચડે છે.

કપડવંજના અકીક ખેડા જિલ્લામાં કપડવંજ નજીક મળી આવે છે. કપડવંજથી આશરે પંદર માઈલ દૂર મહોર નદીના પટમાંથી આ અકીક નીકળે છે. ખેડા જિલ્લાની નદીઓના કોતરો ને પટમાંથી પણ આ જાતના અકીક જડી આવે છે. તે ગોળ, ખજૂરનાં આકારના દડા જેવા હોય છે અને તેનું વજન એક રતલથી માંડીને ૧૦ રતલ સુધી હોય છે. ભીલ લોકો આને એકઠા કરીને ત્યાંના માંડવા વહોરાઓને વેચે છે અને વહોરાઓ ખંભાતના વેપારીઓને મોકલે છે. આ અકીક તરેહતરેહના હોય છે અને કેટલાકમાં તો સૂક્ષ્મ વનસ્પતિ અને જમીનના દેખાવોના આકારો દેખાય છે. આને મોચા (mocha) અકીક કહે છે ખૂબ કિંમતી ખંભાતના અકીકહોરાદાર તરીકે મશહૂર છે, અને અમદાવાદ જિલ્લાના રાણપુર તરફથી મળી આવે છે. તેના પર પણ સુંદર પૉલિશ ચડી શકે છે.

### અકીક કાઢવાની રીત

ભરૂચથી આશરે ચૌદ માઈલ નર્મદાના ડાબા કાંઠે રાજપીપળાની હદમાં રાતા અકીક નીકળે છે. બાવા અબ્બાસની ટેકરી તરીકે ઓળખાતી એક નાની રેતિયા પથ્થરની ટેકરીની દક્ષિણ બાજુ પર આ ખાણો આવેલી છે. ત્યાં બોરીંગ કરવાથી રાતી અને પીળી માટીવાળું કાંકર ઊંડેથી નીકળે છે. આશરે ત્રીસ ફૂટ ઊંડા ને ચાર ફૂટ વ્યાસના ખાડા-કૂવા કરવા પડે છે. દરેક કૂવાના તળિયે પાંચ ફૂટ ઊંચી ને ચાર ફૂટ પહોળી ગૅલેરી બંધી બાજુએ હોય છે. આ ગૅલેરીઓ ૨૦૦-૩૦૦ ફૂટ લાંબી હોય છે અને બીજી ખાણોની એવી ગૅલેરીઓ જેવી જ હોય છે. ખાણમાંથી અકીક ટોપલીઓ વડે ઉપર ચડાવવામાં આવે છે. પછી તેને ત્યાં ને ત્યાં જ કાપવામાં આવે છે અને ઉપયોગી ભાગ રતનપુર લઈ જવામાં આવે છે. રતનપુરના કૉન્ટ્રાક્ટરો સામાન્યતઃ ખંભાતના વાણિયા અને વહોરા વેપારીઓ છે. આ પથ્થરને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવે છે: જેને ભૂંજવા પડે એવો એક ભાગ, અને ન ભૂંજવા પડે એવો બીજો વિભાગ. મોરા, ચોરાગદાર યા રોડા અને લસણિયા તરીકે ઓળખાતા અકીકને ભૂંજવામાં આવતા નથી. બાકીની બીજી જાતોને તેમનો રંગ લાવવા ભૂંજવા પડે છે.

### અકીકને ભૂંજવાની ક્રિયા

ભૂંજવાની ક્રિયા ખૂબ કુશળતાએ કરવામાં આવે છે. આ ક્રિયાને લીધે ઘણા અકીક ઉપર કોઈ વિશિષ્ટ અસર થાય છે અને કેટલાકમાં તો રંગનો ફેરફાર થઈ જાય છે. રેતી, ચૂના યા કોલસા સાથે મેળવીને અકીકના પથ્થરને ખૂબ કુશળતાએ બાળવામાં આવે છે. આથી રાતા રંગના અકીકનો રંગ આબેહૂબ ખીલે છે; અપારદર્શક ધૂંધળા અકીક એકદમ સ્વચ્છ પારદર્શક થાય છે. આ ફેરફારનું કારણ તેમાં રહેલા કાર્બનિક પદાર્થોનું ગરમી વડે થતું વિઘટન છે. કેટલીક વાર સૂર્યનાં કિરણોમાં તપાવવાથી પણ ભૂરાં અકીક સફેદ બની જાય છે.

### અકીક પર થતી ક્રિયાઓ.

કાચા અકીક સામાન્ય રીતે ત્રણ ક્રિયાઓમાંથી પસાર થાય છે: (૧) કાપવાની, (૨) પાસા પાડવાની અને (૩) પૉલિશ કરવાની. મીણ અને સૂતરના તાંતણા મેળવીને બનાવેલ સિમેન્ટ વડે લાકડાની મજબૂત ફ્રેમમાં અકીકના પથ્થરને ચોંટાડીને તેના પર કરવત ચલાવાય છે. દાંતા વિનાની લોઢાની પ્લેટ કરવત તરીકે આ કામ માટે વાપરવામાં આવે છે. કાપતી વખતે ઝીણી એમરી રેતી (સરાણ) અને પાણીનું મિશ્રણ કાપ ઉપર ટપકાવવામાં આવે છે. આથી કરવતની કાપવાની તાકાતને પોષણ મળે છે અને કાપેલી સપાટી સાથોસાથ લીસી બની જાય છે. બીજી ક્રિયા માટે ઓન્ડિયા તરીકે ઓળખાતી નાની લોઢાની સ્પાઈકમાં અકીકને ગોઠવવામાં આવે છે અને તેને જમીનમાં બેસાડવામાં આવે છે. જે ભાગ કાપવાનો હોય તેને આ સ્પાઈકની કિનાર સામે ઠોકવામાં આવે છે. પછી કારીગર તેને જરૂર લાગે ત્યાં સુધી ઘડે છે. આ કામ માટે અનુભવી કુશળ કારીગરોની જરૂર પડે છે. છેવટે અકીકની વસ્તુને સરાણ પર પૉલિશ કરવામાં આવે છે. ભૂરા કાળા રંગના તે સરાણ 'કુરંજ' તરીકે ઓળખાતા લાખ મિશ્રિત બારીક એમરીની તે સરાણ બનાવેલી હોય છે. કારીગર પૉલિશ કરવાની અકીકની વસ્તુને સરાણ આગળ ધરી રાખી ફેરવે એટલે સરાણ ફરે ને વસ્તુને પૉલિશ ચડે છે. પૉલિશ ખરબચડો, મધ્યમ અને બારીક એમ ત્રણે રીતે કરે છે. જેવો પૉલિશ તેવો 'કુરંજ' વાપરવો પડે છે.

કુશળ કસબી કારીગરોનાં અને તાલીમ વિનાના મુસલમાન મજૂરોનાં સેંકડો કુટુંબો આ ધંધામાં પડેલાં છે. કારીગરોના ચાર વર્ગ કરી શકાય: અકીકને કાપનાર અને પૉલિશ કરનાર ડોલિયા, ઘાસિયા, સારણી પર કામ કરનાર વિન્ધારા અને અકીકની ચીજોને પૉલિશ કરનારા પટીમાર. આ દરેક ક્રિયા જુદાજુદા કારખાનાંમાં કરવામાં આવે છે. તેનો માલીક કારખાનાવાળો કહેવાય છે. પ્રત્યેક વિભાગમાં કારખાનાનાં ઉપરીઓની પંચાયત હોય છે અને એ બધાની ઉપરી અકીકિયા પંચાયત છે.

ખંભાતી અકીકમાંથી ગોળ મણકા, હાર, પોંચીઓ, માદળિયાં, તાવીજ, ફૂલદાનીઓ, પ્યાલારકાબીઓ, કલમદાન (પેન રૅક), ખડિયા, છરીના હાથા, પેપરવેઈટ વગેરે અનેક નાનીમોટી કારીગરીની ચીજો બને છે.

### ઉપસંહાર

એક કાળે આખા યુરોપને હિંદ અકીકનાં સુંદર ઘરેણાં અને બીજી વસ્તુઓ પૂરી પાડતું. હજી પણ હિંદ જ આ વસ્તુઓ મોકલે છે પરંતુ ખંભાતના ઉદ્યોગની કીર્તિ હવે ચાલી ગઈ છે. દક્ષિણ અમેરિકામાંથી બ્રાઝિલના અકીક એનું સ્થાન લેવા લાગ્યા છે. બ્રાઝિલના અકીક જર્મની મોકલવામાં આવે છે અને ત્યાં કાપવાનું અને પૉલિશ કરવાનું કામ થાય છે. આ ઉદ્યોગ ત્યાં વૈજ્ઞાનિક રીતે ચલાવાય છે એટલે તેની ખૂબ પ્રગતિ થઈ છે. ત્યાં બનાવટી રંગ ચડાવવાનું કામ ફતેહમંદ પાર ઊતર્યું છે. એટલે એક વખત દુનિયાભરમાં કીર્તિને શિખરે પહોંચેલા હિંદના આ પ્રાચીન ઉદ્યોગને મદદ કરવા અને ખીલવવા જો સમયસર પગલાં નહિ ભરવામાં આવે તો તેનો કુશળ કારીગરવર્ગ અદૃશ્ય થઈ જવાનો ભય ઊભો થયો છે. ઘણાં કારીગર કુટુંબો ખંભાતને રામરામ કરી અમદાવાદ, મુંબઈ ને અન્ય ચાલ્યાં ગયાં છે અને મજૂરી યા બીજી રીતે રોટલો કમાવાની ઉપાધિમાં પડ્યાં છે.

# અર્જુન અને ચિત્રાંગદાનું સ્મરણ કરાવતી સ્ત્રિયા-રાજ્યની નગરી

# મણિપુરના દર્શને

સ્ત્રીઓ પ્રત્યે ઉદાસીન રહેનાર માણસને પણ અવગુંઠનવતીનું રૂપ કેવું હશે એ જોવાની જિજ્ઞાસા થાય છે તો જે નગરી સાથે કાવ્યમય સંસ્મરણો વણાએલાં છે અને જ્યાં પ્રવેશવા માટે આજે પણ પરવાનગી લેવી પડે છે એને વિષેના કુતૂહલનું તો પૂછવું જ શું?

લેખક - કાકાસાહેબ કાલેલકર



મણિપુર કહેતાંની સાથે અર્જુન, ચિત્રાંગદા અને સ્ત્રિયા-રાજ્યનું સ્મરણ થાય છે. અને એ પ્રાચીન કાળની કલ્પનાસૃષ્ટિમાંથી નીકળીને આધુનિક કાળમાં આવતાં વેંત જાપાનની મદદથી હિંદને સ્વતંત્ર કરવા મથનાર નેતાજી સુભાષચંદ્ર બસુનું સ્મરણ થાય છે. અને વચલો કાળ સાવ અંધારો છે એમ પણ નથી. ઇતિહાસનાં કેટલાંક દૃશ્યો વચમાં વચમાં ઝણુકઝણુક કરે જ છે. આવું એ મણિપુર જોવાની ઇચ્છા કોને ન થાય? અને જ્યારે મણિપુર જોવા જવા માટે 'બહારના લોકો'ને ખાસ પરવાનગીની જરૂર હોય છે ને તે રહેજે મળતી નથી એવી ખબર પડે એટલે તો એવી એ નગરી જોવાનું કુતૂહલ વધવાનું જ. સામાન્યરીતે સ્ત્રીઓ પ્રત્યે ઉદાસીન રહેનાર માણસને પણ અવગુંઠનવતીનું રૂપ કેવું હશે એવી જે જિજ્ઞાસા થઈ શકે છે, તો જે નગરી સાથે કાવ્યમય સંસ્મરણો વણાએલાં છે, એને વિષે તો પૂછવું જ શું?

જ્યારે અંગ્રેજોનું રાજ્ય હતું ને વિશેષ ઓળખાણ વગર જ હું આસામમાં ફરતો હતો ત્યારે એકબે વાર મણિપુર જવાની રજા મેળવવાના પ્રયાસો મેં કરેલા. મારા વતી કેટલાક વેપારીઓએ લખી જોએલું, પણ રજા મળી નહિ.

અંતે (૧૯૪૦માં હશે) મણિપુર જવાની રજા આવી ગઇ. પણ જે ભાઇના હાથમાં તે આવી તેઓ, મણિપુર જવા હું ગૌહાટી સ્ટેશને ટ્રેનમાં બેઠો ત્યારે, ભૂલથી તે ઘેર જ રાખી મને સ્ટેશને વળાવવા આવ્યા! મેં તરત મણિપુરના પોલિટિકલ એજન્ટને ૧૫ રૂપિયાનો તાર કર્યો અને તારથી દીમાપુર સ્ટેશને રજા મંગાવી. એ આખો કિસ્સો મનને ઊંચુનીચું કરનારો હતો. મળસ્કે દીમાપુર પહોંચતાંવેંત તારઘરમાં જઈ ચીચારા બાબુને મેં ઉઠાડ્યા. એ કહે 'કોઇ રજા આવી નથી'. મેં કહ્યું 'નથી આવી તો આવશે. યંત્ર આગળ બેઠા રહો'. ભલા બાબૂ તો બેઠા. પણ મણિપુર જવાની બસો (buses) કાંઇ બેસી રહે? એ તો ચાલવા જ માંડી. એક પછી એક કરતાં બધી બસો ચાલી ગઇ, પણ મારી ધીરજ ખૂટી નહિ. તેલનાં પીપ લઈ જનારી એક બસને મેં રોકી રાખી અને તારઘરમાં ઊભો જ રહ્યો. અંતે રજા આવી અને 'સનદ'ના ભંડાર સાથે હું મણિપુર જવા ઊપડ્યો.

રસ્તામાં જે રમણીય પ્રાકૃતિક દૃશ્ય જોયું તેટલા પરથી જ થયું કે મણિપુર જઇને કંઈ કામ થાય કે ન થાય, પણ આટલી મહેનતે કરેલી મુસાફરી તો અહીં જ લેખે લાગી. પ્રથમ અમુક ભાગ સુધી ઘેરા જંગલમાંથી અમારો રસ્તો જતો હોવાથી બે બાજુની શોભા નિહાળતાં અમે ચાલ્યા. પછી તો પહાડોની ભૂલભુલામણીમાં પ્રવેશ કર્યો. જંગલો કેટલી અદ્‌ભુત શોભા ખીલવી શકે એનો ખ્યાલ તો મને હતો, છતાં અહીંની શોભા જોઇને તો હું આશ્ચર્યમુગ્ધ થયો. પછી આવ્યા પહાડો પરના ડાંગરનાં ખેતરોના ઘાટ. પગથિયે પગથિયે કરીને ઘાટ જેમ નદી તરફ દોડે છે, તેમ આ ઘાટ-ખેતરો પોતાના પેટમાં માય તેટલું પાણી સંઘરી ખીણની તળેટી સુધી પહોંચે છે. કોઇએ આખી ખીણમાં અરીસાના ઘાટ બાંધ્યા હોય ને એમાં બની શકે તેટલા વળાંક સાધ્યા હોય એવું એ દૃશ્ય

## તવ સ્મૃતિ

પૃથ્વી • સૉનેટ

મને હજી ય સાંભરે ક્ષિતિજ પાસની ટેકરી,
પરોવી જહીં નેણુ મેં વરસ કૈંક વીતાવિયાં,
પડ્યો સ્વજનથી અને ઘરથી દૂર જ્યારે હતો.

કદિ હિરણ્ય સૂર્યનાં કનકથી રસી, એહની
કરે પ્રકટ રુદ્ર ને ગહનભવ્ય શૃંગચ્છવિ:
તદા નિકટ એટલી સરકી આવતી એવું કે
થતું: અબઘડી જ એની ઉરકન્દરાથી ઊઠી
પ્રતિધ્વનિ ગભીર સાદ મુજનો, સુણારી અહીં.

પછી વળી પાતળી કદિક ઓઢીને, ધુમ્મસે,
છુપાવી નિજ રૂપ એ સરી જ દૂર દૂરે જતી;
અદૃશ્ય વળી સાવ એ થઈ જતી ય ક્યારેક તે.

તવ સ્મૃતિ ય એ સમી કદિક ગૂઢ, ક્યારે વળી
અગૂઢ સળકે: તથાપિ દૃઢ મૂળ ને શાશ્વત
રહી છ ક્ષિતિજે સદા હૃદયનું રખોપું કરી.

મનસુખલાલ ઝવેરી



દેખાતું. આરીસાને 'આભલાં' કેમ કહે છે તેનો ખ્યાલ તે વખતે જ બરાબર આવ્યો. આભના પ્રકાશને પ્રતિબિંબિત કરનાર સુંવાળા પૃષ્ઠભાગને આભલાં જ કહેવાય ને! એક આભલામાં વધેલું પાણી બીજા આભલામાં ઊતરતું જાય અને એના મોઢા ઉપર સૌમ્યસુંદર કરચલીઓ પાડતું જાય એ દૃશ્ય જોઈને આપણાં મોં ઉપર પણ આહ્‌લાદની કરચલીઓ પડ્યા વગર રહેતી નથી.

વળાંક લેતાંલેતાં અમે કોહીમા પહોંચ્યા. ત્યાં નાગા જાતિના પહાડી લોકોનાં ટોળેટોળાં દેખાયાં. ઘણાખરાએ તો લટકતા ઘાસના ઘાઘરા પહેરેલા હતા. કેટલાકની પીઠ ઉપર એવા જ ઘાસના ઓવરકોટ હતા. વાંકા વળે ત્યારે ભીંજાએલા મરઘા જેવા દેખાય. અમને ખ્યાલ નહિ કે થોડા જ વખતમાં આ કોહીમા યુદ્ધભૂમિ થશે.

સ્કૂલ કૉલેજના વિદ્યાર્થીઓ દોરીની જાળીદાર થેલીમાં પોતાની ચોપડીઓ મૂકીને જતા હોય એવી જ રીતે નેતરની જાળીદાર તંગ કોથળીમાં કૂતરાંઓ ઘાલીને આ નાગા લોકોને, ઉજાણીનાં સ્વપ્નાં સેવતા જતા જોઈને મારા મનમાં જાતજાતના વિચારો આવ્યા: માછલીનાં જૂડવાંમાંથી સળીઓ પરોવી એના હાર બનાવી લઈ જનારા લોકો મેં પહેલવહેલા કારવાર તરફ જોએલા. અનેક મરઘાંના પગ એકત્ર બાંધી એમને ઊંધે માથે લઈ જનારા માંસાહારી લોકો કોણે જોયા નથી? વાંસના પટારામાં જનાવરો ભરીને એનાં બનાવેલાં પારસલો સ્ટેશન ઉપર પડેલાં ઘણા લોકોએ જોયાં હશે. પછી આ કૂતરાં-નું જ મને વિરોધ શા માટે લાગ્યું? એક તો આપણે ત્યાં કૂતરાંનું માંસ કોઈ ખાતું નથી; અને બીજું, હાથી, ઊંટ, ઘોડા, ગાય, બળદ અને કૂતરાં જેવાં પાળેલાં જાનવરો, જેમની પાસેથી આપણે કીમતી સેવા લઈએ છીએ, તેમની જાતને અભયદાન આપવાની હિંદુ વૃત્તિ ઘડાય છે એ એની પાછળનું મુખ્ય કારણ હશે. કૂતરાં ખવાય છે એ કલ્પનાથી મારું મન વલોવાયું ખરું. શ્વપચ એટલે ચંડાળ, માણસજાતિમાં સૌથી નીચલી જાત, એમ ગીતાકાળથી મનાતું આવેલું છે. પણ આ ઘાટીલા શરીરવાળા અને ઉમદા સ્વભાવવાળા નાગા લોકો કોઈ હીન જાતિ છે એમ મનમાં આવતું જ નથી.

સવારે સાતથી સાંજનાસાત સુધી અખંડ મુસાફરી કરીને તે વખતે અમે મણિપુર પહોંચ્યા હતા. માંસાહારી સમાજમાં મહેમાન રહેવું સહેલું ન હતું, એટલે અમે મારવાડી ધર્મશાળામાં ઉતારો રાખ્યો હતો અને મચ્છરદાનીની કૃપાથી જ સહીસલામત પાછા આવ્યા હતા! હું ગયો હતો રાષ્ટ્રભાષાપ્રચારને અંગે. તે કામ તો એકબે ભાષણો ને દસવીસ મુલાકાતો દ્વારા કરી લીધું. બાકીનો વખત ખૂબ રખડીને મણિપુર જોયું. મણિપુરના રાજ તરફથી ચાલતું મોટું મંદિર જોયું; થોડાંક ઐતિહાસિક સ્થાનો જોયાં; ગામડાની બૈરાં જ જ્યાં જાતજાતની ચીજો વેચે છે એવાં બજારો જોયાં; ત્યાંનું પ્રખ્યાત વણાટકામ જોયું; કપડા પરની કળાયુક્ત ભાતોનાં વખાણ કર્યાં; અત્યંત મંજુલ રણકો કરનાર કાંસાનાં મંજીરાં ખરીદી લીધાં; રાત્રે એક પૌરાણિક નાટક જોઈ આવ્યા; અને પાછા ફર્યા. જતાં જેટલું સૃષ્ટિસૌન્દર્ય લૂટ્યું હતું તેટલું જ પાછા વળતાં બે આંખે ધરાઈને પી લીધું અને મણિપુર જોયાની કૃતાર્થતા સંઘરી લીધી. એક વાત ભૂલી જાઉં છું. ત્યાંની પોસ્ટ ઑફિસ પાસેના એક નાનકડા હોજમાં એટલાં તો સરસ લાલ કમળ ખીલ્યાં હતાં કે એવડાં મોટાં પ્રસન્ન ને યૌવનમત્ત કમળો મેં બીજે જોયાં નથી. હોજમાં માય નહિ એટલી એમની ભીડ હું કેમ જ ભૂલી શકું. ?

આ વખતે મણિપુર ગયો ત્યારે આસામના ગવર્નર શ્રી અકબર હૈદરીની ભલામણથી દરબારનો મેમાન થઈ ગયો હતો. પણ મને સાનંદાશ્ચર્ય તો એવું થયું કે ત્યાંના દીવાન સાહેબથી માંડીને નાનામોટા બધા જ મારી આઠ વરસ પહેલાંની મુલાકાત હજી યાદ કરતા હતા, ને તે વેળા રાષ્ટ્રભાષાનાં જે બીજ મેં વાવ્યાં તેનાં મૂળિયાં આખા રાજ્યમાં કેટલાં ઊંડાં ફેલાયાં છે તેની વાત કરતા હતા. પોતે કરેલા કાર્ય વિષે મનમાં અભિમાન આણવાની મને ટેવ નથી, અને હવે તો મારી એવી ઉંમરે નથી; છતાં મારે કબૂલ કરવું જોઈએ કે જ્યાંત્યાં મારી આઠ વરસ પરની

## વળાવી બા આવી

શિખરિણી • સૉનેટ

રજાઓ દીવાળીતણી થઈ પૂરી, ને ઘરમહીં
હજી હાંડાઓકેરી રખાંસત થઈ શાંતિ પ્રગમની :
વરોળાં સંધાયે દૂર સુદૂર સંતાન નિજનાં
જવાનાં કાલે તો, જનક જનની ને ઘરતણાં
સહુનાં ગંગાભારસ્વરૂપ ઘરડાં ફોઈ, સહુ યે :

લખાએલો કોંમેં વિરહ, ગિલને તે રજનીએ
નિદ્રાજોગાસોવરચેનિયતકરીબેઠાં નિજજગ્યા,
હવેળી એને સૌ જગડ વળી વાતે ચૂંઈ ગયાં.



સવારે આવીનું લઉં ઘર લઈ આઇ ઉપડયા,
ગઇ આર્ધી વસ્તી, ઘર થઈ ગયું શાંત સઘળું:
બપોરે બે ભાઈ અવર ઉપડયા લેઈ નિજની
નવોઢા ભાર્યાઓ પ્રિયવચન મંદસ્મિતવતી.
વળાવી બા આવી નિજ સકલ સંતાન ક્રમશઃ
ગૃહવ્યાપી જોયો વિરહ, પડી બેસી પગથિયે!

ઉશનસ

બે દિવસની મુલાકાતનો ઉલ્લેખ સાંભળી મને સમાધાન થયું. ગાંધીજીનો સંદેશો આમ દેશને ખૂણેખૂણે પહોંચાડવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે અને ઠેરઠેર સારાસારા સજ્જનો તથા દેશસેવકો સાથે પરિચય થયો છે એ જીવનની એક કૃતાર્થતા છે.

આ વખતે મેં લોકોને એમ જ કહ્યું કે 'આઠ વરસ પહેલાંનો પાઠ તમે ઝીલી લીધો છે, એટલે ગાંધીજીનો બતાવેલો બીજો અને છેલ્લો પાઠ તમારી આગળ રજૂ કરવા હું આવ્યો છું. હિંદુસ્તાનને એક ખૂણે તમે છો, બીજે ખૂણે કેરળ અને ત્રીજે ખૂણે કાશ્મીર. કાશ્મીરનો એક સુપુત્ર હિંદુસ્તાનનું રાજ્ય ચલાવે છે, કેરળના કેટલા યે જનો પોતાની બુદ્ધિશક્તિથી એમને મદદ કરે છે, તો મણિપુરના નિવાસીઓ એવી મહત્ત્વાકાંક્ષા કેમ ન સેવે કે અમે પણ કોક દિવસ દિલ્હીમાં જઈને સ્વતંત્ર ભારતની અદ્વિતીય સેવા કરીશું? પણ તેમ કરવા માટે તમારે સ્વ-રાજ્યની ભાષા હિંદુસ્તાની ઉત્તમ રીતે શીખવી જોઈએ. તેમાં યે જો ઉર્દૂ લિપિ સુદ્ધાં જાણતા હશો તો તમારી પડોશમાં પૂર્વ પાકિસ્તાન છે ત્યાં તમે ઓછાંવત્તો પ્રવેશ પામી શકશો. પણ એકલી હિંદુસ્તાની તમારે માટે બસ નથી. તમારા અહીંના નિસર્ગરમણીય પહાડો ત્રણ મહા-દેશ વચ્ચેની શ્રેણી જેવા છે. હિંદદેશ, બ્રહ્મદેશ અને ચીન દેશ એ ત્રણે મહાદેશની ભાષાઓ શીખી લેશો તો ત્રણે દેશમાં ગાંધીજીના સિદ્ધાંતોના પ્રતિનિધિ તરીકે શાન્તિ-દૂતનું કાર્ય કરવા જઈ શકશો.'

આ વખતે અમે મણિપુર ગયા તે વાજતેગાજતે ગયા કહેવાય. હજી પણ રજા મેળવવાનો નિયમ તો ચાલુ છે, પણ આખી રાતની રેલવેની મુસાફરીને અંતે જ્યારે સવારે અમે દીમાપુર પહોંચ્યા ત્યારે કોરી રજાને બદલે સ્ટેશન પર જ દીવાન સાહેબની પ્રેમળ આમંત્રણ-ચિઠ્ઠી મળી. નાસ્તોપાણી કરી લઈને અમે ઊપડયા. હિંદુસ્તાનના પૂર્વ ભાગમાં સવાર વહેલી થાય છે. ચાર વાગે તો ત્યાંયે સ્પષ્ટ પ્રકાશ થાય છે. ચારે કોર ઘેરાએલું ધુમ્મસ પણ એ પ્રકાશને રોકી શકતું નથી. તેથી આગગાડીમાં જ અમે આસામની વનશ્રીની ઉજાણી શરૂ કરતા થયા હતા. ઊંચું-ઊંચું ઘાસ પોતાનાં વયોવૃદ્ધ પુષ્પગુચ્છોથી નમતું હતું. નેત-રનાં ટટ્ટાર પાંદડાં હવાને વધવતાં હતાં. કેટલીક વેલીઓ મોટાંમોટાં ઝાડનાં થડની નગ્નતા ઢાંકતી હતી ને મોટા મોટા વેલા એક ઝાડથી બીજે ઝાડ પહોંચવા માટે વાંદ-રાંના પુલ તૈયાર કરી વાંદરાઓની કૃતજ્ઞતા મેળવતા હતા!

દીમાપુર છોડયું, ને રસ્તાની બંને બાજુ જાણે નાટક-ના પડદા ઊભા કર્યા હોય તેવી શોભા દેખાવા માંડી. તદ્દ-પુર જમીન પણ આંખને અણગમી લાગતી ન હતી. જેમ જેતા જઈએ તેમ વનશ્રીનું લાવણ્ય વધતું જ જતું હતું.

અમે આગળ વધ્યા અને પહાડો પણ પાસેપાસે આવી ભીડ કરીને અમારી સામે ઊભા થયા. અમે પર્વત-ભેદ શરુ કર્યો. એમાં ભોમિયાનું કામ પહાડનાં ઝરણાં ક-રતાં હતાં. ખળખળખળખળ કરીને એ અમને રસ્તો સૂચવતાં હતાં. અહીંના પહાડની ખૂબી એવી છે કે કેટલેક સ્થળે તે સીધી દીવાલ ઊભી હોય એમ એકદમ રસ્તામાં નીચેથી ઉપર સુધી મિહામણો પહેરો ભરે છે; ને જાતજાત-નાં ઝાડ એ પહાડને એવી તો ખૂબીથી વળગે છે કે જાણે મહારાષ્ટ્રના માવળા દોરડું પકડીને કિલ્લાની દીવાલ સર કરતા ન હોય! આગળ જતાં અમે એવાં પણ સ્થાન જોયાં કે જ્યાં એ પહાડી ઝાડોનું પણ કશું ચાલ્યું નહિ ને અમુક ભાગ જે સાવ વૃક્ષવિહોણો દેખાતો હતો એને પોતાની લાજ ઢાંકવા માટે બીચારા ઘાસની મદદ લેવી પડતી હતી.

પહાડ વચ્ચેના વળાંકવાળા રસ્તાની ખૂબી એ હોય છે કે બેચાર માઈલ ગયા કે એક આખી દુનિયા પાછળ રહી જાય છે અને નવી જ દુનિયા નજર આગળ છતી થાય છે. આપણને એમ જ લાગે છે કે જાણે રામાયણ કોરે મૂકી આપણે મહાભારત વાંચવાનું શરૂ કર્યું છે!

આ વખતનું કોહીમા યુદ્ધોત્તર કોહીમા હતું. ત્યાંના યુદ્ધમાં 'કામ આવેલા' વીરોની કબર પરના શિલાલેખો જોવાને મળ્યા. મુસાફરીમાં અમારી સાથે ગુરુંગ કરીને એક સેનાની હતા. એમણે, પોતે કોહીમામાં કેમ ફસાયા

હતા અને જાપાની ઘેરામાંથી બહાદુરીભરી યુક્તિથી કેમ છટકી શક્યા હતા એનું વર્ણન કર્યું. કોહીમા પર અમે કલાકેક વિસામો લીધો, પહાડી ફૂલોનું સ્વાગત સ્વીકાર્યું અને ઘમસાન યુદ્ધનાં જાતજાતનાં ચિત્રો કલ્પનાથી નજર આગળ ખડાં કર્યાં. અહીં બૉમ્બ ફૂટે છે, પણે એક વિમાન તમ્મર ખાઇ, બળતુંબળતું નીચે ઊતરે છે, નાગા જાતિના પહાડી લોકો અંગ્રેજો તેમજ જાપાનીઓને પક્ષપાતરહિત ધમકાવે છે, અને હિંદી સૈનિકો અશક્ય ગણાતાં શિખરો ઓળંગી જાપાનીઓને આશ્ચર્યચકિત કરે છે, એવાંએવાં કેટલાંયે દૃશ્યો મેં અંતઃચક્ષુથી જોયાં. કોહીમાનું યુદ્ધ ચાલતું હતું ત્યારે હું જેલમાં હતો અને એક વખતે મણિપુરની યાત્રા કરેલી હોવાથી એ યુદ્ધનાં વર્ણનો મેં વધારે રસથી વાંચ્યાં હતાં.

કોહીમા છોડીને આગળ ચાલ્યા અને આખું દૃશ્ય બદલાયું. લાખેક વરસ પહેલાં અનેક જ્વાળામુખીઓ ફાટીને આ પહાડો બનેલા હોવા જોઇએ. તેથી જ્યાંજ્યાં માટી ખરી પડેલી હોય છે ત્યાંત્યાં પત્થરનાં ત્રાસાં પડો, એની કરચલીઓ અને એના વળાંક, સામાન્ય માણસના ભેજામાં પણ ભુસ્તરશાસ્ત્રની દૃષ્ટિ પ્રગટ કરતા હતા.

પણ જ્યારે જોઇજોઇને આંખનો સ્વાદ ભાંગી જાય છે ત્યારે વાણી પણ કુંઠિત થાય છે.

અમે આગળ ચાલ્યા અને અમારી આગળ ઘાટખેતરો પથરાયાં. આઠ વરસ પહેલાં જ્યાં મેં પગથિયે પગથિયે પાણીનાં આભલાં જોયાં હતાં ત્યાં આ વખતે શરદઋતુની યૌવનશ્રીએ લીલા સોનાની સમૃદ્ધિ પાથરી હતી. અને એની છટાઓ પણ કેટલી! જાણે વાલ્મીકિની જ પ્રતિભા! ઘડીકમાં લાગતું કે વાલ્મીકિ અધૂરો પડવાથી અહીંની સમૃદ્ધિએ ભવભૂતિ પાસેથી દીક્ષા લીધી છે, અને ઘડીકમાં લાગતું કે એમની તાજગી તો રવીન્દ્રનાથની જ છે. અમારી મોટર સૌમ્ય ગતિએ દોડતી હતી અને મારી ધરાએલી આંખો હાથમાંના છાપા ઉપર વિસામો લેવાનો વિચાર કરતી એટલામાં મારું સદ્ભાગ્ય જાગ્યું. એણે મને હચમચાવ્યો અને કહ્યું: 'બહાર જુઓ તો ખરા-આ "પૂજા-અંક" નાસી નથી જવાનો!' હું ભડક્યો ને મેં ડાબી બાજુ બહાર જોયું. એ દૃશ્ય હું આખા જન્મારામાં ન ભૂલી શકું. ડાબી બાજુ એક મોટી પહોળી ખીણ પોતાનો પહોળો પડિયો માઇલો સુધી ફેલાવી રહી છે. અને એની અંદર, એક મોટી ટેકરીના કપાળ પર...

પણ મારાથી રહેવાયું નહિ. હું બોલી ઊઠ્યો: 'સરોજ, સરોજ! જો પેલું પહાડ પરનું આડું પથરાએલું ઇન્દ્રધનુષ્ય! અહાહા શી મજા! સહાનુભૂતિ ખીલવવા મેં સરોજના મોં તરફ જોયું. એનો ચહેરો એક ક્ષણમાં કમળ જેવો ખીલી ઊઠ્યો. શબ્દોને અભાવે એ પણ ગૂંગળાઇ હતી. ઇન્દ્રધનુષ્ય તો આકાશમાં જ હોય, કોક વખતે એનો છેડો જમીનને અડી જાય છે એ ખરું; પણ આખું ઇન્દ્રધનુષ્ય જમીન પર ઊતરેલું મેં એક જ વાર હિમાલયની મુસાફરીમાં જોયું હતું. અહીં આ ટેકરી પર ઇન્દ્રધનુષ્યનો એક કકડો જ દેખાતો હતો. પણ શી એની રમણીય ભવ્યતા! સાતેસાત રંગ ખીલી ઊઠ્યા હતા, અને લીલો રંગ તો ભડક પિરોજી થયો હતો. ધનુષ્ય એટલું બધું પહોળું હતું કે મને મહાદેવના કપાળ પરના ત્રિપુંડ્રની જ કલ્પના સૂઝી. સપ્તરંગી ઇન્દ્રધનુષ્યને ભસ્મના પટા સાથે સરખાવનાર અરસિક કવિ અપન્તરંગી જ હોવો જોઇએ! એમ નહિ તો એને એવી હીનોપમા ન સૂઝે એમ વાચકોને થશે. પણ મારો ઇલાજ નથી. એ વિશાળ ખીણ વચ્ચે પ્રતિષ્ઠિતપણે બેઠેલો પેલો મહાકાય પહાડ મહાદેવ કરતાં ઊતરતી ઉપમા સહન જ ન કરે. અને એક વાર એને મહાદેવ તરીકે સ્વીકાર્યો પછી એના કપાળ પરના પટ્ટા ત્રિપુંડ્ર જેવા જ લાગે ને?

એવું દૃશ્ય હરીફામ જોવાને મળે તો તૃપ્તિ ભલે વધે, પણ એનું કાવ્ય ઓછું જ થવાનું. વચમાંવચમાં દોડતી મોટર આગળ ઝાડો આવતાં, ઘડીકમાં વળાંક બદલાતો, પણ આ પહાડમહાદેવે પ્રસન્ન થઇ અમને ત્રણ વાર દર્શન દીધાં ને વરદ વાણીએ કહ્યું तदेव मे रूपम् शिवम् प्रदर्श्य ।

આ કેફમાંથી ઊતરતાં અમને ઠીકઠીક વાર લાગી. પણ અગાઉ મારે બીજો કેફ તૈયાર જ હતો. જેમ આગળ વધ્યા તેમ કૃષિસમૃદ્ધિ વધતી જ ચાલી. મેં માઇલોના માઇલો સુધી ફેલાએલાં સસ્ય-શ્યામલ અને ધાન્ય-પીતલ ખેતરો બંગાળમાં જોયાં છે, ઓરિસ્સામાં પણ જોયાં છે; પણ અહીં તો પહાડ પર ઉપરનીચે, આમતેમ, અનેક ખૂણે ગોઠવાએલાં ખેતરોના થાટ દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી વિસ્તરેલા જોઇ હું ધન્યધન્ય થઇ ગયો. 'ધન્ય' અને 'ધાન્ય' શબ્દ વચ્ચે કાંઇ સંબંધ હશે ખરો? હું નથી માનતો કે આટલું બધું સોનું પથરાએલું બીજે ક્યાંય જોવાને મળી શકે. શારદાની આ વિભૂતિ પણ હું કોઇ કાળે ભૂલી ન શકું. એક ઠેકાણે એક નાનકડું ગોળ રૂપાળું તળાવ ખેતરો વચ્ચે સપડાયું હતું. સોનાની વીંટીમાં હીરો બેસાડ્યો હોય તેવું, જરાક ચળકીને એ દૂર થયું. એટલે આભલાંની જે ઊણપ આ વખતે હતી તે પણ દૂર થઇ.

આમ કોહીમાથી માઓ સુધી અને એથીયે આગળ, પહાડી ઘાટખેતી જોતાંજોતાં અમે આગળ ચાલ્યા. એટલામાં એક મોટો વળાંક આવ્યો અને આખું દૃશ્ય બદલાયું. એક મોટી નદી બે પહાડો વચ્ચેની સાંકડી ખીણની તળેટીમાં પોતાને માટે માર્ગ કાઢતાં ફરતી હતી, એના

વળાંક જેવા જેવા હતા. નદી એટલે નિમ્નગા તો ખરી જ, પણ સાથેસાથે વક્રગા પણ હોય છે. એનો પ્રવાહ ઘડીકમાં આ બાજૂના કાંઠાને ઘસી જાય છે, ઘડીકમાં પેલી બાજૂના કાંઠાને. આમ જાતજાતના નાગમોડી વળાંક લેતીલેતી એ પોતાનું પાત્ર પહોળું કરતી જાય છે. આમ કરતાં જે ઝાડનાં મૂળિયાં ઢીલાં થઈ જાય તેમના ભોગ પણ લે છે. વચમાં પથરા આવી જાય ત્યારે સ્ત્રીની ચીવટથી એના ઉપર વરસો સુધી પોતાનું માથું અફાળતી જાય અને અંતે એ પથ્થરને હડસેલીને વશ કરે ત્યારે જ છોડે! પથ્થરજો માર્ગમાંથી ખસે નહિ તો યથાકાળે એના ચૂરા જ થઈ જવાના!

જ્યારે આવી સો-સવાસો માઈલની પહાડી મુસાફરી પૂરી કર્યા પછી સીધા રસ્તા આવ્યા ત્યારે અમને હા...શ થઈ. જાણે કોઇ કાળે સીધા રસ્તા જોયા જ ન હતા એટલા આરામથી અમે બાકીની મુસાફરી માણી અને મુકામે પહોંચી ગયા.

સ્વાગતમાં હિંદુસ્તાનની અનેક ઠેકાણેની ખાસિયત જોવાને મળી. રાષ્ટ્રભાષા-પ્રચારને અંગે તો બે સમિતિઓ છે જ. એ ઉપરાંત ત્યાં પ્રજાકીય કૉંગ્રેસ પણ બે છે! પ્રયત્ન કરતાંછતાં એ બે કૉંગ્રેસ વચ્ચેના સિદ્ધાન્તોનો ભેદ હું સમજી શકયો નહિ. કોકે કહ્યું કે એક કૉંગ્રેસને રાજાનું પીઠબળ છે અને બીજીને કેન્દ્રનું. બંનેના અધ્યક્ષોનાં નામોથી જ બે કૉંગ્રેસનો ભેદ વરતાય છે.

પ્રથમ ત્યાંના અર્થમંત્રી મળ્યા. પછી દીવાન સાહેબ પ્રિયવ્રતજી આવ્યા. એ મણિપુરના રાજાના નાના ભાઈ થાય છે અને હૈરોજી પરંપરામાં ઊછરેલા છે.

મણિપુરમાં હિંદુસ્તાની-પ્રચારને અંગે મેં શું શું કર્યું તે અહીં લખતો નથી. 'આસામ રાયફલ્સ'ના ગુરખા લોકોએ જે સરસ સરસ નૃત્યો અમને બતાવ્યાં, દીવાન સાહેબે મણિપુરી નૃત્ય અને મણિપુરી નાટકના જે ઉત્તમ નમૂનાઓ અમારે માટે ગોઠવ્યા હતા, તેનું વર્ણન તો બીજા લેખમાં જ કરે છૂટકો. અને જેને માટે આઠ વરસ સુધી હું ઝંખતો હતો તે લોક્તાક અથવા સુવર્ણપાત્ર સરોવરનાં દર્શન આ વખતે કેમ થયાં તથા એની આસપાસ વણાએલી પ્રાચીન દંતકથાના અવશેષો અમે કેમ જોવા પામ્યા અને તેમ કરતાં આવતાં-જતાંની ૫૪ માઈલની



## ઘરજાત્રા

• સવૈયા •

પાર કર્યો પહેલો મહેરામણ
અમુક્ત માનસ નીતરવા;
ઘર લથડેલો નીચો ઝંડો
પર ઓથે ઊંચો કરવા.
ફૂલ મળ્યાં, આશ્વાસન પામ્યો,
ના એકલ હું, સમજાયું;
લડાઈ સૌની જુદીજુદી,
એક થતાં સત્ રોપાયું.

અખબારો આહ્‌લેક પુકારે,
બીજે સમદર વીતી આવ!
દોડધામની દુનિયામાં તું
અનહદ હિન્દી ઢોલ બજાવ!
દુશ્મનના ધડાકા વચ્ચે
અહીંતહીં ગાયા સાચા સૂર;
રોજિંદી એ કલમે મારા
ના હતયાં દેખાનાં પૂર.

ત્રીજે દેશે રચ્યાં પુસ્તકો
અર્થશાસ્ત્ર ઇતિહાસ ભરી;
ચોથો દરિયો પાર કરીને
પર ભાષાને આપ્ત કરી.
આત્મકથા સરજવી ત્યારે
જમણી મારી ફરકી આંખ;
વાત અનોખી સુણી પૂર્વની
પરદેશોએ લીધી પાંખ.

નવલકથા નાટક સર્જતાં
ઓળંગ્યા બે દરિયા સાથ;
પરભાષામાં મળ્યાં ગુંબનો,
પરભાષામાં લીધી બાથ.
પરદેશણના સર્વા નેજને
પરદેશીએ માંડી મીટ;
આંખ મીંચાણી એ તંદ્રામાં,
શિર પર ત્યાં તો ઊગ્યો કિરીટ.

યાત્રા ફેરો અંત જણાયો,
સર્વ જીત્યો એવું જ્યાં થાય;
સાત સમુદર ઓળંગેલી
કવિતાની કેમ પરખાય.
કમાન જેવો દેહ પાતળો,
પકડું, પકડું, છટકી જાય;
પકડી,આલોટ્યાં જ્યાં,નીચે
સ્વભોમનું મો-ખડ પથરાય!

હખડેલા નવ આંબા લોગે!
ઘરે ઉગેલા આમે પૂગે!

**કૃષ્ણલાલ શ્રીધરાણી**

૧૪ વરસ પછી ગુજરાતીમાં પહેલું કાવ્ય. એમાં આત્મકથા જેવું છે. અંગ્રેજીમાં અખબારી લખાણો લખ્યાં, ચોપડીઓ લખી, ને એનાં વખાણ પણ થયાં. પણ, અંગ્રેજીમાં કવિતા,—'ખરી' કવિતા ન લખી શકયો. પરભાષામાં એક પછી એક ક્ષેત્ર તમે અનેક વિજયો મેળવી શકો, પણ કવિતાનો દુર્ગ તો અજેય જ રહેવાનો. હું કવિતા લખતો થયો કે મેં મને મારી પોતાની ભૂમિમાં આણ્યો. પરદેશની યાત્રા સ્વદેશમાં પૂરી થઈ. —કૃ૦

જીવની મુસાફરીમાં હાડકાં કેમ વલોવાયાં, એનું વર્ણન તો ત્રીજા લેખમાં જ આપવું પડશે. ૧૦૩ માઈલની મુસાફરીનો આ પહેલો લેખ એ રસ્તાની પેઠે લંબાયો છે, એટલે વાચકોને ભલામણ કરીને જ અહીં પૂરું કરું છું, કે અર્જુનની નજરે નહિ પણ આધુનિક ભારતીય દેશપ્રેમીની નજરે તેમણે મણિપુરની આસપાસ ગોઠવાએલું પહાડોનું વિરાટ સંમેલન જોવા માટે જરૂર એક વાર જઈ આવવું; ઘેર બેઠાં મણિપુરી નૃત્યો જોવાનો સંતોષ નહિ માનવો. જે પ્રાકૃતિક ભવ્ય પરિસ્થિતિમાં મણિપુરી નૃત્યોનો સંભવ થયો તે ભૂમિનાં પણ દર્શન કરવાં જોઈએ. મોતી સાથે મોતીની છીપ પણ જોએલી હોવી જોઈએ.

પ્રા. ભા. ઇતિહાસના યુગો (સામેના પાનેથી ચાલુ) પ્રવાસ ખેડ્યો છે. ધર્મની દૃષ્ટિએ, આ લાંબા ગાળામાં, સમાજે મંત્રતંત્ર ને ટોટેમવાદથી માંડીને, ક્રિયાકાંડનાં જટિલ જાળાંમાંથી પસાર થઈ એકેશ્વરવાદ સુધી પ્રગતિ કરી છે; રાજકીય દૃષ્ટિએ જાતીય ગુચ્છો (tribal gatherings) અને નાનાં સ્થાનિક રાજ્યોથી માંડી ચક્રવર્તીત્વ ને સાર્વભૌમત્વ સુધી પ્રગતિ કરી છે; આર્થિક દૃષ્ટિએ, ગોસંવર્ધનથી માંડી કૃષિયુગના આરંભકાળને લઈને ઠેઠ શહેરની અતિ સમૃદ્ધ ને સુરૂપ સંસ્કૃતિ સુધી પ્રગતિ સાધી છે. આમ, જીવનના દરેક ક્ષેત્રમાં, આખા યે ઋગ્વેદકાળમાં વિકાસની અનેક દશાઓમાંથી સમાજ પસાર થયો છે. આપણા ભાવિ અભ્યાસમાં આ મુદ્દો જેમ વધેલો સ્વીકારાતો થશે તેમ આપણો અભ્યાસ સત્યની વધુ નજીક જનારો થશે.

## વિશિષ્ટતા

રાજાઓને કંઈ ને કંઈ ધૂન હોય છે.

'હું રાજા છું; બીજા લોકોથી કાંઈક જુદો છું: એટલે મારી કેમ ખાસ વિશિષ્ટતા હોવી જ જોઈએ' એવી એક રાજાને ધૂન લાગી હતી. 'સામાન્ય જનોના ટોળાથી હું કંઈક જુદો તરી આવવો જ જોઈએ, જેથી લોકો મને ઓળખે' એવું એના મનમાં ભરાયું હતું.

એથી એના મગજમાં એક એવો તરંગ ઘર કરી બેઠો કે સામાન્ય માનવીઓના પડછાયા પડે છે, તો મારો પડછાયો જ ન પડવો જોઈએ. પોતાની છાયા પડતી બંધ થાય એ સારુ એણે રાજ્યભરના તાંત્રિક, માંત્રિક, શાસ્ત્રજ્ઞ, તત્ત્વજ્ઞ, પંડિતો ને વિદ્વાનો સૌને એકત્ર કર્યા.

'પણ, કોઈનો પડછાયો ન પડે એ વાત તો સાવ અશક્ય છે.' સૌએ એકમતે અભિપ્રાય ઉચ્ચાર્યો.

પણ, રાજા, વાજા ને વાંદરાં! આવો સાવ નાસિપાસ કરનારો અભિપ્રાય સાંભળીને રાજહઠ મજબૂત બની.

એ કહે: 'તમે પંડિતો શું કહેતા'તા, ધૂળ?' તો જવ મારો પડછાયો ન પડે એ સારુ મારા ભવનની ચાર દીવાલોની બહાર જ નહિ નીકળું. તમે મારો પડછાયો ન પડે એવો ઉપાય શોધશો પછી જ બહાર નીકળીશ. પણ હવેથી, સામાન્ય જનની જેમ, મારો પડછાયો તો નહિ જ પડવા દઉં. મહાન વ્યક્તિઓનાં બોલેલાં વચન કદિ પાછાં ફરતાં નથી.'

થયું. ત્યારથી રાજા ભવનની ચાર દીવાલો વચ્ચે ગોંધાઈ રહેવા માંડ્યો. સૂર્યપ્રકાશથી એનો દેહ વંચિત રહેવા માંડ્યો.

પરિણામે, એની પ્રકૃતિ ક્ષીણ થવા માંડી ને એક દિવસે એ મૃત્યુ પણ પામ્યો.

'રાજાનું કહેવું સાચું પડ્યું. જુઓ, એનો પડછાયો નહિવત્ બની ગયો.' એક બટકબોલો વૃદ્ધ બોલી ઊઠ્યો.

'કેમ કાકા, એમ બોલો છો?' લોકોએ પૂછ્યું.

'કેમ, હવે રાજાને કે રાજાના પડછાયાને આપણે કંઈ જોઈ શકવાના છીએ?' વૃદ્ધે ઉત્તર આપ્યો.

## ભિખારી

બહુ શ્રીમંત અને બહુ ઉદાર તરીકે એની ખ્યાતિ હતી.

એનાં દ્વાર આગળ સદા સર્વકાળ ભિખારીઓની ઠઠ જામેલી રહેતી. ભિખારી જે માગે તે એને આપવું એવું એનું વ્રત હતું. તે એટલે સુધી કે એક ભિખારી એની પાસેથી બહુ વર્ષ સુધી માગીમાગીને શ્રીમંત બની ગયો.

અને સર્વ ભિખારીઓની માગણીઓ પૂરી કરવામાં ને કરવામાં એ શ્રીમંત જ એક દિવસ ભિખારી બનીને બેઠો ને, ભીખ માગવાની એને જ ફરજ પડી!

ભિક્ષા માગતાંમાગતાં એક દિવસ એ, એની ઉદારતાએ કરીને શ્રીમંત બનેલા પેલા ભિખારી કને જઈ પહોંચ્યો.

એને પેલા શ્રીમંત બનેલા ભિખારીએ તો ઓળખ્યો પરંતુ ભિખારી બનેલા એ શ્રીમંતે પૂર્વ કાળના પેલા ભિખારીને ઓળખ્યો નહિ. ન ઓળખતાં જ એણે ભિક્ષા માગી. અહીંથી નક્કી સારી ભિક્ષા મળશે એવી એને ખાત્રી હતી.

'ભિક્ષા આપવાની હું વિરુદ્ધ છું.' પેલા શ્રીમંત બનેલા પૂર્વના ભિખારીએ કહ્યું.

'કેમ...?' ભિખારી બનેલા શ્રીમંતે પૂછ્યું.

'કારણ, ભિક્ષા દેવાનું દુર્વ્યસન પડેલા એવા એક શ્રીમંત ગૃહસ્થને ભિખારી બનીને મારી સામે ભીખ માગતો હું ભાળું છું!' શ્રીમંત બનેલા ભિખારીએ ઉત્તર વાળ્યો.

મૂળ લેખક: ખલીલ જિબ્રાન — અનુવાદક: શિવમ્ સુંદરમ્

# પ્રાચીન ભારતીય ઇતિહાસના યુગો

લેખક - ડોલરરાય રંગીલદાસ માંકડ એમ.એ.

પ્રાચીન સંસ્કૃતસાહિત્ય તથા પ્રાચીન ભારતીય ઇતિહાસનો વિચાર કરતાં, આપણે, સાધારણ રીતે, અમુક યુગો પાડીને એનો અભ્યાસ કરીએ છીએ. ઘણાખરા વિદ્વાનો, એ પ્રાચીન કાળના વૈદિકયુગ, બ્રાહ્મણયુગ, ઉપનિષદ્‌યુગ, સૂત્રયુગ તથા આખ્યાનયુગ (Epic Period) એમ જુદાજુદા યુગો પાડે છે. આ દરેક યુગમાં વિચાર ને સંસ્કૃતિનું અમુક ચોક્કસ વિકાસ-સ્વરૂપ મળે છે એમ આપણે માનીએ છીએ. સાથે એમ પણ માનીએ છીએ કે, સમયની દૃષ્ટિએ, આ યુગો એક પછી એક આવે છે. વિચારસ્વરૂપ કે સંસ્કૃતિસ્વરૂપ વિશિષ્ટ છે અને એનો અમુક વિકાસક્રમ ગોઠવવો શક્ય છે માટે એ ક્રમ મુજબ આ યુગો, એક પછી એક એમ સમયાનુક્રમમાં ગોઠવવામાં આવે છે. આથી વૈદિક યુગ પહેલાં અને આખ્યાનયુગ પછી બન્ને વચ્ચે સારો એવો સમયનો ગાળો છે એમ આજે ઘણાખરા વિદ્વાનો માને છે.

મને લાગે છે કે આ વાત યોગ્ય નથી.[1] વૈદિક અને આખ્યાન યુગ એમ સાહિત્યસ્વરૂપની કે સાહિત્યશૈલીની દૃષ્ટિએ જુદા પાડવા હોય તો પાડી શકાય; પણ ઇતિહાસની દૃષ્ટિએ આ બન્ને યુગો જુદાજુદા સમયાનુક્રમે નહીં, પણ એક જ સમયાવચ્છેદે રહ્યા છે. એ કાલદૃષ્ટિએ જુદાજુદા છે એવો ભ્રમ ઊભો થવાનું કારણ એક તો ઉપર કહ્યું તે સાહિત્યસ્વરૂપ ને શૈલીસ્વરૂપ છે; બીજું, વૈદિક સાહિત્યના આપણા અભ્યાસમાં સમયાનુક્રમની દૃષ્ટિનો તદ્દન અભાવ રહ્યો છે તે પણ છે. વૈદિક યુગ, આખ્યાનયુગ કે પુરાણયુગ તે, સમયની દૃષ્ટિએ જુદાજુદા એક પછી એક આવતા યુગો નથી. આ વિધાન સમજાવવાનો અહીં પ્રયત્ન કરું છું.

વૈદિક યુગ એટલે ઘણુંખરું ઋગ્વેદનો કાળ. પણ, ઋગ્વેદ કોઇ એક વ્યક્તિએ એક જ કાળે એક જ દેશમાં લખેલું પુસ્તક નથી. દેશ, કાળ ને કર્તૃત્વની દૃષ્ટિએ ઋગ્વેદ એક પુસ્તક નથી, આખું એક સાહિત્ય છે. આ વાત સમજવા માટે, એના ઋષિઓની એટલે કે એના કર્તાઓની આનુપૂર્વી ગોઠવવાની જરૂર છે. આ તો બહુ મોટો વિષય છે ને જુદો જ અભ્યાસ માગી લે છે. મેં આ દિશામાં થોડો પ્રયત્ન કરી જોયો છે. ઋગ્વેદના ઋષિઓમાં એક બાજુ પૃથુ વૈન્ય, મનુ વૈવસ્વત, યમ વૈવસ્વત વગેરે છે તો બીજી બાજુ શન્તનુ, દેવાપિ ને હિરણ્યનાભ વગેરે મહાભારતકાળની વ્યક્તિઓ પણ છે. પુરાણોની વંશાવલિ પ્રમાણે મનુ વૈવસ્વત અને મહાભારતકાળની વચ્ચે ૯૦ થી ૯૫ પેઢીઓ આવે છે. એટલે સામાન્ય ગણતરીએ પણ, મનુ વૈવસ્વત ને શન્તનુ વચ્ચે બેક હજાર વર્ષનો ગાળો છે. આ લાંબા ગાળા દરમ્યાન ઋગ્વેદનાં જુદાંજુદાં સૂક્તોની રચના થઇ છે. આ અભ્યાસને પરિણામે મને જણાયું છે કે ઋગ્વેદમાં ઘણા ઋષિઓ રામ દાશરથિના કાળના હતા; કેટલાક મહાભારતકાળના હતા તો કેટલાક રામ દાશરથિથી પણ પહેલાંના કાળના હતા. આની વિગતોમાં હું નથી ઊતરતો, પણ એમ છે એટલે વૈદિક યુગ ને આખ્યાનયુગ એવા જુદાજુદા યુગ, ઇતિહાસ દૃષ્ટિએ આપણે પાડી ન શકીએ. રામના વખતમાં પણ વૈદિક યુગ હતો ને કૃષ્ણ પછી બસોક વર્ષ સુધી પણ વૈદિક યુગ ચાલતો હતો એમ પુરાવા મળે છે.

માટે, ઇતિહાસદૃષ્ટિએ આપણે વાત કરવી હોય તો વૈદિક યુગ, બ્રાહ્મણયુગ વગેરે નામકરણ તજી દેવાં જોઇએ. સાહિત્યસ્વરૂપ તેમજ શૈલીના વિકાસની વાત કરતાં એવા યુગ પાડવાની આવશ્યકતા કદાચ જણાય, પણ ઇતિહાસની વાત કરતાં તો એવા યુગ પાડવા તે ભ્રામક જ છે. મને તો લાગ્યું છે કે ઇતિહાસની વાત કરવા માટે, રામાયણકાળ, મહાભારતકાળ અથવા વધુ ઠીક તો, કૃષ્ણ દેવકીપુત્રનો કાળ, રામ દાશરથિનો કાળ, તથા આગળ જઇએ તો ભરત દૌષ્યન્તિનો, ભાર્ગવ પરશુરામનો, યૌવનાશ્વ માન્ધાતાનો, મનુ વૈવસ્વતનો, પૃથુ વૈન્યનો, સ્વાયંભુવ પ્રિયવ્રતનો વગેરે તે તે કાળની વિશિષ્ટ વ્યક્તિઓના કાળ પ્રમાણે જ વાત કરવી જોઇએ. વળી, આપણે એક વાત સમજી લેવી જોઈએ. વૈદિક કાળનાં ઘણાંખરાં પુસ્તકો તે, આપણા આજના અર્થમાં પુસ્તકો નથી. તે તો ખરેખર ગ્રન્થો જ છે, એટલે કે એમાં એક જ પેઢીના નહીં, પણ પેઢી દર પેઢીના લેખકોની રચનાઓ ગુંથાએલી છે. એમાં એક પ્રકારનું ગ્રથન જ છે. ચારે વેદો, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો વગેરે માટે, બહુ મોટા પ્રમાણમાં, આ વિધાન સાચું છે. એટલે, આવા દરેક ગ્રન્થમાં, પ્રાચીનતર, પ્રાચીન ને અર્વાચીન એવા ભાગો છે. આથી જ અમુક સાહિત્યસ્વરૂપ પ્રમાણે ઇતિહાસના યુગો પાડવા તે તદ્દન અયોગ્ય છે.

ખરી વાત તો એવી છે કે મનુ વૈવસ્વત અને એનાથી પણ પહેલાંના કાળથી માંડીને છેક કૃષ્ણ દેવકીપુત્રના અને એનાથી પણ પછીના કાળ સુધી વૈદિક યુગ એટલે કે વેદ નામે ગ્રન્થોની રચનાનો યુગ લંબાએલો પડ્યો છે. રામ દાશરથિનો કાળ તો ઋગ્વેદના કેટલા યે મન્ત્રદ્રષ્ટાઓનો કાળ હતો. બીજી રીતે કહીએ તો, ઋગ્વેદનાં સૂક્તોમાંથી કેટલાં યે રામ દાશરથિના કાળમાં રચાયાં છે, કેટલાં યે તેની પછીના હિરણ્યનાભના કાળ સુધીમાં રચાયાં છે અને કેટલાં યે તેની આગળના ઘણા જૂના કાળમાં રચાયાં છે.

એટલે, જેને આપણે 'વૈદિક યુગ' કહીએ છીએ તે, કાળની દૃષ્ટિએ અતિ વિસ્તૃત યુગ છે અને એ આખા યે યુગની સંસ્કૃતિ એક જ ન હોઇ શકે. માટે જ, ઋગ્વેદકાલીન સમાજસ્થિતિ કે ઋગ્વેદકાલીન રાજકીય સ્થિતિ એવાં એવાં વચનોનો કશો અર્થ જ નથી. ઋગ્વેદની રચનાનાં બે હજારથી યે વધુ વર્ષ દરમ્યાન, ધર્મ, સાહિત્ય, અર્થ, રાજનીતિ વગેરેમાં સમાજે લગભગ પ્રાથમિક દશાથી માંડી બહુ સમૃદ્ધ રીતે વિકસિત દશા સુધીનો લાંબો (અનુસંધાન સામેના પાનાને મથાળે)

[1] આવો મત હમણાં થોડાક અભ્યાસકો ઉચ્ચારતા થયા છે.

# રસાયનશાસ્ત્ર એ શું છે?

લેખક · ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા



સંસારમાં આજે અનેક વિજ્ઞાનશાસ્ત્રો આપણી સામે મોજૂદ છે, તેમાં, રસાયનશાસ્ત્ર એ મોટાં વિજ્ઞાનશાસ્ત્રોમાંનું એક છે.

રસાયનનો જન્મ ક્યારે થયો? રસાયન-ક્રિયાનો તેમજ રસાયનશક્તિનો જન્મ તો આપણે જેને કુદરત કહીએ છીએ તેની સાથે જ થયો હશે. તેની વિદ્યાનો જન્મ, અર્થાત્ તેનું માનવીને જ્ઞાન ક્યારે થયું તે ય કહી શકાય એમ નથી. પણ એ ચોક્કસ છે કે તે બહુ જ વહેલું થયું હોવું જોઈએ. કયા દેશમાં તેનો પહેલો જન્મ થયો એ સવાલ પણ કેટલાક પૂછે છે. એ વિષે ઘણા મતો છે. ગ્રીસમાંથી જ સર્વ વિદ્યા ને સર્વ જ્ઞાન આવ્યાં એમ પહેલાંના યુરોપવાસીઓ માનતા. વધુ જ્ઞાન થતાં કોઈ અરબસ્તાન, તો કોઈ મિસર તો કોઈ–જેને એશિયાઈ ટર્કી કહેતા હતા તે–ઈરાન વગેરેને રસાયનનું જન્મસ્થાન માને છે. હિન્દ ને ચીનના હક્કો કદાચિત્ સૌથી વધુ હશે, જોકે તે હજી જાહેર નથી ને સ્વીકારાએલા ય નથી. એમ ચોક્કસ કહી શકાય કે કાળા માથાના માનવીએ જ્યારે પહેલી વાર દેવતા-અગ્નિદેવ દીઠા તથા પોતે અગ્નિ સળગાવ્યો, જ્યારે કોઈ વનસ્પતિનો કે કોઈ ખનિજ પદાર્થનો રંગ કાઢીને તે વડે પોતાનો દેહ કે પોતાનાં કપડાં રંગ્યાં, જ્યારે કોઈ રોગના કે ઇજાના ઉપાય તરીકે કોઈ દવા કે વનસ્પતિ વાપરવા માંડી . . . તેવે વખતે રસાયનવિદ્યાનો મનુષ્યોમાં જન્મ થયો. પછી ધીરેધીરે જુદાજુદા પ્રદેશોમાં તથા જુદાંજુદાં માનવકુળોમાં તેનો વધુ ને વધુ વિકાસ થયો: અગ્નિનો ઉપયોગ ટાઢ દૂર કરવામાં, રસોઈ બનાવવામાં કે પ્રકાશ આપવામાં થવા લાગ્યો; શરીરને તથા શરીર ઉપર પહેરેલા વસ્ત્રને રંગીને શરીરને શણગારવા તથા કેટલીક ઇજાઓથી બચાવવા માંડ્યું; ઔષધિઓનો, ધાતુઓનો ઉપયોગ થવા લાગ્યો; સૂર્ય ચન્દ્ર-તારાઓના કુદરતી પ્રકાશ ઉપરાંત બીજાં સાધનો વડે ગરમી તથા પ્રકાશ મેળવવા માંડ્યાં; અને છેવટે અમૃત તથા પારસમણિ એને જ જીવનનું લક્ષ્ય માનીને લોકોએ કીમિયો સ્થાપ્યો.

આ બેમાંથી એકની ય શોધ કોઈ કરી શક્યું હોય તે માટે કોઈ જાતનો પુરાવો મળતો નથી, અને મોટે ભાગે એ બન્ને ચીજો સાહિત્ય, માનવ-ઇતિહાસ તથા માનવ-પ્રયાસમાં હજારો વર્ષો લગી ખૂબ વ્યાપી રહી હોય એમ જણાય છે. અનેકોએ પોતાનું દ્રવ્ય, આયુષ્ય, અક્કલ ને સર્વસ્વ એની શોધને સમર્પણ કર્યું. તે બે તો મળ્યાં નહિ: અમરત્વ, ચિરંજીવી યૌવન ને આરોગ્ય તથા સહેલાઈથી સોનું બનાવવાની વિદ્યા—એ બે કોઈને પ્રાપ્ત થયાં નહિ. પણ કદી ન ધારેલી એવી બીજી બહુ 'સંપત્તિ' એમાંથી માનવજાતિને મળી છે એવું આજે તો આપણને બરોબર ભાન થાય છે. એ કીમિયાની શોધોમાં અસંખ્ય રાસાયનિક ક્રિયાઓની શોધ થઈ, અનેક ધાતુઓની શુદ્ધિ થઈ, કેટલીય વનસ્પતિની બધી સંપત્તિની ખોજ થઈ, અને આખરે એ કીમિયાનાં 'ધાંધાં' તથા 'ઝુલો' એ જ રસાયનવિદ્યાનું પારણું થયાં–તેમાંથી જ રસાયનશાસ્ત્ર જન્મ્યું.

મધ્યકાળમાં યુરોપમાં પેરેસેલ્સસ વગેરેની દોરવણીથી આ પ્રવૃત્તિઓનો ઝોક માણસના રોગો તથા શરીરની પીડાઓ ટાળવા કે ઓછી કરવા તરફ વળ્યો. તે કાળમાં, ૧૮મી સદીના સાતઆઠ દસકા લગી પણ, રસાયન મોટે ભાગે વર્ણનાત્મક વિદ્યા રહી: જાણીતા પદાર્થો ક્યાંથી મેળવાય, કેવી રીતે બનાવાય, તેઓના ગુણ-ધર્મ શા છે, એ સર્વની હકીકતો-વિગતો-વિદ્યાઓનો મોટો ખજાનો હોય, અને વધતો જતો ખજાનો હોય, એવી રસાયનવિદ્યા થઈ રહી. આ સર્વ ઘણી ઉપયોગી તથા મૂલ્યવાળી હકીકતો હતી–ખાસ કરીને દવાઓ બનાવનારાઓને, વેપારીઓને, કીમિયામાં માનનારા તથા કીમિયામાં વધતા-ઓછા પારંગત એવા કારીગરોને, તથા પદાર્થમાત્રમાં જેઓને જિજ્ઞાસા કે કોઈ પણ જાતનો રસ હોય તેવા સર્વને. પણ તે વખતે તેમાં વિચાર-ચિન્તન-ફિલસૂફી વગેરે બહુ થોડાં હોવાથી બુદ્ધિશાળી તથા ચિન્તનશીલ મગજોને તેનું બહુ આકર્ષણ રહ્યું ન હતું.

આવાં કેવળ વર્ણનાત્મક, કે મોટા ભાગે વર્ણનાત્મક, ઘણાં વિજ્ઞાનશાસ્ત્રો હાલ જાણીતાં છે. જમીનની અંદર-

ભૂગર્ભમાં રહેલ તેમજ જમીન ઉપરનાં થરોમાં રહેલ પદાર્થોનાં ભૂશાસ્ત્રો, સજીવ સૃષ્ટિનાં પ્રાણિશાસ્ત્રો, વનસ્પતિ—ઝાડ-ફળ-ફૂલ વગેરેનાં વનસ્પતિશાસ્ત્રો, શરીરના અવયવો તથા અંગોનું 'ઍનૅટૉમી', વગેરે એનાં મુખ્ય ઉદાહરણો છે. છતાં તેઓમાં ય હવે વાદ, સિદ્ધાન્ત, સાધારણ નિયમ વગેરે દાખલ થયાં છે ને એ વિદ્યાઓને ય વિચારનું, વિજ્ઞાનશાસ્ત્રનું રૂપ વધુ ને વધુ મળતું જાય છે. ખગોળશા[સ્ત્ર] પણ એક વખતે માત્ર ગ્રહ-ઉપગ્રહ-તારા વગેરેની ગણત્રી-યાદી કરનાર વર્ણનાત્મક વિદ્યા જ હતી; હવે મોટામોટા ભૌતિક સિદ્ધાન્તો એમાંથી જડયા છે,—અથવા એમને લાગુ પડયા છે, કે કલ્પનાથી લાગુ પડાયા છે. ન્યૂટન-આઈન્સ્ટાઇન જેવાઓની પ્રતિભાએ આ વિદ્યાનું ગૌરવ બહુ જ વધારી દીધું છે. નાનાંમોટાં જુદાંજુદાં અનેક શાસ્ત્રોની સાથે ખગોળશાસ્ત્ર સંકળાએલું છે, અને આ પ્રાચીનમાં પ્રાચીન તેમજ એક રીતે સૌથી વધુ લોકપ્રિય એવું વિજ્ઞાનશાસ્ત્ર આજનાં વિજ્ઞાનોમાં ધુરંધર સમાન છે. શરીરને લગતાં કેટલાં વિજ્ઞાનો આજે થઇ ગયાં છે! એક જ વૈદક કે આયુર્વેદમાંથી આજ એટએટલાં શાસ્ત્રો એનાં અંગ-ઉપાંગ તરીકે ખીલ્યાં છે કે આપણને તેનો ખ્યાલ પણ નથી: મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓને કેટકેટલા વિષયો ભણવા પડે છે, એમના અધ્યાપકો કેટલાવિધ પ્રકારના દાક્તરો હોય છે, ને કેટલીક વાર માંદાં માણસની દવા કરાવવા જતાં કેટલે ઠેકાણે આપણને ભટકવું પડે છે, તે જ એનો કાંઇક ખ્યાલ આપે છે. આરોગ્યનાં આ સર્વ વિજ્ઞાનોમાં પોષણશાસ્ત્રનાં વિજ્ઞાન પણ ઉમેરવાં જોઇએ. આ બધાં પહેલાં વર્ણનાત્મક જ હતાં ને હવે તેમાં બીજું ઘણું આવ્યું છે.

આથી ઊલટી જ જાતનો વિષય ગણિતનો છે. બજારમાં સોદા કરવામાં તથા નામું લખવામાં તે બેશક બહુ વ્યવહારોપયોગી કહેવાય; પણ તે સિવાય તો તે માત્ર તર્કમય-ચિન્તનમય જ લાગે. કલ્પના તથા ગણત્રીનું જ ને અમૂર્ત સ્વરૂપનું શાસ્ત્ર હતું. એની જરૂરિયાત ગણત્રીબાજ મગજ ઉપરાંત માત્ર કાગળ-પેન્સિલની જ હોય છે. પણ આજે તેનું આ સ્વરૂપ ઘણા વ્યવહારોપયોગી સંબંધોથી સારી પેઠે બદલાઇ ગયું છે. ખગોળ, ભૌતિકશાસ્ત્ર, રસાયન ને સૌથી વધુ ઇજનેરી શાસ્ત્ર તે ય પૃથ્વી પાણી ને આકાશ વગેરેના એન્જિનીઅરિંગની વિદ્યાઓ એ હવે ગણિત સાથે ખૂબ મળી ગયાં છે.

એ જ રીતે રસાયનનું ય હવે કેવળ વર્ણનાત્મક સ્વરૂપ રહ્યું નથી. ૧૮મી સદીના પાછલા ભાગમાં આઇરિશ રૉબર્ટ બૉઇલ, ફ્રેન્ચ લેવૉઇઝીર વગેરે અર્વાચીન રસાયનશાસ્ત્રના પિતાઓ થયા. છતાં તે પછીનાં ૧૫૦ વર્ષોમાં આ અર્વાચીન રસાયનનું સ્વરૂપ પણ એટલું બદલાઇ ગયું છે કે જાણે તે નવું જ શાસ્ત્ર થયું ન હોય! નવા વિચારો, નવા પ્રયાસો, નવા સિદ્ધાન્તો હવે રસાયનશાસ્ત્રમાં વ્યાપી ગયા છે: નવીનવી શોધો તથા નવાનવા વિકાસોથી એનું સ્થાન આજે બહુ ઊંચું ને મહત્ત્વપૂર્ણ થયું છે.

વસ્તુતઃ આ રસાયનશાસ્ત્રનો વિષય 'પદાર્થ' છે: પદાર્થમાત્ર—આ પૃથ્વી પરનો કે પૃથ્વીની પાર વિશ્વના કોઇ પણ ભાગનો પદાર્થમાત્ર એ રસાયનનો વિષય છે: નજીક હોય કે દૂર હોય, ચાહે તો તે હવામાં અદ્ધર હોય કે સમુદ્રને તળિયે કે પાણીમાં ડૂબેલો હોય, પૃથ્વીની સપાટી ઉપર હોય, પૃથ્વીની અંદર દટાએલો હોય કે પર્વતના શિખર ઉપર હોય, નક્કર હોય, પ્રવાહી હોય કે વાયુ રૂપ સૂક્ષ્મ હોય, કોઇ પણ રંગનો કે જાતનો હોય,—પદાર્થમાત્રને રસાયનશાસ્ત્ર સ્પર્શે છે અને રસાયનશાસ્ત્ર એને પોતાનો વિષય માનીને એનું પૂરેપૂરું જ્ઞાન મેળવવા યત્ન કરે છે.

પણ એમ તો ભૌતિકશાસ્ત્ર(Physics)ને ય 'પદાર્થ'માં ઘણો રસ છે; તે ય ઘણા પદાર્થોનો અભ્યાસ તથા ઉપયોગ કરે છે. માટે ભૌતિક તથા રસાયનની પદ્ધતિ વિષે કાંઇક સ્પષ્ટતા કરવાની જરૂર છે. રસાયનનું લક્ષ્ય પદાર્થ



## વિજ્ઞાનીની પ્રાર્થના

•વસંતતિલકા•

આપો પ્રભો વિશદ તીવ્ર નિરભ્ર દૃષ્ટિ,
જિજ્ઞાસ ત્વરા થકી પ્રભો વળી મુક્તિ આપો
ને દંભનો—સકળ દંભભરી ક્રિયાનો
ને દીર્ઘસૂત્રી અથવા અધૂરાં રખાતાં
કાર્યો તણો સતત નિંદ્ય [illegible]
કાપે વિરોધ કરવા પ્રભુ શક્તિ આપો.

કલ્પી કરી ગણતરી શુભ સિદ્ધિ જે જે
પ્રત્યક્ષ સિદ્ધિ ન બને પરિણામે તે તે,
કે અજ્ઞનું કરી નિદાન ઉપાય એનો
યોજી સમર્થ ન હજુ કૃતકૃત્યતાથી,
નિદાન ત્યાં [illegible] આ નયનો નિરાશે,
ના હોય ત્યાં અકળમાં મુનિનો પ્રવેશ,
એવો પ્રભો હર વિઘ્ને આપો [illegible]

(અનુવાદ) રામપ્રસાદ પ્રે. બક્ષી

ના સર્વ ગુણધર્મો ઉપર તથા તેની સર્વ 'ક્રિયાઓ' ઉપર હોય છે; ત્યારે ગરમી, વીજળી, લોહચુમ્બકત્વ, ગતિ વગેરે 'શક્તિઓ' ભૌતિકશાસ્ત્રનાં લક્ષ્ય હોવાથી, તે 'શક્તિઓ'-ના સંબંધનો પદાર્થો, તે શક્તિઓ ઝીલનારા પદાર્થોના ગુણો, તે શક્તિઓનાં સંક્રમણો, વિકાસો, લીલાઓ વગેરે ભૌતિકશાસ્ત્રીનાં ખાસ લક્ષ્ય બને છે. દાખલા તરીકે ત્રાંબાનો તાર ગરમીને તથા વીજળીને બહુ ઝડપથી સ્વીકારે છે તથા પોતાની અંદર વહેવા દે છે (જેમ કાચના તાર અથવા રબરના તાર નથી કરતા), એ બનાવ તથા એનાં પરિણામો વગેરેનો અભ્યાસ ભૌતિકશાસ્ત્રનો વિષય છે. બીજી પાસથી આવી શક્તિના સંસર્ગથી કે અન્ય પદાર્થોની ક્રિયાથી ત્રાંબાની ધાતુમાં કાંઈ પણ ફેરફાર થાય, નવા ગુણધર્મો કે નવા પદાર્થો પેદા થાય તો તેનો ખાસ અભ્યાસ રસાયની કરે છે. વીજળીથી ત્રાંબામાં કાંઈ રસાયી ફેર થતો નથી, પણ પાણી, મીઠું વગેરે બીજા પદાર્થોમાંથી વીજળીના સાધન વડે નવા પદાર્થો છૂટા પડે છે: જુદીજુદી રીતે આ વાત ભૌતિકશાસ્ત્રી તેમજ રસાયનશાસ્ત્રી બંનેને કુતૂહલ ને રસ ઉત્પન્ન કરે છે. વીજળીથી ત્રાંબાના તારમાં, વીજળી તેમાં હોય તે સમય દરમ્યાન બેશક, નવા ગુણો માલૂમ પડે છે: પણ વીજળી જતાં તાર લગભગ પહેલાંના જેવો જ થઈ જાય છે; ને આથી જ કેટલાંય વર્ષો લગી એના એ તારો આપણને કામ આપે છે.

ગરમીની અસર કાંઈક તેવી તથા કાંઈક જુદી પણ થાય છે. ત્રાંબાનો તાર ખૂબ ગરમ થાય ત્યારે તે લાલચોળ થાય, પણ ઠંડો થયે તે ગુણ જતો રહે છે. પણ તે ઠંડો પડ્યા પછી પહેલાંના જેવો જ થઈ જાય છે? સાફ થએલું ત્રાંબું ચળકતું, તેજ મારતું, જે રંગનું પહેલાં હોય છે તેવું, ઠંડું થયા પછી રહેતું નથી. તેનો ચળકાટ જતો રહે છે; ચકચકિત ત્રાંબાના રંગની જગ્યાએ હવે જરા ઘેરો તપખીરિયો રંગ આવે છે. તે ગરમ હોય છે ત્યારે હવામાંનો પ્રાણવાયુ (ઑક્સિજન-Oxygen gas) તેની સાથે રાસાયનિક સંયોગ કરવા માંડે છે ને તેને પરિણામે ત્રાંબુ + પ્રાણવાયુ બન્નેનો મળેલો ('કૉપર ઑક્સાઈડ') નામે પદાર્થ છારી રૂપે એના પર જામી જાય છે. આ છારીનો રંગ ઘેરો, જરા કાળાશપડતો હોય છે. તેને તેજાબથી ધોઈને ફરી ચકચકિત કરી શકાય. પણ બીજી પાસથી આ છારી તારની અંદરની—છારીની નીચેની ધાતુનું પ્રાણવાયુના વધુ હુમલામાંથી રક્ષણ કરે છે. કેટલાંક ત્રાંબાનાં વાસણો, ફર્નિચરની ચીજો, ખીંટીઓ વગેરે પર, એ વધારે ટકે માટે, આવી છારીવાળી સપાટી (Oxidised Copperની સપાટી) ખાસ બનાવવામાં આવે છે. આ છારી પોતે જ કાટરૂપ હોવાથી તે ત્રાંબાને વધુ કાટ લાગતો નથી.

આ છારી—ધાતુઓ ઉપર લાગતો કાટમાત્ર—રાસાયનિક ક્રિયાનું એક જૂનું, જાણીતું ને સરસ ઉદાહરણ છે. ધાતુઓની પ્રાણવાયુની સાથેની આ ક્રિયા, તેમાંથી નવા પદાર્થની ઉત્પત્તિ, બીજી કેટલીક ધાતુઓની બાબતમાં આથી બહુ ઝડપથી થાય છે, ને બીજી કોઈક ધાતુઓનો પ્રાણવાયુની સાથે ગમે તેટલો સંગમ હોય તોપણ આવો કાટ તેને લાગતો જ નથી. સોનું, ચાંદી ને પ્લૅટિનમ એ બીજા પ્રકારની ધાતુઓ છે. તેને અગ્નિમાં તપાવ્યા છતાં ય કાટ નથી ચડતો માટે તેને અમીરી (noble) ધાતુઓ કહે છે. બીજી પાસથી લોઢાની ભૂકી પ્રાણવાયુથી ભરેલા કાચના વાસણમાં (જરા ગરમ કરીને) ઉતારીએ તો તે બંનેનો સંયોગ એકદમ થાય છે: લોઢનો કાટ બને છે, અને સાથે તારામંડળ (ફૂલકણી-સળગાવતાં ખરે છે તેમ) બની સુંદર દેખાવ પણ આપે છે. મતલબ કે, લોહ અને પ્રાણવાયુનો આવો સંયોગ થાય છે ત્યારે તેમાંથી અગ્નિ ને તેજ પણ ઝરે છે. લોઢાનો કાટ એ બીજી સાધારણ અવસ્થામાં તો રોજ જોઈએ એવી ચીજ છે. લોઢાના ઉપયોગમાં આ કાટ એ જ મુખ્ય ખામી છે, અને કાટ થવાની તે ક્રિયા અટકાવવાને અથવા મંદ કરવાને ઘણા ઉપાયો હવે અજમાવાય છે, પણ તેની સફળતા થોડી જ છે.

સોડિયમ ને પોટૅશિયમ જેવી હળવી ધાતુઓ તો વળી બહુ જ ઝડપથી પ્રાણવાયુ તથા પાણીની સાથે મળે છે. કોયલાનું તત્ત્વ 'કાર્બન' નામથી જાણીતું છે. તે ધાતુ નથી, છતાં તે ય પ્રાણવાયુની સાથે સંયોગ પામે છે ત્યારે તાપ અને ભડકા થાય છે એ તો આપણો રોજનો અનુભવ છે. લાકડામાં બીજાંય તત્ત્વો ને પદાર્થો આવે છે, છતાં તેમાં કાર્બન તથા પ્રાણવાયુ સંયોગ પામીને તરત એક પદાર્થ પ્રકટ કરે છે. તે વાયુ રૂપ છે. તેનું નામ 'કાર્બોનિક ઍસિડ' અથવા 'કાર્બન ડાયૉક્સાઇડ.' આપણે શ્વાસ પાછો કાઢીએ છીએ ત્યારે આ વાયુ બહુ પ્રમાણમાં હોય છે. તેથી માલૂમ પડે છે કે કોયલો સળગે છે ત્યારે જે રાસાયનિક ક્રિયા થાય છે તેવી જ ક્રિયા શ્વાસ લેતાં ય થાય છે. કોયલા તથા પ્રાણવાયુની રાસાયનિક શક્તિનો ઘણો ભાગ આમ ગરમીમાં બદલાવાથી આપણને વરાળ, વરાળયંત્રો વગેરે વાપરવાની સગવડ મળે છે. એ ઉપર તો આજના જીવનનો ઘણો આધાર રહેલો છે.

ગંધક ને ફૉસ્ફરસ વળી બીજાં મૂળ તત્ત્વો છે. તેઓ પણ ધાતુ નથી, પણ પ્રાણવાયુની સાથે તેઓ પ્રકાશ તથા ગરમી આપતાંઆપતાં સંયોગ પામે છે, ને તેમાંથી એ બન્ને મૂળ તત્ત્વોના તેજાબો બની જાય છે.

'હાઇડ્રોજન' કરીને એક વાયુ જરા ચમત્કારભરેલો છે. તે હવામાં હાજર નથી, પણ બીજા ઘણા પદાર્થોમાં

મૂળતત્ત્વોની સાથે સંયોજન પામી રહેલો છે ને તેમાંથી એને અલગ કરી શકાય છે. આવો સૌથી સસ્તો પદાર્થ પાણી છે. તેમાંથી તેને વીજળીથી કે પદાર્થોની રાસાયનિક ક્રિયાથી જુદો પાડી શકાય છે. આ હાઇડ્રોજન તથા પ્રાણવાયુ (ઑક્સિજન) એ બેને ખૂબ મેળ છે. તેઓના મેળ ઉપર રસાયનની ઘણી ક્રિયાઓનો આધાર રહેલો છે. આ બન્ને વાયુઓ જ્યારે સંયોગ પામે છે ને તેમાંથી પાણી બને છે, ત્યારે અત્યન્ત ગરમી, પ્રકાશ તથા મોટો ધડાકો ય (ઘણી વાર) થાય છે. આ હાઇડ્રોજન વાયુ જગતની હલકામાં હલકી ચીજ છે, ને તેથી એનો ઉપયોગ ફુગ્ગાઓમાં, સાબુના પરપોટાઓમાં ને બલૂનમાં ઘણો કરવામાં આવ્યો છે.

પ્રાણવાયુની સાથેનાં સંયોજનો સંસારની વનસ્પતિની, માનવીની તેમજ અન્ય પ્રાણીઓની પ્રવૃત્તિઓમાં તથા જીવનમાં બહુ મહત્ત્વનો ભાગ લે છે. તેથી રસાયનશાસ્ત્રમાં ય તે આગળપડતું સ્થાન લે છે. પણ આવી તો બીજી અગણિત રાસાયનિક ક્રિયાઓ કુદરતમાં બને છે ને જાણીતી પણ છે. એ બધી ક્રિયાઓ સમજવી સહેલી નથી, ને બધીનો ઉલ્લેખ પણ અશક્ય છે.

સન ૧૯૧૪–૧૮ના પહેલા મહાયુદ્ધ પછી યુદ્ધના સંબન્ધમાં રસાયન બહુ આગળપડતું આવ્યું: લડાઇમાં ઝેરી વાયુઓનો ઉપયોગ થયો ને કેટલાક રસાયનશાસ્ત્રીઓને મતે તો તે વધારે સફળ, ને ઓછી નાશકારક રીત હતી. લશ્કરી અમલદારોમાં તેમજ લડાઇ ચલાવવા સંબન્ધનાં જુદાંજુદાં ખાતાઓમાં રસાયનીઓની ગોઠવણ તથા માંગ એકદમ વધી ગઈ. વીસેક વર્ષ પછી બીજું મહાયુદ્ધ શરુ થયું ત્યારે એમ માનવામાં આવતું હતું કે 'રાસાયનિક યુદ્ધ' એમાં બહુ અગત્યનો ભાગ ભજવશે, ઘોર સંગ્રામ, ભયંકર વિનાશ વગેરે થશે. પણ સન ૧૯૪૫ ના ઑગસ્ટ લગી તેવું થયું નહિ. પરંતુ તે પછી જે થયું તેણે તો માનવ-ઇતિહાસમાં નવું પ્રકરણ શરુ કર્યું: 'ઍટમ-બૉમ્બ' પડયો. તેની વિગતો હવે તો પ્રગટ થઇ ગઈ છે. રસાયનશાસ્ત્રીઓ ઉપરાંત બીજા ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓએ આમાં જે અથાગ મહેનતે ને સહકાર આપ્યાં છે, રાજ્યો-રાજ્યોએ જે બેશુમાર ખર્ચ કર્યો છે તે સર્વ જાણીતું છે. એ 'ઍટમ-બૉમ્બ'થી રસાયનનું નામ, વિજ્ઞાનમાત્રનું નામ, બત્રીસીએ ચઢ્યું. વિજ્ઞાનના દુરુપયોગનું આ ઉદાહરણ છે એમ કેટલાક માને છે, ઘણાઓ નથી પણ માનતા. દુરુપયોગ હોય તો ય તેમાં મનુષ્યનો દોષ છે; રસાયન કે વિજ્ઞાન તેમાં શું કરે? વિજ્ઞાન (ને રસાયન પણ) એ તો એક શાસ્ત્ર છે—બેધારી તલવાર છે: જેમ વીંઝો તેમ વઝાય ને કાપે. એની ચર્ચામાં તેમજ એના ભવિષ્યમાં ઊતરવાનું આ સ્થાન નથી. પણ બે વાત અહીં જણાવવી જરૂરની છે: સત્ય અભિપ્રાય બાંધવાને માટે.

એક એ કે દારૂગોળો એ પણ રસાયનની યુદ્ધદેવતાને ચરણે લગભગ પહેલી સેવા છે એ યાદ રાખવું જોઇએ. ઍટમ-બૉમ્બના બીજા દારૂગોળામાં, બંદૂક, તોપ, શેલ વગેરેમાં છે. તેઓને તો કોઇએ નિંદ્યાં નથી; પણ સૌથી પહેલાં તો એ સર્વને ગુનેગાર ઠરાવવાં જોઇએ.

બીજી વાત એ કે રોમ-ગ્રીસની પુરાણ-કથાઓમાં રાસાયનિક લડાઇનું કશું સંભળાતું નથી; પણ આપણી પુરાણ-કથાઓમાં જેમ એક પાસથી રામચંદ્રજીનું પુષ્પક વિમાન તથા દેવતાઓનાં વિમાનો પુષ્કળ આવે છે, તેમ બીજી પાસથી ભયંકર અસ્ત્રો ય વપરાતાં હતાં: સર્પ વર્ષાનારું 'સર્પાસ્ત્ર', ને તેનો નાશ કરનારું 'ગરુડાસ્ત્ર', ને એ ગરુડોને ચગદી નાખનાર 'પર્વતાસ્ત્ર' ને વળી તેનો ઉતાર 'વજ્રાસ્ત્ર', અને વાયુનાં તોફાનો પ્રસારનારું 'વાયુ-અસ્ત્ર' ને આખી સેનાને બેશુદ્ધ કરનાર સંમોહનાસ્ત્ર (જે લક્ષ્મણની સેનાની સામે અશ્વમેધના યુદ્ધમાં લવ-કુશે વાપર્યું હતું) એ સૌ તો વારંવાર વર્ણન પામે છે. આ અસ્ત્રો ખાસ સિદ્ધ પુરુષોની પાસે જ રહેતાં: અસાધારણ તપ કે કૃપા વિના તે કોઇને આપતા નહિ. લવ-કુશને ય આવાં અસ્ત્રો તેઓ ગર્ભમાં હતા ત્યારે જ શ્રી રામચન્દ્રે પોતે વરદાન તરીકે તે આપ્યાં હતાં એવી કથા છે. તે વડે લવ-કુશનું ઓળખાણ વધુ સહેલું બન્યું. એવુ આ બધી વાતોનો સાર એ છે કે આવાં બળવાળાં અસ્ત્રો પ્રાચીન હિન્દમાં ય હોવાં જોઇએ, અને તે પણ અધિકાર વિના કોઈ પ્રાપ્ત કરી શકતું નહિ.

# બંધન

એમ ન કહો કે મૃદંગ અંદરથી શૂન્ય છે. એમાં તો અનંત તત્ત્વ ભરેલું છે. કેવી અદ્ભુત છે એની રચના! એક પોલા કાષ્ઠખંડમાં બન્ને બાજુ ચામડું મઢેલું છે; અને તે બંધનથી સારી રીતે જકડવામાં આવેલું છે.

તમારી થપાટોથી એણે સહસ્રો વાર સંસારને મુગ્ધ બનાવ્યો છે. એવો કયો મધુર ઘોષ છે જે એમાંથી નહિ નીકળતો હોય!

પરંતુ હવે તમે આ શું કરી રહ્યા છો? તમે તો એ મૃદંગના ગુણવેષ્ટનને જ કાઢી નાખવા મંડી પડયા! એથી તો એ નકામું થઈ જશે. એનું સૌષ્ઠવ અને કૃતાર્થતા તો બંધનમાં જ રહેલાં છે; બંધન વડે જ એ પોતાની મર્યાદામાં રહે છે.

શંકરદેવ વિદ્યાલંકાર

# ગોવર્ધનધારીનું પ્રાચીન શિલ્પ

લેખક · ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમુદાર
રિપ્રગર રીસર્ચ સ્કૉલર · મુંબાઈ યુનિવર્સિટી

પશ્ચિમ હિંદમાં, શ્રીકૃષ્ણના બાલચરિતમાંના એક મહત્ત્વના પરાક્રમને ચિરંજીવ બનાવનારું શિલ્પ જોધપુર પાસેના મંડોર ગામના ભગ્નાવશેષોમાંથી મળ્યું છે. એ શિલ્પનો સમય પુરાતત્ત્વવિદોની દૃષ્ટિએ, ઈસવીસનની પાંચમી કે છઠ્ઠી સદી હોવાનું માનવામાં આવે છે. ગુપ્ત સામ્રાજ્યના મધ્યાહ્નનો એ સમય હતો.

ગુજરાતમાં નરસિંહને મીરાની ભક્તિની જ્વાલાઓ ક્યારથી ને ક્યાંથી દેખાવા લાગી એ પ્રશ્નને શ્રી ગોવર્ધનરામભાઈએ ને તે પછી આચાર્ય આનંદશંકરભાઈએ રજૂ કરતા તે પૂર્વમાંથી પશ્ચિમમાં યાત્રાએ નીકળેલા ગૌરાંગ ચૈતન્યદેવના સોળમા શતકના મધ્યમાં થયેલા આગમનને લીધે જ કૃષ્ણભક્તિ સ્ફુટ સ્વરૂપમાં ગુજરાતમાં ફેલાઈ હોવાનું અનુમાન કર્યું હતું.

પરંતુ ભગવાન કૃષ્ણના ગોકુલેશ અને મથુરેશ સ્વરૂપ પછી એ લાંબા કાળ સુધી દ્વારકેશ તરીકે જ પ્રસિદ્ધ થયા છે: એટલે જ્યારથી 'કૃષ્ણચંદ્રની કૌમુદી-જ્યોત્સ્ના જ્યોતિ ફેલાવે એવો જ સ્વદેશ'—એનો ગુણિયલ ગુર્જર દેશ ગણાવા લાગ્યો ત્યારથી કૃષ્ણદેવનાં બાલચરિત્રો અને પરાક્રમો પશ્ચિમ હિંદમાં ખૂબ પરિચિત હોય એમાં આશ્ચર્ય જેવું કાંઈ હોય જ નહિ.

એટલે વિષ્ણુભક્તિની સાથેસાથે કૃષ્ણનાં અવતારચરિતો પ્રત્યેની ભક્તિ પણ ફેલાતી ગઈ એ બાબતના પુરાવા પુરાતત્ત્વમાં, કાવ્યમાં, નાટકમાં, રાસ ને હલ્લીસક નૃત્યમાં તથા ગીતોમાં ખૂબ મળી આવ્યા છે (વિસ્તાર માટે જુઓ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીકૃત 'વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ' નવી આવૃત્તિ).

શ્રીકૃષ્ણ 'લીલા-પુરુષોત્તમ' કહેવાય છે: તેમની અલૌકિક બાલલીલાઓ જનહિતકારી ને ધર્મસંસ્થાપનારી હતી. તેમનાં અનેક નામોમાં 'ઇન્દ્રદમન' તથા 'ગોવર્ધનધારી' અથવા 'ગિરિરાજધરણ' એ પ્રસિદ્ધ છે.

શ્રીમદ્ભાગવત, દશમ સ્કંધના અધ્યાય ૨૪માં આ ચરિત્રકથાનક આપેલું છે: વ્રજના ગોપલોકો પ્રતિવર્ષ ઇન્દ્રરાજને પ્રસન્ન કરવા 'ઇન્દ્રમહોત્સવ' કરતા. આ મહોત્સવને ટાળીને શ્રી કૃષ્ણે ગોવર્ધનપર્વતનું પૂજન કરવાની ગોપોને સલાહ આપી. 'કારણ કે', તેમણે કહ્યું, 'આપણા વ્રજવાસીઓનું સાચું કલ્યાણ ગોવર્ધન પર્વત કરે છે. આપણું ગોધન તેના આધારે જીવે છે, તથા આપણે સૌ પણ તેની છાયામાં આનંદ કરીએ છીએ. તેથી ઇન્દ્રની નહીં પણ ગોવર્ધનની પૂજા આપણે કરવી જોઈએ.'

વ્રજવાસી વૃદ્ધ ગોપ પણ શ્રીકૃષ્ણના મતના થયા; ને ઇન્દ્રમહોત્સવને બદલે ગોવર્ધનપૂજા કાર્તિક સુદ પડવાએ કરવામાં આવી. આથી દેવેંદ્ર ઇન્દ્ર કોપ્યા; બારે મેઘ ગોકુળને ધસડી જવા વરસવા લાગ્યા. ગાયો, ગોપ, ગોપી—બધું તણાવા લાગ્યું: શ્રીકૃષ્ણનું તેમણે શરણ માગ્યું.

શ્રીકૃષ્ણે માત્ર ટચલી આંગળીએ ગોવર્ધનને ઊંચકીને ટકવી રાખ્યો ને સાત[•] દિવસ સુધી એમ સૌનું રક્ષણ કર્યું. આમ એમણે ઇન્દ્રના અભિમાનનું દમન કર્યું તેથી તેમનું નામ 'ઇન્દ્રદમન' પડ્યું. ગિરિરાજને નિમિત્તે





જમણી બાજુ મથાળે: 'ગોવર્ધનધરણ' તથા 'શકટભંગ'ના પ્રસંગોવાળું શિલ્પ; નીચે: ગોવર્ધનધરણનો પ્રસંગ આલેખેલું 'બાલગોપાલ સ્તુતિ'ની પ્રાચીન પ્રતનું પાનું (ડિરેક્ટર જનરલ ઑફ આર્કિયૉલૉજીના સૌજન્યથી)

તેમાં વસેલા વાસુદેવને આરાધવા માટે આજે પ્રતિવર્ષ વૈષ્ણવમંદિરોમાં અન્નકૂટ મહોત્સવ ઉજવાય છે.

આ ચરિત્ર આખ્યાયિકાનું મૂળ છેક વેદમાં જોઈ શકાય છે વિષ્ણુએ પર્વત માટે કરેલા યજ્ઞને રાજા વરુણ તેમજ અશ્વિનીકુમારોએ અનુમોદન આપવાથી ઇન્દ્રે કોપ કર્યો. તેથી વિષ્ણુએ યજ્ઞનિવારણમાં સમર્થ અને યજ્ઞદ્રવ્યનો ઉપભોગ કરવાવાળા શ્રેષ્ઠ પર્વતને ધારણ કર્યો.

મહાભારતના સભાપર્વમાં (એટલે ઈ. સ. પૂર્વે નિદાન પાંચસો વર્ષ પહેલાંના ગ્રંથમાં) શિશુપાલ ભીષ્મ આગળ કૃષ્ણની નિન્દા કરે છે ત્યાં એ 'શકટભંગ' તથા 'ગોવર્ધન-ધરણ' બંનેનો ઉલ્લેખ કરડાકીમાં કરે છે: 'જેણે પગવડે જડકાષ્ઠના ગાડાને ઉલાળી મેલ્યું તેમાં આશ્ચર્ય શું? વળી માટીના ઢગલા જેવા—એક રાફડા જેવા ગોવર્ધનપર્વતને એક સપ્તાહ સુધી ઉપાડી રાખ્યો એમાં ભારે શું કરી નાખ્યું? આ વાતો સાંભળી લોકોને શેનો વિસ્મય થાય છે?'

એ બંને પ્રસંગોને મૂર્ત કરતા ઉપર્યુક્ત શિલ્પનાં ચિત્રો આ સાથે આપ્યાં છે. આઠ ફૂટ ઊંચી ને અઢી ફૂટ પહોળી શિલા પર મથાળે ગોવર્ધનધરણનો પ્રસંગ અને નીચે શકટભંગનો પ્રસંગ કોતરેલો છે: (જુઓ ફોટો નં. ૧ ડિરેક્ટર જનરલ ઑફ આર્કીઑલૉજીના સૌજન્યથી) શિલ્પશૈલી ગુપ્ત સમયની છે. ઈ.સ.ના ત્રીજા શતકમાં થઈ ગએલા ભાસકવિના 'બાલ ચરિત' નાટકમાં 'गोवर्धनोद्धरणमप्रतिमप्रभावं । बाहुं सुरेश ! तव मन्दरतुल्यसारम् ।'—એ રીતે આ પ્રસંગનો ઉલ્લેખ મળે છે.

આ સિવાય બીજાં વિષ્ણુ સંબંધી પુરાણોમાં પણ આ પ્રસંગને સ્થાન મળેલું છે. વળી ઇન્દ્રમહોત્સવ અને ઇન્દ્રયાગ ઈસવીસન પૂર્વેથી ઉજવાતો હતો એવો ઉલ્લેખ મળે છે: તે ઉપરથી જણાય છે કે શ્રીકૃષ્ણે બંધ કરાવેલો આ માર્ગ પાછો શરૂ થયો હશે. બારમા શતકના 'દ્વાશ્રય'માં શ્રી હેમચંદ્રાચાર્યે આ ઉત્સવની નોંધ લીધેલી છે.

એકંદરે ગિરિધારણનું પરાક્રમ હિંદભરમાં એટલું બધું વૈષ્ણવજનપ્રિય બનેલું જણાય છે કે એ પ્રસંગનાં દ્વિભુજ તેમજ ચતુર્ભુજ શિલ્પસ્વરૂપો મથુરા, સારનાથ, બિકાનેર, પહાડપુર, વેરાવળ, જૂનાગઢ, હળેબીડ, મંડોર,—એમ હિંદના ચારે ખૂણામાં વ્યાપ્ત છે. કેટલાંક શિલ્પોમાં શ્રીકૃષ્ણનું બાલસ્વરૂપ અલોપ થયું છે તો કેટલાંકમાં તેમનું મનુષ્યાવતારી દ્વિભુજ શરીર બદલી નાખવામાં આવ્યું છે.

એ સર્વ શિલ્પોમાં આ લેખમાં રજૂ કરેલું મંડોરનું શિલ્પ ખૂબ અગત્યનું છે. બાલકૃષ્ણને માથે વાળના ગુચ્છાનું છોગું છે. એ નટવર સ્વરૂપની મદદમાં બીજા વૃદ્ધ ગોપ ટેકો દઈ રહ્યાનું જણાય છે. પગ આગળ ગાયોનું ધણ આશરો લઈ રહ્યું છે.

જેમ શિલ્પમાં તેમ હિંદી ચિત્રકલામાં પણ પ્રાચીન કહી શકાય તેવું, ગુજરાતી શૈલીનું, બિલ્વમંગળસ્વામી રચિત 'બાલગોપાલસ્તુતિ'ના કૃષ્ણસ્તોત્રના શ્લોકને રંગરેખામાં રજૂ કરતું આ ચિત્ર પંદરમા સૈકાનું અને રાજપૂત શૈલીના જન્મ પહેલાંનું છે. બાજુ પર આપેલો શ્લોક 'छत्रीकृत' ગોગોપ ઉપર ગ્રાવ પર્વતનો ઉલ્લેખ કરે છે. (જુઓ ફોટો નં. ૨)

*સરખાવો ગોપાલદાસકૃત 'વલ્લભાખ્યાન' (રચના સં. ૧૬૧૫): 'સાત દિવસ ગિરિવર કર ધાર્યો, વાસવ ગર્વ નિવારી જ'.



# પ્રવાસીને

જિંદગીના હે પ્રવાસી!
માર્ગે યાત્રાનો અજાણ્યો,
કોઈનો નહિ સાથ: સાહસ ખેડવા ચાહે, પ્રવાસી!

વીતશે દિવસો શું, વર્ષો!
આયખાનો છે ય છેડો
પાલવે નહિ એવડો છે પંથ આ લાંબો, પ્રવાસી!

ભેટશે રસ્તે તને,
થાકેલ, મૃત્યુપ્રાય, ને
પથની ભયંકરતા તણા કરશે ઈશારા, હે પ્રવાસી!

એ ઈશારાને ઉવેખી,
બીકતા સર્વે ફગાવી,
હામ તો હૈયે ધરી આગે કદમ ધરવા, પ્રવાસી!

જિંદગી કેરી કિતાબે
દર્દ ટપકે પાને પાને,
કાયરો એ તાકતા ને ધ્રૂજતા રહેતા, પ્રવાસી!

મર્દદિલને બીજું શાનું?
ફૂંકી દે કિસ્મતનું પાનું;
પંડ કેરી રોશની પંડે જ બનવાનું, પ્રવાસી!

હોય એ સંકલ્પશક્તિ,
ધૈર્ય ને નિઃસ્વાર્થભક્તિ,
તો જ ડગ ઉપાડ; નહિતર ક્યાં જ વળ પાછો, પ્રવાસી!

ક્યાં જ વળ પાછો, કરી લે
શાન ના સૂઝે ફરી, ને
વાત એ ભૂલી જજે કે જિંદગીનો તું પ્રવાસી.

જિંદગી જિંદાદિલી—
જો એ હકીકત વીસરી
તો જીવતું મોત તને હેતે પુકારશે, હે પ્રવાસી;
મોત કેરા રે પ્રવાસી!

અશોક હર્ષ

ગિલ્લીદંડાની રમત કોઈ ને કોઈ રૂપે લગભગ આખા હિંદમાં પ્રચલિત છે. તેની ઉત્પત્તિ, વિકાસ ને પ્રદેશવાર થએલી વિભિન્નતા વગેરે બાબતો આ વિષયના સંશોધકો માટે એક રસિક અને અગત્યનું ક્ષેત્ર પૂરું પાડે છે.

આપણા ગુજરાતમાં, તેનાં બે સ્વરૂપો વધારે પ્રચલિત લાગે છેઃ એક 'લાલગ લાલ'ને બીજું 'વખત-રૈંટ'. આમાંનું બીજું સ્વરૂપ હિંદના વધારે ભાગોમાં પ્રચલિત હોવાનો સંભવ છે; કારણ કે ગિલ્લીદંડાની ઉત્પત્તિ મૂળ તો દક્ષિણ હિંદમાંથી થએલી જણાય છે, અને તે ઉત્પત્તિ વખતનું તેનું સ્વરૂપ 'વખત-રૈંટ' હશે એમ માનવાને કારણ છે છતાં, એ બાબત જવા દઈએ તો પણ એટલી વાત તો સાચી કે આ સ્વરૂપ ગુજરાતમાં તો ખૂબ જ પ્રચલિત અને પૂરેપૂરું પરિચિત છે.

પણ, આ રમત જેટલી પરિચિત છે તેટલા જ જોરદાર તેને મારેના પૂર્વગ્રહો પણ છે. એ તો 'ગામઠી' અને 'નાનાં છોકરાં માટેની' છે એમ ઘણા માને છે. અને લાગે છે કે આપણી જાતને આ માન્યતામાંથી અને આ રમતને આ માન્યતાના બોજમાંથી બચાવી લેવાનો સમય હવે આવી ગયો છે. કોઈપણ વસ્તુ વધારે જટિલ કે અવ્યવસ્થિત લાગે તેને માટે આવા ખ્યાલ રૂઢ થઈ જાય એ સ્વાભાવિક છે, પણ એમાંથી મુક્ત થઈ, રમતનાં તત્ત્વોમાં રહેલી, વિકાસની શક્યતાનો વિચાર કરી, તે દિશામાં પ્રયત્ન કરવામાં આવે તો આ રમતોને તેનું સાચું સ્થાન મળે. ઘણા દેશોએ પોતાની જૂની રમતોને આ પ્રમાણે સુવ્યવસ્થિત કરી છે. તેની નિયમબદ્ધતા ને સુવ્યવસ્થા જોયા પછી આપણામાં આપણી રમતો માટે લઘુભાવ-ગ્રંથી બંધાઈ ગઈ છે. એમાંથી મુક્ત થવા આ રમતનું રૂઢ સ્વરૂપ જોઈને પછી તેનું વ્યવસ્થિત સ્વરૂપ કેવું થઈ શકે છે તે જોવું જરૂરી છે.




સંસ્કારીને શિસ્તબદ્ધ બનાવેલી ગિલ્લીદંડાની રમતના મેદાનનો નક્શો

### રૂઢ સ્વરૂપ

બિન-લેખી નિયમોથી રમાતી આ રમતનું રૂઢ સ્વરૂપ પ્રમાણે છે. શેરીના છોકરા ભેગા થાય. બે નાયક બને. તેઓ બીજાઓને 'માગી લે' ને બે ટુકડી થાય. પછી 'લીક-ચુક' કરવામાં આવે અને જીતે તે, મોટે ભાગે, દાવ લેવાનું નક્કી કરે. તેમાંનો એક જણ મેદાનમાં આવી યોગ્ય જગાએ 'ગબી' ખોદે, ને 'ઉચવા' માટે તૈયાર થઈને ઊભો રહે. દાવ નાર ટુકડી તેની સામે આઘીપાછી છૂટીછૂટી ગોઠવાઈ

# ગિલ્લીદંડા



## આપણી તળપદી પણ ત્યજાએલી, ગઈકાલની એ ગામઠી રમતને આવતી કાલની આગળપડતી રમત બનાવવાનું તેનું સંસ્કારેલું રૂપ

જાય અને તેને અદ્દલ કરવા કે ઝીલવા માટે તૈયાર થઈ જાય. દાવ લેનાર ઈચે. 'વાંકું ઊગવાની સહી' એમ અગાઉથી જાહેર થયું હોય તો ઉચાએલી ગિલ્લી વાંકી પડી છે કે સીધી તેના વિષે મતભેદ પડે, તકરાર થાય, સમાધાન થાય, રમત આગળ ચાલે. ઈચવામાં રમનારનો દાવ ના જાય તો પછી તે 'ટોલ્લો મારે.' ગિલ્લી જ્યાં પડી હોય ત્યાંથી દાવ આપનાર કોઈ પણ એક ભિલ્લુ ગિલ્લીને ગબી તરફ ફેંકે. વચમાં દાવ લેનાર તેને ફટકો મારવા પ્રયત્ન કરે. પછી ગિલ્લી જ્યાં અટકી હોય ત્યાંથી ગબી સુધી 'નખત, રેંટ, મૂઠ, નાર, અંગી, ખંડો, જગુ એ ક્રમમાં ભરાય તેટલા દંડા ભરવામાં આવે. દાવ લેનાર ચકોર હોય તો દંડા એવી રીતે લાંબાટૂંકા કરીને ભરે કે જેથી છેવટનો દંડો પોતાને ફાવતો દંડો આવે. આમાંથી પાછી તકરાર થાય, કેટલીક વખત ઝગડે અને રમતનો બિન-પરિણામી અંત આવે અથવા સમાધાન સાથે રમત આગળ ચાલે. દંડા ભરવામાં છેક છેવટે જે દંડો ભરાયો હોય તે દંડાના નામનો પ્રકાર (દા. ત. નાર) દાવ લેનાર મારે. અને ટોલ્લો માર્યા પછી જે રીતે રમત આગળ ચાલી હતી તે રીતે આગળ ચાલે. જ્યાં સુધી રમનારે ફટકો મારેલી ગિલ્લી કોઈ દાવ આપનાર ઝીલે નહિ અગર દાવ આપનારે ફેંકેલી ગિલ્લી ગબીથી એક દંડાની મર્યાદામાં જઈ અટકે નહિ ત્યાં સુધી દાવ લેનાર રમ્યા કરે અને 'જગુ' કર્યા કરે.

આ રીતે બંને ટુકડીના બધા ભિલ્લુ રમે ને દરેક ટુકડીના બધા ભિલ્લુના મળી જેટલા જગુ થાય તે પરથી રમતનું પરિણામ નક્કી થાય. આ પરિણામનો પ્રકાર નક્કી કરવામાં પણ કેટલીક વિવિધતા હોય છે, પણ હમણાં તે જવા દઈએ.

આ વર્ણન એટલા માટે કર્યું છે કે રમતના વ્યવસ્થિત સ્વરૂપને સમજવા માટે તે જરૂરી છે. આ રમત ગામઠી લાગવા માટેનાં કારણોમાં મુખ્ય એ છે કે તેમાં તકરારો થાય છે, અને તેનાં કારણોમાં દંડા ભરવાની રીત, ઉચાએલી ગિલ્લી વાંકી છે કે સીધી, દાવ આપનારે, ગિલ્લી જ્યાં પડેલી ત્યાંથી જ ફેંકી છે કે આગળથી, વગેરે ઘણી નાનીમોટી બાબતોનો તેમાં સમાવેશ થાય છે. અને આ તકરારો વખતે કોનો નિર્ણય છેવટનો તે નક્કી કરનાર હોતું નથી.

એટલે, જો રમતને વ્યવસ્થિત સ્વરૂપ આપવું હોય તો આ બધી બાબતોનો વિચાર કરવો જોઈએ. અમદાવાદ વ્યાયામ મંડળે એ વિચાર કરીને તેને માટે સ્પષ્ટ નિયમો ઘડ્યા છે.

તેમાં મુખ્ય વાત એ ધ્યાનમાં રાખી કે (૧) રમતનાં મૂળ તત્ત્વો શક્ય તેટલે અંશે કાયમ રાખ્યાં; (૨) રમતોનું નિયમન કરવા ને નિર્ણય આપવા તાલીમ પામેલા પંચ યોજ્યા; (૩) જેમાંથી ઝઘડા ઊભા થતા એવા તકરારી મુદ્દા કાં રદ કર્યા યા નિર્ણય આપી શકાય તેવા સ્પષ્ટ કર્યા. આ રીતે નિયમબદ્ધ ને વ્યવસ્થિત થએલી રમત કેવી રીતે રમાય છે તે હવે જોઈએ.

## નવું વ્યવસ્થિત સ્વરૂપ

રમત રમવાના સમય પહેલાં અગાઉથી નિયત નિયમ પ્રમાણે દોરેલું મેદાન તૈયાર રાખવામાં આવે છે. (તેની આકૃતિ આ લેખ સાથે આપી છે.) મેદાનપરની રેખાઓ દોરવા માટે ચૂનો ન હોય તો રાખનો ઉપયોગ કરી શકાય. મેદાન દોરવામાં માત્ર વીસ મિનિટ જેટલો જ વખત જાય છે.

ગબી જમીનમાં ખોદી શકાય. પણ તેવી ગબી થોડા વખતમાં ખોદાઈ ખોદાઈને નીકમ્મી થઈ જાય છે. આથી લોખંડ અગર લાકડાની તૈયાર ગબી જમીનમાં દાટવી. આ તૈયાર ગબીમાં અદ્દલ માટે દંડો ઊભો રાખવાની સગવડ પણ હોય છે.

રમત માટેના અધિકારીઓમાં એક મુખ્ય પંચ, બે મદદનીશ પંચ ને ગુણ-ચાર નોંધનારા હોય છે. મુખ્ય પંચ દાવ લેનાર પાસે રહે છે ને તેને અંગેના નિર્ણયો આપે છે, તેમજ મદદનીશ પંચે આપેલી માહિતી ઉપરથી ગુણ જાહેર કરે છે. બે મદદનીશ રમવાના મેદાન પર જુદીજુદી જગ્યાએ ફરતા રહે છે ને પડેલી ગિલ્લી અંગે તથા દાવ આપનારની ભૂલ અંગેની માહિતી મુખ્ય પંચને ઠરાવેલી સંજ્ઞાઓ દ્વારા આપે છે. નોંધનારા, બહારનાં મેદાનમાં બેસે છે. મુખ્ય પંચ જાહેર કરે તે પ્રમાણે તેઓ ગુણની ગણતરી કરે છે ને નોંધે છે.

રમત શરૂ થતાં અગાઉ મુખ્ય પંચ બધી તૈયારી તપાસી જાય છે ને પછી બંને ટુકડી (જેમાં નવ નવ ભિલ્લુ હોય છે)ના નાયકોને બોલાવી તેમની સમક્ષ સિક્કો ઉછાળે છે. તેમાં જીતનાર ટુકડી દાવ લેવા કે આપવાની પોતાની પસંદગી જાહેર કરે છે.

પછી દાવ આપનાર પક્ષ બહારના વર્તુલની બહારના ભાગમાં પોતાના ભિલ્લુઓને ગોઠવે છે. ગોઠવણીમાં કોઈ નક્કી સ્થાન નથી હોતાં, કેમકે દાવ લેનાર ભિલ્લુ જે ફટકા મારે છે તે એવા વિવિધ પ્રકારના હોય કે દરેક ફટકે ગોઠવણી બદલવી પડે છે. વળી ઉંચતી વેળા ૪૦ ફૂટના વર્તુળની અંદર તેઓને આવવાની મના હોય છે. (કદાચ ભવિષ્યમાં આ મનાઈ ૭૦ ફૂટ સુધી પહોંચે) રમનારા પોતપોતાનાં સાધન એટલે કે ગિલ્લીઓ ને દંડા પોતાની સાથે લાવ્યા હોય છે, જે કાયદેસર છે કે નહિ તે પંચ તપાસી લે છે અને હોય તો જ વાપરવાની છૂટ આપે છે.

રમત શરૂ થતાં દાવ લેનાર પક્ષ પોતાના ભિલ્લુઓ ક્યા ક્રમમાં રમવાના છે તે નોંધનારને લખાવે છે અને તે પછી દાવ લેનાર પક્ષ ગબી પાસે આવી રમવાની શરૂઆત કરે છે.

સૌથી પહેલાં ઉંચે છે. તે વખતે દાવ આપનારા ૪૦ ફૂટના વર્તુળની બહાર જતા રહે છે. ઉચાએલી ગિલ્લી સ્થિર થઈ ગયા પછી દાવ આપનારા અંદર આવી શકે છે. ઉચ્યા પછી દાવ લેનારા બાજુ પર ખસી જાય છે અને મુખ્ય પંચ ગબીની પાસે તૈયાર કરેલા કાણામાં એક દંડો ઊભો રાખે છે. દાવ આપનારા પૈકી એક ભિલ્લુ પેલી ગિલ્લી વડે આ દંડાને અદ્દલ કરવા પ્રયત્ન કરે છે. અદ્દલ થઈ જાય અગર તે પહેલાં ગિલ્લી ઝિલાઈ ગઈ હોય તો દાવ લેનારનો દાવ જાય છે. પણ આ વખતે દાવ લેનારને (જોઈતી હોય તો) બીજી એક વધારાની તક મળે છે. અને જો એ વધારાની તક તે લે તો એ દરેક તક દીઠ એને બબ્બે બાદ ગુણ મળે છે. ત્રણ તક પૈકી રમે ત્યારે તે બચી જાય તો તેનો દાવ આગળ ચાલે છે.

ઉચવામાં 'ના-આઉટ' થતાં દાવ લેનાર ટોલ્લો મારે છે. પછી ગિલ્લી જ્યાં અટકી હોય ત્યાંથી દાવ આપનાર કોઈ પણ એક ભિલ્લુ ગિલ્લીને દંડા તરફ ફેંકે છે. એ રીતે ફેંકેલી ગિલ્લીને દાવ લેનાર ફટકો મારવાનો પ્રયત્ન કરે છે. ફટકો ના વાગે તો બહુ નજીવા ગુણ તેને મળે છે. પણ જો ફટકો વાગે તો ગિલ્લી જેમ વધારે દૂર જાય તેમ વધારે ગુણ મળે છે.

૧૫૦ ફૂટનું મેદાન હોય તો વધારેમાં વધારે ૧૬ ગુણ મળે છે.

આ પ્રમાણે ટોલ્લો પૂરો થયા પછી દાવ લેનાર વખત (પગની) મારે છે. ટોલ્લામાં આપેલી બધી વિગતો અને નિયમો અહીં પણ લાગુ પડે છે. પછી એ જ પ્રમાણે કૅટ, મૂઠ, નૂર, આંખી (આંખની) અને ખંકો (કોણીનો) એ બધા પ્રકારો વારાફરતી અને આ જ ક્રમમાં પોતાનો દાવ જાય ત્યાં સુધી માર્યા કરે છે. આ નિયમોમાં દંડા મારવાની પ્રથા કાઢી નાખેલી હોવાથી બધા પ્રકારો નિયત ક્રમમાં વારાફરતી મારવાનું રાખવામાં આવ્યું છે.

દાવ લેનારનો દાવ નીચેનાં કારણોથી જાય છે: (૧) ઉચવાની ત્રણે ય તકમાં નિષ્ફળ જાય તો; (૨) ગિલ્લી ઝિલાઇ જાય તો; (૩) દાવ આપનારે ફેંકેલી ગિલ્લી ગબીથી રમનારના દંડાની લંબાઈ જેટલી મર્યાદામાં આવી અટકે તો; (૪) બધા પ્રકારો નિયત ક્રમમાં ના મારે તો; (૫) પ્રકાર મારતી વખતે નાના વર્તુળની બહાર જરા પણ નીકળી જાય તો; (૬) ગિલ્લીનો પહેલો ટિપ્પો કાટખૂણ રેખાઓની બહાર પડે તો; (૭) ગિલ્લી બહારના વર્તુળની બહાર ના જાય તો; (૮) પ્રકાર યા દંડો મારતા દંડો હાથમાંથી છૂટી જાય તો.

દાવ આપનારે પણ રમત દરમિયાન કેટલીક બાબતો ધ્યાનમાં રાખવાની હોય છે: (૧) દાવ લેનાર ઉચતો હોય ત્યારે ઉચાએલી ગિલ્લી સ્થિર થતાં સુધી કોઇ પણ દાવ આપનાર ૪૦ ફૂટના વર્તુળની અંદર ના આવી શકે; (૨) ગિલ્લી જ્યાં અટકી હોય તેનાથી જરા પણ આગળ આવ્યા વિના જ ગિલ્લી દંડા માટે ફેંકવી પડે; (૩) દંડા માટે ગિલ્લી એવી રીતે ફેંકવી પડે કે જેથી ગિલ્લીનો પહેલો ટિપ્પો બહારનાં વર્તુળની અંદર તો પડે જ; (૪) અદલ માટે અગર દંડા માટે ગિલ્લી ગબડાવીને (અન્ડર હૅન્ડ) નાખી શકાય નહિ. આમાંની કોઇ પણ બાબતનો ભંગ થાય તો દાવ આપનારની ભૂલ થઈ ગણાય ને તે માટે સામા પક્ષને–રમનારને એક ગુણ મળે ને ગિલ્લી ફરી ફેંકવી પડે. દાવ આપનારની જો ઉપરાઉપર ત્રણ ભૂલ થાય તો ત્રણ ભૂલના ત્રણ ઉપરાંત બીજા પાંચ ગુણ દાવ લેનારને બક્ષિશના મળે ને તે પછી તે, તેણે મારેલા પ્રકારથી આગળનો પ્રકાર મારે. આટલી આ રમતની સામાન્ય સમજુતી. એમાંની કેટલીક ઝીણી વિગતો છોડી દીધી છે.

આમ એક ટુકડીના નવે નવ ખિલાડી રમી રહે એટલે પછી બીજી ટુકડીના નવ ખિલાડી રમે. પછી એ જ પ્રમાણે ફરીથી બંને ટુકડીને એક એક દાવ મળે. બન્ને ટુકડીને મળેલા બબ્બે દાવમાં મળીને જે ટુકડીના વધારે ગુણ થાય તે ટુકડી જીતી ગણાય.

ગુણની દૃષ્ટિએ તો વધારે ગુણ મેળવનાર ટુકડી જીતી ગણાય, પણ રમતની દૃષ્ટિએ કોણ જીત્યું તે જણાવવા માટે મુખ્ય પંચ નારા બોલાવે, જે નીચે પ્રમાણે છે:

પંચ બોલે: 'જીત્યા કોણ? જીત્યા કોણ?'
બધા ઝીલે: 'રમનારા સૌ જીતી ગયા.'
પંચ બોલે: 'હાર્યા કોણ? હાર્યા કોણ?'
બધા ઝીલે: 'વેર ઝેર તે હારી ગયા.'

### મૂલ્યાંકન

આ પ્રમાણે રમાતી આ નિયમબદ્ધ રમત અમદાવાદમાં તો ખૂબ રમાઈ છે અને હવે થોડા વખતમાં ગુજરાતભરમાં રમાતી થઈ જશે એમ લાગે છે. જેમણે જેમણે રમત જોઈ છે તેમને ખૂબ મઝા પડી છે. (રમનારને તો પડે જ); પણ છતાં આ રમતને તેનું યોગ્ય સ્થાન આપવું હોય તો જુદીજુદી દૃષ્ટિએ તેનું મૂલ્યાંકન કરવું જોઈએ.

(૧) આ રમતના પક્ષમાં મોટામાં મોટી બાબત એ છે કે એ આપણી પરંપરાગત રમત છે. વૉલીબૉલ કે હૉકી શીખવા માટે કોઇ સારા શિક્ષકની જરૂર પડવાની જ, પણ ભમરડા કે પતંગની માફક ગિલ્લી-દંડા તો આપણે બાળપણમાં શીખી ગયા હોઈએ છીએ, એટલે એને આગળ લાવવા માટે ખાસ પ્રયત્ન નહિ કરવો પડે.

(૨) તે બહુ જ સસ્તી છે. એક ગિલ્લી ને એક દંડો;–બસ પછી ગયું! મેદાન દોરવા માટેનાં સાધનો અને એવી બીજી વ્યવસ્થા અંગેની વસ્તુઓનો સમાવેશ કરીએ તોપણ એટલું તો નજીવું ખર્ચ આવે છે કે જેને ખર્ચ કહેવું એ જ ખોટું છે.

(૩) સસ્તી છે તેટલી જ એ સાદી છે. તેનું મેદાન થોડા જ વખતમાં થોડાં જ સાધનોથી તૈયાર થઈ જાય છે.

(૪) રમતમાત્રનું જે અગત્યનું અંગ તે તેમાં રહેલો આનંદ. અને એ દૃષ્ટિથી પણ આ રમત જરા ય પાછળ પડતી નથી તેમાં ય ફટકા મારવાનો અને તે જોવાનો પ્રસંગ જે આનંદ જગાવે છે તે તો આપણામાંથી સૌએ માણ્યો જ હશે.

(૫) વૉલીબૉલ કે ક્રિકેટ લોકપ્રિય થાય છે તેની પાછળ એક કારણ એ છે કે દેખાવડો પોષાક પહેરીને તે રમી શકાય છે. હૉકી, હુતુતુ કે ખો-ખોને આ લાભ નથી. પણ ગિલ્લી દંડા તો આ બાબતમાં ક્રિકેટની બરાબરી કરી શકે તેમ છે.

(૬) બાસ્કેટબૉલ કે ખો-ખો જેવી રમતો અમુક જ વર્ગના લોકો પસંદ કરે છે કારણ કે તે અતિશ્રમની રમતો છે. સામાન્ય શક્તિના માણસો તે રમતાં હાંફી જ જાય. જ્યારે ગિલ્લી દંડા એ હળવા શ્રમની રમત છે.

(૭) હુતુતુ કે રગ્બી ફૂટબૉલની રમતમાં રમનારને થોડુંઘણું રગદોળાવું પડે છે, શરીર છોલાય પણ છે; એ રીતે કેટલાક અતિ સુઘડ લોકો તેને 'જંગલી' રમત ગણે છે. પણ એવા લોકો આ રમતને એવી કહી શકશે ખરા?

(૮) ક્રિકેટ રમનારા લોકોને તેમાં વધારે રસ પડવાનું એક કારણ એ છે કે તેમાં વ્યક્તિ દીઠ 'રન' ગણાય છે. ખો-ખો કે હુતુતુમાં સંઘકાર્ય એ જ અગત્યની વસ્તુ હોઇ ગુણગણતરી પણ ફુટબૉલ પેઠે સમગ્ર ટુકડીને નામે જ થાય છે. ગિલ્લી દંડામાં, ક્રિકેટની માફક, અંતિમ રીતે ટુકડીના જ ગુણ ગણાવા છતાં દરેક વ્યક્તિને પોતાની શક્તિ પ્રમાણે મળતા ગર્વ છે એટલે પણ લોકોને આ રમત ગમવાનો વધારે અવકાશ છે

### પ્રયુક્તિઓ

છેલ્લી વાત તે આ રમતની પ્રયુક્તિઓ (ટેકનિક) ક્રિકેટમાં ફટકાની પ્રયુક્તિ છે, પણ તે એક જ જાતની છે. દડો ફેંકનાર દડો ફેંકે છે અને રમનાર તેને જુદીજુદી દિશામાં મોકલવામાં પોતાનો કસબ દેખાડે છે. ગિલ્લી-દંડામાં આ પ્રયુક્તિ તો છે જ, પણ તે ઉપરાંત બીજી એક પ્રયુક્તિ એ છે કે પોતાની ઉછાળેલી ગિલ્લીને પોતાને જ ફટકો મારવાનો હોય છે આ તત્ત્વ રમતના આનંદમાં પોતાનો ખાસ ફાળો આપે છે. આ પ્રયુક્તિ સરળ ન રહે તે માટે ઉછાળવાની આ ક્રિયા

વધારે વિવિધ અને કઠિન કરવામાં આવી છે. 'વણત'-ના ફટકાઓમાં પગ વડે, 'અંકી'ના ફટકામાં આંખ પર મૂકી ગરદન વડે, બંકા'માં કોણી વડે, 'રૈંટ'માં દંડા વડે, એમ વિવિધ રીતે ગિલ્લી ઉછાળવામાં આનંદની માત્રા વધવા સાથે જુદાંજુદાં અંગની શક્તિ ને કૌશલ્યની પણ તેમાં કસોટી થાય છે. વળી દાવ આપનારે ફેંકેલી ગિલ્લીને દંડા વડે ફટકો મારવામાં પણ ક્રિકેટના કરતાં ઘણી વધારે કુશળતાની જરૂર પડે છે, કારણ કે ફેંકાએલી ગિલ્લી ક્રિકેટના સ્ટમ્પ્સની માફક કોઈ નિશ્ચિત કરેલી જગાને તકાઇને નથી આવતી. વળી, દંડા કરતાં ગિલ્લી ખૂબ જ નાની હોય છે અને બૅટની સરખામણીમાં તો દંડો ખૂબ જ પાતળો કહી શકાય. વળી, આટલી મુશ્કેલીમાં પણ ગિલ્લીને દંડા વડે ધકેલી ૧૫૦ કે તેથી પણ વધારે ફૂટ દૂર મોકલી અપાવી જોઇએ. ત્યારે રમનારની શક્તિ અને કૌશલ્ય પર કુદરતીરીતે જ ખુશ થઈ જવાય છે. ઇચવાની ક્રિયા વળી નવી જ જાતની પ્રયુક્તિઓ રજૂ કરાવે છે, અને તેને અદલ કરવા, એ તો વળી બીજી કોઇ પણ રમતમાં આવતી તાકવાની ક્રિયા કરતાં વધારે કઠણ છે.

## રમતનું ભાવિ

આમ, આ રમતમાં ઘણી પ્રયુક્તિઓ સમાએલી હોવાથી જેમજેમ વધારે સારા ખેલાડીઓ તેને રમતા જશે તેમતેમ વધારે ને વધારે પ્રયુક્તિઓ શોધાતી જશે અને શોધાએલી પ્રયુક્તિઓ વધારે વિકાસ પામતી જશે.

આજે આ રમત જે રીતે રમાતી જાય છે, તેમાં રસ લેતા ખેલાડીઓ જે અખતરા કરી રહ્યા છે, અને નાગરિકો જે સૂચનો કરી રહ્યા છે તે પરથી રમતમાં કઈ જાતના ફેરફાર થશે તેનો પણ કાંઈક ખ્યાલ આવે છે: (૧) અત્યારે દોરાતાં ૪૦, ૭૦ તથા ૧૫૦ ફૂટનાં વર્તુળોને બદલે ૧૦૦, ૧૫૦, ૨૦૦, ૨૫૦ વગેરે ફૂટનાં વર્તુળો દોરવાં પડશે, કારણ કે ફટકા મારનાર તેમાં ખૂબ જલદી પ્રગતિ કરી રહ્યા છે; (૨) ઇચની વખતે દાવ આપનારા ૪૦ ફૂટની બહાર ઊભા રહે છે તેને બદલે ૧૦૦ ફૂટની બહાર ઊભા રહે અને ઇચવાનું શરૂ થતાંની સાથે જ તેઓ અંદર દોડી આવી શકે; (૩) કાટખૂણ રેખાઓને પહોળી કરી ૯૦° અંશના ખૂણાને બદલે ૧૮૦° અંશનો ખૂણો કરવો; (૪) દાવ લેનાર એક જ જગ્યાએ સ્થિર રહે છે તે વખત આગળ દોડે ને અમુક જગ્યા વટાવવામાં પોતાનું કૌશલ્ય દેખાડે. આમ, આ રમતનો પોતાનો કસબ આજે કેવો છે ને આવતી કાલે કેવો થશે એ બાબતો જોતાં રમતને આગળ આવવા માટે ઘણો અવકાશ દેખાય છે. મુશ્કેલી માત્ર એક જ છે અને તે તેને માટે બંધાઇ ગએલા આપણા પૂર્વગ્રહની. આપણે જે લઘુભાવ-ગ્રંથીથી આ રમતને જોઈએ છીએ તે દૂર કરીને માત્ર તેના ગુણદોષ પરથી જ તેના સાચા સ્થાનનો વિચાર કરીએ તો આપણે તેને જરા પણ અવગણી નહિ શકીએ.

જ્યારે દરેક ક્ષેત્રમાં આપણે આપણી અસ્મિતા પિછાનવાની શરૂઆત કરી છે ત્યારે રમતગમતના ક્ષેત્રમાં પણ આપણી આ તળપદી રમતને તેનું સાચું સ્થાન અપાવવા આપણે પ્રયત્ન કરવો જોઈએ.

**વાસુદેવ ભટ્ટ**

[આ વિષયને વિસ્તૃત રૂપે સમજાવતી એક પુસ્તિકા અમદાવાદ વ્યાયામ મંડળ તૈયાર કરે છે.]



'મિ. મહેતા ઘેર છે?' એક આગંતુકે પૂછ્યું.

'કયા મહેતા, નાના કે મોટા?' નોકરે પૂછ્યું અહીં બે ભાઈઓ રહે છે.'

'જેમની બહેન વીઝનગરમાં રહે છે તે, વળી'. આગંતુકે એંધાણી આપી!

'અલ્યા જયસુખ, તેં ઘઉંમાં કાંકરા ભેળવી લીધા?'

'હા, બાપા'

'ખાંડમાં પાણી નાખી લીધું?'

'હા, બાપા.'

'આટામાં ધૂળ અને આંબલિયાનો લોટ ભેળવી દીધાં?'

'હા, બાપા.'

'દૂધમાં પાણી નાખી લીધું?'

'હા, બાપા.'

'તો હાલ્ય હવે દેરાસર જઇએ—'

વિજ્ઞાનના શિક્ષક ઍસિડના ગુણો પ્રયોગો દ્વારા સમજાવતા હતા. 'હવે' તેમણે કહ્યું, 'હું આ રૂપિયો આ ઍસિડ ભરેલા પ્યાલામાં નાખવાનો છું. તે તેમાં ઓગળી જશે?

'ના સાહેબ.' ખૂણામાંથી એક ચકોર બોલી ઊઠ્યો.

'ના? શિક્ષકે પૂછ્યું. 'તો તું સમજાવીશ કે શાથી નહિ ઓગળે?'

'કેમકે જો તે ઓગળી જવાનો હોય તો તમે તેમાં નાખો જ નહિ.'

વકીલ સાક્ષીની ઉલટતપાસ કરી રહ્યા હતા. 'તમે રતિલાલને તા. ૧૧મીએ મળવા ગયા તે વખતે તેમણે તમને શું કહ્યું—'

'આ પ્રશ્ન સામે મારો વાંધો છે, નામદાર.' વિરુદ્ધ પક્ષના વકીલે વિરોધ દર્શાવ્યો.

ત્યારબાદ કલાક સુધી બંને વકીલો વચ્ચે ગરમાગરમ ચર્ચા ચાલી. અંતમાં ન્યાયાધીશે તે પ્રશ્ન પૂછવાની રજા આપી. વકીલે પ્રશ્ન પૂછ્યો: 'હં. જ્યારે તમે રતિલાલને મળવા ગયા ત્યારે તેમણે તમને શું કહ્યું?'

'કશું જ નહિ—તે બહાર ગયા હતા!' જવાબ મળ્યો.

માંડાની ઑસ્પિટલ જોવા માટે ગએલા એક ગૃહસ્થને ત્યાંના એક માંડાએ પૂછ્યું. 'કેમ સાહેબ, કંઈ નવા સમાચાર?'

તે ગૃહસ્થે કહ્યું, 'ખાસ સમાચાર એ છે કે અંગ્રેજો ૧૯૪૮ ના જૂનની ૨૦ મી પહેલાં હિંદ છોડી જવાના છે.'

'શું કહો છો? કેવા અદ્ભુત સમાચાર! હું સાચું કહું છું સાહેબ, આ સમાચાર સાંભળીને મારા સાથીઓ માંડા થઇ જશે.'

'એક રીટર્ન ટિકિટ આપો.'

'પણ ક્યાંની?'

'અહિંની જ વળી! અહીં જ મારે પાછા આવવાનું છે.'

# પંડિતજી

લેખક
ગુલાબદાસ બ્રોકર



મારી વિનતિ એમના
હૃદય સુધી ન જ પહોંચી

મેં એમને પૂછ્યું:

'લગ્ન કરવાનો વિચાર જ તમને કદિ નહિ આવ્યો હોય?'

મારે ખભે હાથ મૂકી હસીને તેમણે સામું પૂછ્યું:

'તમને શું લાગે છે?'

'નથી સમજાતું ત્યારે તો પૂછું છું ને?' મેં જવાબ વાળ્યો અને ઉત્સુકતાથી તેમની સામે જોઈ રહ્યો.

વિચારમાં હોય ત્યારે જે રીતે ઝીણી બની જતી એ રીતે પંડિતજીની આંખો ઝીણી બની ગઈ. તેમની એ હાથે કાંતેલ સૂતરના બનાવેલા જાડા પહેરણ અને પાયજામામાં વીંટાએલી પડછંદ કાયા, એ ઝીણી આંખો, વાત્સલ્ય દ્રવતો આંખો એ વૃદ્ધ ચહેરો, મારા ખભા ઉપર તેમણે સ્નેહથી મૂકેલો તેમનો હાથ અને હવામાં ફરફરતી, સફેદ દૂધ જેવી, શ્વેત એક લાંબી તેમની દાઢી, સુભગ માનવતાનું જાણે એક રમણીય ચિત્ર ઊભું કરી રહ્યાં.

પળવારમાં જ વિચારગ્રસ્ત મુદ્રા ઓગળી જઈને પંડિતજીનું અંગેઅંગ તેમના નિત્ય સંગાથી એવા હાસ્યથી ભરાઈ ગયું.

'નથી જ આવ્યો એમ તો કેમ કહેવાય? હાં.....એક વાર આવ્યો તો હતો જ.'

'ખરેખર? ક્યારે?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

નિત્ય બ્રહ્મચારી જાણેલા એવા આ બુઝુર્ગ મિત્રના જીવનમાં આવા વિચારને કદિ પે સ્થાન હોઈ શકે એવી મને કલ્પના પણ અત્યાર સુધી નહોતી આવી.

'એ વાતને યે વર્ષો વીતી ગયાં.' તેમણે મારે ખભેથી હાથ ઉઠાવી પોતાની દાઢી પસવારતાં કહ્યું: 'ત્યારે મિત્રો મને પંડિત કે એવું કંઈ નહિ પણ બ્રહ્મરાગ જ કહેતા. વીસ પચીસ સાલ થઈ હશે એ વાતને.'

તેમણે મારી સામે જોયું. હું તો જાણે લાંબી વાત સાંભળવાની તૈયારી કરીને બેઠો હોઉં એમ તેમની સામે જોઈ રહ્યો હતો. તેમણે વાત ચાલુ રાખી:

'એ દિવસોમાં હું કરાંચીમાં હરિજન-સેવાનું કાર્ય કરતો.....સેવા!' તેમની આખી કાયા હાસ્યથી ધ્રૂજી ઊઠી. 'માણસ સેવા તો પોતાની જાતની જ કરે છે, પણ તેને હરિજનસેવા ને સ્ત્રીસેવા ને સમાજસેવા ને દેશસેવા ને એવાં એવાં રૂપાળાં નામો આપે છે. એમ હું યે હરિજન-સેવા કરતો. ને એમાં મને રસ પણ ખૂબ પડતો.

દિવસના થોડા કલાક મારા ભરણપોષણ માટેના વ્યવસાયમાં ગાળતો. થોડા જ કલાક—ત્રણથી ચાર—પૂરા થઈ પડતા; કેમકે આપણે તો એકલા રામ. મહિને ત્રીસ રૂપિયા તો બહુ થઈ પડે. એ કામ પતતાં તરત જ મારા પ્રિય કાર્ય માટે હું દોડી જતો તે છેક મોડી રાતે ઘેર આવતો.

એક રાતે હમેશ કરતાં યે ખૂબ મોડું થઈ ગયું. છેલ્લા થોડા વખતથી મારો માનીતો થઈ પડેલો અરજણ મરણને ખાટલે પડ્યો હતો અને તેની સારવાર કરનારું યે પાસે કોઈ નહોતું. આજુબાજુના જે કોઈ હોય એ બીચારા અજ્ઞાન

# જિંદગીમાં એક જ વાર એમણે પરણવાનો વિચાર કર્યો, ને તે પણ—

લોકોને માનતા ને ભૂવા ને જતિ સિવાય બીજું સૂઝે પણ શું?

થોડા દિવસ પહેલાં ડૉક્ટરને બોલાવી મેં અરજણની દવા શરૂ કરાવી હતી. પણ એ રાતના તેની સ્થિતિ વધારે બગડી હોવાથી મોડે સુધી હું પોતે જ તેના ખાટલા પાસે બેસી રહ્યો હતો. પહેલાં તો તે એ લોકોમાં માથાભારે આદમી ગણાતો અને કોઈને દાદ ન આપે એવો કહેવાતો. પણ મને તો તે ગરમ સ્વભાવનો છતાં સારા હૃદયનો લાગ્યો હતો અને એની પ્રીતિ મેળવ્યા પછી એની દ્વારા એ આખા લત્તામાં હું વિશ્વાસનું અને ક્યાંક ક્યાંક પ્રેમ તથા આશ્વાસનનું સ્થાન થઈ પડ્યો હતો. એટલે એને આ ગાંદગીમાંથી ગમે તેમ કરી ઉગારવાનો મારો તનતોડ પ્રયત્ન હતો.

પણ તે રાતે જેમજેમ એક પછી એક મિનિટો પસાર થતી હતી તેમતેમ હું અને એ બન્ને સમજતા જતા હતા કે અમે આ જંગમાં હાર જ પામવાના છીએ, અને તે યે જલ્દી.

બારેક વાગ્યે તેને ગભરામણ થવા લાગી. નાડી પણ અસ્વસ્થ બનતી જતી હતી. હું તેને માથે હાથ ફેરવી રહ્યો હતો, ત્યાં મારા તરફ ફરી, એક કરુણ દૃષ્ટિ મારા તરફ ટકવી તેણે કહ્યું: 'મારું એક કામ કરશો, બાપલા? તો મારો જીવ ગતે જશે.'

'કહેને ભાઈ,' મેં સ્નેહથી કહ્યું: 'જે હશે તે કરીશ.'

'પણ અત્તારે ને અત્તારે, હોં બાપુ!'

'અત્તારે જ. પણ એવું બધું છે શું, અરજણ?'

'એક ગનાની કબૂલાત કરવી છે.' કહી તે બેઠો થવા ગયો પણ થઈ ન શક્યો.

મેં તેને સ્નેહથી સરખો કરી પાછો પથારીમાં સુવાડ્યો આ સ્થિતિમાં આવો ઉશ્કેરાટ બતાવવા બદલ ઠપકો પણ આપ્યો. તે પણ ભૂલ કબૂલ કરતો હોય તેમ દયામણી રીતે મારી સામે જોઈ પોતાના બચાવમાં માત્ર એટલું જ બોલ્યો: 'શું કરું માબાપ, માંયલો એવો કોરી ખાય છે!'

અને એણે લથડતા અવાજે, તૂટક શબ્દોમાં જે વાત કરી તેનો સાર એ હતો કે થોડાં વર્ષો પહેલાં તેણે રૂપાળી રાજુડીને પોતાની ત્રીજી વારની પરણેતર બનાવી હતી અને તેની સાથે અમુક વર્ષો સુખચેનમાં ગાળ્યાં હતાં. પણ હમણાં થોડા સમય પહેલાં—હું એ લોકોમાં કામ કરતો થયો એથી એક બે મહિના પહેલાં જ—કંઈ નજીવા કારણસર બન્ને વચ્ચે ઝગડો થતાં તેણે રાજુડીને પોતાના ઘરમાંથી જાકારો દીધો હતો. પેલી કેટલું રડી હતી, કરગરી હતી, પણ પોતે એકનો બે નહોતો થયો. અને એક અંધારી રાતે વરસતા વરસાદે 'હું ક્યાં જઈશ? શું કરીશ?' એમ કરગરતી, પવનના જોરે ધ્રૂજતાં પાંદડાં જેવી ધ્રૂજતી રાજુડીને તેણે લાત મારીને ઘરની બહાર તગડી મૂકી હતી.

પછી તો થોડા દિવસો બાદ ગુસ્સો શાંત પડતાં, ને કજિયાના કારણનું મામૂલીપણું સમજાતાં અરજણને દુઃખ પણ થયું હતું, પસ્તાવો પણ થયો હતો. પણ એને પાછી શી રીતે બોલાવાય? પોતે સામે ઊઠી કહેવા જાય તો તો પોતાનો વટ શો રહે? ને પેલી તો કહે એમ હતી જ ક્યાં? રસ્તે બંને ભેગાં થઈ જાય ત્યારે એટલા તિરસ્કારથી નાકનું ટેરવું ઊંચું કરી અરજણની સામે નજર પણ કર્યા વિના એ ચાલી જતી કે એ તો ઠંડો જ થઈ જતો ને ધૂંધવાઈ પણ રહેતો. 'ભૂખ રાંડ. ઈ નહિ તો એની મા બીજીનો ક્યાં તોટો છે?' તેને થતું.

પણ તેણે ફરી કદી બીજી કરી જ નહિ. રાજુડી પેલા ગામના ઉતાર જેવા નાથિયાના ઘરમાં બેસી ગઈ ત્યારે એનો મરડ ભાંગવા એનાથી નાની છોકરીનાં કહેણ તેને આવ્યાં ને લાલચ પણ થઈ આવી તો યે નહિ અને આજે, શિયાળાની આ અંધારી રાતે, જ્યારે તેની જિંદગીનો દીવો બુઝાવાની અણી ઉપર આવ્યો ત્યારે તેને એ રાજુડીનો મરડ ન ભાંગ્યાનો અફસોસ નહોતો થતો. અફસોસ માત્ર એક જ વાતનો થતો હતો કે પોતાનો આવો માથાભારે, ક્રોધી સ્વભાવ હસતે મોંએ સહી લેની, પોતે લાત મારતો ત્યારે યે સાથે રાખવા કરગરતી એ રાજુડીને પોતે વિનાવાંકે, વરસતે વરસાદે અરધી રાતે પોતાના ઘરમાંથી લાત મારીને હડકાયા કૂતરાને તગડી મૂકે એમ તગડી મૂકી હતી, ને અંતે એને બીચારીને નાથિયાને ઘેર બેસવું પડ્યું હતું.

ને સાંભળ્યું'તું કે એ નાથિયો રાજુડીને ગમે એમ ઝૂડતો, ગાળોનો તો વરસાદ જ વરસાવતો ને એ બધું રાજુડીને સહન કરવું પડતું. ન સહે તો જાય પણ ક્યાં? ને એ બધું કોને લીધે?

એ સવાલ અરજણને વારંવાર થતો પણ એનો ચોખ્ખેચોખ્ખો જવાબ તો એ આ માંદો પડ્યો ને તબિયત લથડતી ચાલી ત્યારે જ એને મળી શક્યો. એ જવાબનું ઝેર એનાથી જીરવાતું નહોતું. એટલે તો નાડી તૂટતી જતી હતી છતાં વાત ગમે એમ પૂરી કરીને એ રોવા જેવા અવાજે બોલ્યો:

'ઠાકર મને એ ગનો માફ કેમ કરે, ભાઈ? ઈ તો રાજુડી પોતે જ મને મારો વાંક માફ કરે તો જ મારો જીવ ગતે જાય!'

જે વાત બની ગઈ છે, પતી ગઈ છે, એનું હવે આટલે ટાણે આટલું બધું દુઃખ કરવાથી યે એ સ્થિતિમાં ફેર શો પડે? અને એને આટલો ખરા હૃદયનો પસ્તાવો થતો હતો એ જ એના ગુનાની માફી મેળવવા માટે ઓછું નહોતું? એ રીતે મેં એને સમજાવવાનો પુષ્કળ પ્રયત્ન કરી જોયો. પણ તેણે તો જાણે એક જ વાતની રઢ લીધી હતી: 'ઈ રાજુડીને અહીં બોલાવી લાવો ઈ મને કહે કે તારો ગનો માફ તો જ મારો જીવ ગતે જાય.'

આખરે બાજુમાંથી કોઈને એની પાસે બેસાડી હું જવા તૈયાર થયો. કામ કેટલું મુશ્કેલ હતું તે તો મારું મન જ જાણતું હતું. એ નાથિયો કોઈનું કંઈ સાંભળે એવો નહોતો એનો તો મને અનુભવ હતો. એ લોકોથી જુદે દૂર જ રહેતા હોવાથી રાજુ વિશે મને ખબર નહોતી, પણ રાજુ સારી કે સમજુ હોય તો યે નાથિયા સાથે કામ પાડવું માથાની પેલી પારનું હતું. પણ આ બાજુ અરજણની દયામણી મુખમુદ્રા, તેનો ખરા હૃદયનો પશ્ચાત્તાપ વગેરે એટલું હૃદયદ્રાવક હતું કે ગમે તેટલી મહેનત કરીને, ગાળો કે ગમે તે સહીને રાજુને એકવાર તો અરજણ સામે ખડી કરી દેવી એવો નિર્ણય મેં કરી લીધો.

રાત અંધારી હતી. ક્યાંકક્યાંક કોઈકોઈ તારા આકાશમાં

ઝેપ્યુકતા હતા બાકી તો ત્યાં ધાર્યું જ હતું. ઠંડી તો મારા જેવા તગડા માણસને પણ ધ્રુજાવી મૂકે એવી જોરદાર હતી. અહીં મુંબઈમાં રહેતા તમારા જેવા માણસને એ સિંધ અને બલુચિસ્તાનની ઠંડીનો શી રીતે ખ્યાલ આપી શકું? ભંગીવાડામાં વળી મ્યુનિસિપાલિટી યે વીજળીના દીવાનો શેનો ખરચ કરે? મગનાભીના છેડાના ભાગમાં રહેતા નાથિયાની ઝૂંપડીના બાર પાસે આવી ઊભો. ચોમેર બધું સુમસામ હતું. કૂતરાં પણ ભસીભસીને થાકી ગયાં હતાં. આવા લત્તામાં જે એક જાતની બદબો સામાન્ય હોય છે, અને આ લોકોની વચ્ચે કામ કરવાથી જે બદબોથી હું ટેવાઈ ગયો હતો તે, અત્યારે આ નીરવ શાંતિમાં વધારે તીવ્ર બની ચારે બાજુ ફેલાઈ રહી હતી.

મેં તેમને બંનેને ઊઠાડ્યાં. પણ પરિણામ તો જે ધાર્યું હતું એ જ આવ્યું. ન નાથિયો, કે ન રાજુ, બેમાંથી એકે પલળ્યાં. ઊલટું અરજણ પર, અને જેમજેમ હું 'મારી મા, મારી બહેન' કહી રાજુને વધારે વીનવવા લાગ્યો તેમતેમ મારી ઉપર, એમની ગાળોનો વરસાદ એ બંને વરસાવવા લાગ્યાં. મારી વિનતી તો એ વરસાદના અવાજને ભેદી એમના કાન સુધી કદાચ થોડીઘણી પણ પહોંચી હશે, પણ એમનાં હૃદય સુધી તો નહિ જ. કેમકે જ્યારે મેં કહ્યું: 'પણ બહેન, આંગણામાં એક ઢોર મરવા પડ્યું હોય તો તેની યે આપણને દયા આવે છે, ત્યારે આ તો માણસ જેવું માણસ છે!'

ત્યારે રાજુએ કહ્યું: 'ઇ ઢોરનું તો ચામડું યે કામ લાગે, ને આપણને ઈ હેતથી જુએ તો ખરું. પણ આણે વાલામુવે તો વરસતા વરસાદે અંધારી રાતે મને પહેરેલ લૂગડે કૂતરાને કાઢી મૂકે એમ કાઢી. એનું તો સાત ભવમાં ય ભલું નહિ થાય.

મારી બધી વિનતી, વીનવણી, આજીજી, કાલાવાલા, નકામાં ગયાં. મને હૃદયમાં આશા હતી કે હું જ્યારે અરજણના અંતઃકરણના સાચા દુઃખને એ લોકો આગળ—ખાસ તો રાજુ આગળ—રજૂ કરીશ ત્યારે એ પલળશે, તેના હૃદયને હું એ રજૂઆતથી સ્પર્શી શકીશ. પણ એ તો હું તેની આગળ પહોંચી શકું ત્યારે બને ને? આ તો હું બહાર, તે અંદર અને એ સ્થાન-અંતરાય ઉપરાંત વચ્ચે અવિરત ગાળોનો અને હૃદયબળતરાના અસહ્ય મેણાંટોણાંભર્યા શબ્દોનો અંતરાય! ને ઉપરાંત તો હવે વધારે વખત તેમને વાતોમાં રોકી રાખું તો મારો ટાંટિયો જ ભાંગી નાખવાની નાથિયાની ધમકી, ને મારી આશાના છેલ્લામાં છેલ્લા તંતુને તોડી નાખતું રાજુનું છેલ્લું વાક્ય: 'વાલામુઆ આવાઆવાં ખાટસવાદિયાએ વચ્ચે શા સારુ આવતા હશે?'

નિરાશ હૃદયે અને ભારે પગલે હું જ્યારે અરજણ પાસે પહોંચ્યો ત્યારે અઢી વાગ્યા હતા. અરજણ આતુરતાથી મારી જ રાહ જોતો પડ્યો હતો. હું તેની પાસે પહોંચતાં જ ક્ષીણ અવાજે તેણે પૂછ્યું: 'રાજુડીને લાવ્યા, ભાઈ?'

'હમણાં આવી પહોંચી સમજ ને.' કહી ખોટું હસી હું તેની પથારીની બાજુમાં બેસી ગયો. તેને માથે હાથ મૂક્યો ને ગભરાયો. નાડી હાથમાં લેતાં બહુ જ મંદ થઈ ગઈ લાગી. મૃત્યુ ઝપટાભેર તેને પોતાની પાંખમાં લઈ લેવા ધસી રહ્યું હતું. તે તો પ્રશ્ન પૂછતો હોય તેમ મારી સામે તાકી રહ્યો હતો.

મેં એને પટાવ્યો, ફોસલાવ્યો, બનાવ્યો. જૂઠું બોલવું મને ગમતું નથી. મારી જિંદગીમાં બહુ જ ઓછી વાર હું જૂઠું બોલ્યો હોઈશ. પણ તે રાતે તેની પાસે હું જૂઠું બોલ્યો. કેવી રીતે રાજુએ મારી વાતને આવકારી, એની ગંભીર માંદગીની વાત સાંભળી તે કેવી ચિન્તાતુર બની ગઈ અને માફી માગવાની રઢની વાત સાંભળીને તો રાજુની આંખમાં રેલાં પાણી આવી ગયાં, ને એ બબડી પડી, 'હું ય મૂઈ એને કયાં ઓળખી રંજાડતી'તી!', નાથિયો પણ કેવો રાજુડીને મોકલવા તૈયાર થઈ ગયો, એ બધી કલ્પિત વાતો મેં અરજણને બળતા હૃદયે છતાં હસતે મુખે કરી ત્યારે એની ઝપાટાબંધ તેજવિહીન બની જતી આંખો પણ પળવાર તેજથી ચમકી ઊઠી.

થાક્યોપાક્યો નાથિયો મોડો ઘેર આવ્યો હતો ને હજી હમણાં જ જમી પરવારી એ લોક સૂતાં'તાં એટલે મેં જ એને કહ્યું કે, આવી અંધારી રાતે આવવાને બદલે વહેલી સવારે તેણે ચાલ્યા આવવું. તને ખબર છે અરજણ, રાજુને સારો દિ આવે એમ છે? તેથી મેં જ એને રોકી. કેમ, ઠીક કર્યું ને?'

તેણે ડોકું હલાવ્યું. મેં વળી કહ્યું: એ તો માનતી નો'તી. પણ મેં ને નાથિયાએ માંડ સમજાવી. અજવાળાની પહેલી સેર ફૂટતાં ભેગી એને અહીં આવેલી ન દેખ તો કહેજે.'

'ખમા બાપ, તમને ઘણી ખમા. મારો જીવ હવે કંઈક ....' પણ ખાંસીનું એક જબરદસ્ત ઠોકું આવ્યું ને પથારીમાં પણ અરજણની કાયા બેવડી વળી ગઈ. સ્વસ્થ થતાં ફરીવાર એની એ વાત તેણે રસપૂર્વક સાંભળી ને મેં યે કંઈક વિગતો એમાં ઉમેરી એની એ વાત તેની પાસે કરી. 'રાજુડીને હું ઓળખુંને? ઇ મને ....' એને બોલતો મેં માંડ અટકાવ્યો.

ને એમ ને એમ પ્રભાતનું પહેલું કિરણ ફૂટે એની અધીરતાથી રાહ જોતો અરજણ પ્રભાતનું એકે કિરણ ફૂટે એ પહેલાં સાડા ચાર–પોણા પાંચને સુમારે એ જ વાતને લવતાંલવતાં સદાને માટે આંખ મીંચી ગયો.

તેની અંતિમ ક્રિયાની થોડીઘણી વ્યવસ્થા કરી, એ બધું પૂરું કરવાનું આજુબાજુનાઓને સોંપી હું જ્યારે ઘર તરફ જવા રવાના થયો ત્યારે સાડા પાંચ થવા આવ્યા હતા. રાત પહેલાં કરતાંયે વિશેષ અંધારી લાગતી હતી. ઠંડી તો કહે મારું જ કામ. મારા હોઠમાંથી સીસકારો નીકળી જતો હતો એ તો મને હજી યે યાદ છે. પણ એ બધાની જાણે મને કશી ન પડી હોય તેમ હું ચાલ્યો જતો હતો. મારાં પગલાં ધીમાંધીમાં પડતાં હતાં. હૈયું કંઈ કહ્યા ન જાય એવા વિષાદના ભારથી લદાઈ ગયું હતું. એનો જ જાણે એ પડઘો ન પાડતાં હોય!

અરજણની એ કરુણ આંખો, 'ભાઈ, સવારના પોરમાં જ ઇ આવશે ના?' એવો આશાભર્યો જાણે આજીજી કરતો હોય એવો એનો પ્રશ્ન, અને રાજુનાં એ ક્રોધ અને અપમાનથી ભારોભાર ભરેલાં વચનો, નાથિયાના દારૂથી ગંધાતા મુખમાંથી નીકળતી અસંખ્ય ગાળો ને અંધારામાં યે બતાઈ આવતી લાલલાલ આંખો, માણસે માણસ વચ્ચે નાના રાગદ્વેષથી, માનાપમાનના ક્ષુદ્ર ખ્યાલોથી ઊભી કરેલી ઝાઝી ઝાઝી દીવાલો, રાજુના હૃદયને પીગળાવવા, પેલો ત્યાં પળેપળે જિંદગી ગુમાવતો જતો હતો તે જાણવા છતાંયે, આજીજી-કાલાવાલામાં મેં ગુમાવેલો સમય, અને અંતે એમાં મને મળેલી પૂરેપૂરી નિષ્ફળતા—, બધું યે હૃદયને ભારે ભારે બનાવી રહ્યું હતું.

મારા પ્રયત્નમાં ક્યાંક ક્ષતિ હશે ? મારી સાધનામાં ખામી હશે ? મારી વિનંતીમાં સચ્ચાઈનો રણકો ઓછો હશે ? નહિતર માણસ જેવું માણસ, બીજું માણસ આગ લીધે જતું હોય ત્યારે યે, કેમ આમ હૃદયહીન બની શકતું હશે ? એવા અનેક પ્રશ્નો મારા હૃદયમાં ઊઠતા હતા.

એ પ્રશ્નના જાણે ઉત્તર રૂપે હોય એમ ઓચિંતો જ એક વિચાર મારા મનમાં ઝબકી ગયો. મેં ગમે તેટલો પ્રયત્ન કર્યો, છતાં રાજુ અંતે સ્ત્રી હતી, હું પુરુષ. મારી જગ્યાએ કોઇ સ્ત્રી હોત તો એ રાજુ પાસે જઈ શકત, એના દિલને સ્પર્શ કરી શકત. સ્ત્રીના હૃદયને સમજવા–સમજાવવા તો સ્ત્રી જ જોઇએ ને !

ને તે દહાડે, એ અંધારી રાતે, મને લગ્ન કરી લેવાનો વિચાર આવ્યો. મારા કામમાં જો સાથેસાથે એક સ્ત્રી પણ હોય તો મારું કામ કેટલું સરળ થઈ જાય ? ને એવી સ્ત્રી પત્ની જ જોઈએ, અન્ય સ્ત્રી-કાર્યકર્તા નહિ. કેમકે સામાજિક દૃષ્ટિએ..'

ને ફરી પાછા પંડિતજી એમનું મુક્ત, નિર્બન્ધ, આખા શરીરને હચમચાવી નાખે એવું હાસ્ય કરી રહ્યા:'એ વાતને યે આજે કેટલી સાલ વીતી ગઈ! ને આ રાગ તો એના એ જ રહ્યા છે. આ તો તમે પૂછ્યું એટલે એક પુરાણી ઘટના યાદ આવી ગઇ.'

'પણ પંડિતજી,' મારા સ્વરમાં આશ્ચર્ય અને બહુમાન આપોઆપ આવી ગયાં: 'તમે આ એક જ વાર લગ્ન કરવાનો વિચાર કર્યો, અને તે પણ આપના સામાજિક કાર્યમાં સહાયતા થાય માત્ર એટલા જ માટે ?

પંડિતજી કશું યે બોલ્યા સિવાય મારે ખભે હાથ મૂકી, હસતાં હસતાં મારી સામે તાકી રહ્યા.

'તમે પંડિતજી, ખરેખર...' હું બોલવા જતો હતો ત્યાં જ તે બોલી ઊઠયા : 'કુદરત કોઇને કંઇ ને કોઇને કંઇ જાતના ઘડે છે, ભાઈ. તેમાં પ્રશંસા કે આશ્ચર્યને અવકાશ જ નથી.'

ને પાછું તેમના નિર્બન્ધ હાસ્યથી વાતાવરણ ભરાઇ ગયું.

## કસોટી

(૧) મારી થેલીમાં અમુક પાવલીઓ તથા અમુક આઠ આનીઓ છે. કુલ મળીને રૂ. ૧૨૫નો જુમલો છે. હવે જો કશાક જાદુથી પાવલીઓ છે તેટલી આઠ આની થઇ જાય અને આઠ આનીઓ છે તેટલી પાવલીઓ થઇ જાય, તો મૂડી ૫૦ રૂપિયા વધી જાય છે. તો મારી પાસે મૂળ પાવલી કેટલી હશે ?

(૨) ૦, ૧, ૨, ૩, ૪, ૫ અંકો વાપરી, એકે અંક કોઇ સંખ્યામાં બેવડાય નહિ એવી તેમાંથી ચાર અંકોવાળી ઓછામાં વધુ કેટલી સંખ્યા બને ?

(૩) ૧૦ ઇંચ લાંબા, પહોળા અને ઊંચા એવા એક ઘનને કાળા રંગથી રંગેલો છે. હવે એ ઘનને એકએક ઇંચને અંતરે ત્રણે બાજુથી (જુદી જુદી દિશા તરફથી) કાપીએ, તો એક હજાર ચોરસ કટકા પડે. આમાંનાં કેટલાક ત્રણ બાજુથી, કેટલાક બે બાજુથી ને કેટલાક એક બાજુથી રંગાયેલા, અને કેટલાક તદ્દન કોરા હોય. જે તદ્દન રંગાયા જ ન હોય એવા ચોરસની સંખ્યામાંથી જે મોટામાં મોટો સૈકડો બાદ થઈ શકે તે બાદ કરતાં જે રકમ વધે તેને બે બાજુથી રંગાએલા ચોરસની સંખ્યામાંથી બાદ કરતાં કઈ સંખ્યા વધે ?

(૪) એક ત્રણ આંકડાની રકમનો પહેલો અંક ૩ છે. બીજો જે અંક છે તે જ ત્રીજો અંક છે. છતાં પહેલા અને બીજા અંકનો ગુણાકાર ત્રીજા અંક બરાબર છે. તો તે કઈ રકમ હશે?

(૫) નીચેના પ્રશ્નોના જવાબ તમે આપી શકશો ? (ક) પૃથ્વી ઉપરની જમીનના ૯૦૦ સરખા ભાગ કરવામાં આવે તો એશિયા ખંડને ભાગે કેટલા ભાગ જાય ? (ખ) એક કલાકમાં બાળક (બારેક વર્ષનો) આશરે કેટલી વાર આંખો ઉઘાડ–બંધ કરે છે ? (ગ) કોઈ તંદુરસ્ત માણસના નખને બે મિલિમીટર વધતાં કેટલા કલાક લાગે ? (ચ) શાહજહાંના મયૂરાસનની કિંમત કેટલા હજાર કૉન્ટોની હતી ? (૧ કૉન્ટો= ૨૨૨ પાઉંડ) (છ) ઈસ્ટ ઇંડિયા કંપનીએ પોતાની કોઠી મુંબઈથી કેટલા માઇલ દૂર સ્થાપી હતી ? (જ) તાજમહાલ આજથી આશરે કેટલાં વર્ષો પૂર્વે બંધાયો ? (ઝ) ગોકળગાય સતત ચાલ્યા જ કરે તો એક દિવસમાં તે કેટલા ફૂટ ચાલે ? (ઠ) 'કુમાર'ની કારકિર્દીમાં આ અંક કેટલામો ?

[આ છેલ્લા પ્રશ્નનો જે ઉત્તર છે, તે જ ઉત્તર આ કસોટીમાંના બધા પ્રશ્નોનો એકસરખો ઉત્તર છે] નૌતમ વખારિયા

## દશ ભાષામાં પાકનાં નામ

| ગુજરાતી | સંસ્કૃત | હિંદી | મરાઠી | કાનડી | તામિલ | તેલુગુ | મલયાલમ | બંગાળી | પંજાબી | સિંધી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચોખા | શાલી | ચાવલ | તાંદુલ | ભાતા | નેલ્ | ચોડલ્ | નેલ્ | ચાલ | ડંગર | ભાદૂ |
| જુવાર | યાવાનલ | જવાર | શાળૂ | જોલા | ચોળમ્ | જોનલ્ | આળમ્ | જોવારી | ચરી | કડબી |
| બાજરી | ગંતેલું | બાજરા | બાજરી | સજ્જે | કંબુ | જોનટલ્ | કંપમ્ | — | — | — |
| ઘઉં | ગોધૂમ | ગેહૂઁ | ગહૂઁ | ગોદી | ગોધુમૈ | ગોદૂમેલ્ | કોટગપમ્ | — | કણક | — |
| મકાઈ | ભૂટા | મકઈ | મકા | ગોંજળો | મક્કાચોળમ્ | મેક્કાજોનલ્ | મક્કાચોળમ્ | — | જનાર | ભુટા |
| તુવેર | તુવરિકા | અરહર | તૂર | તોગરે | ટાવારે | કંડલ્ | તુવેર | અરહડ | પેવારે | અરહડ |
| ચણા | સકલપ્રિય | ચના | હરભરા | કડલે | કડાલૈ | સાંગલ્ | કડાલકા | છોલા | કદાન | — |
| અડદ | માષ | ઉડદ | ઉડીદ | ઉદ્દ | ઉલંદુ | ઉદૂલ્ | ઉદૂન્નુ | — | — | કમોદિન |
| ભમરૂંગી | ભૂચણક | વિલાયતીમૂંગ | ભુંઇમુંગ | કડલેકા | નિલકડલૈ | નેલશનગજૂ | નેલકડલા | ગરકલાઈ | — | — |
| એરંડી | એરંડ | એરંડી | એરંડ | ઓડલ | આમણક્કુ | કાટમુત્ય | અવનક્ક | — | — | — |
| શેરડી | ઇક્ષુદંડ | ગન્ના | ઉસ | કબ્બૂ | કરુંબુ | ચેરકુ | — | — | — | — |
| કેળાં | કદલી | કેલા | કેળ | બાળીકાઈ | વાળૈપજમ્ | અરટી | વાશા | કેળાં | કેલા | કેરિયા |
| કપાસ | કાર્પાસ | કપાસ | કાપૂસ | હતી | પારૂતી | પાર્થી | પારૂથી | ઝૂન | કપાહ | કપાહ |

# મરચંટ માંકડ અને મંગળદાસ

જેમાંહું બાવાને મંગળદાસ-ની જાણીતી ત્રિપુટીવાળા એકલા પડેલા મંગળદાસ એક નવી ત્રિપુટી રચીને ખબરપત્રીની અદાથી બે અગ્રણી ક્રિકેટરોના પરિચય મેળવી લાવે છે......અને સાથે, તેના આધારભૂતપણા માટે એમની સહીઓ પણ રજૂ કરે છે

વિજય મરચંટ

લેખક
યશવંત
પંડ્યા

વિનુ માંકડ

[આ લેખમાં આવતાં મરચંટ અને માંકડનાં મંતવ્યો માટે લેખક જોખમદાર ઉપરાંત જવાબદાર છે: પણ મંગળદાસનાં માટે નથી: કારણ એમનું બધું એકલા ઈશ્વરની સાક્ષીએ ચાલતું લાગે છે.]

મારું નામ મંગળદાસ. તમે તો મને ઓળખો છો: જો કે હું તમને ઓળખતો નથી. મોટા માણસો-નું એવું જ હોય છે.

અમારી ત્રિપુટી–હું, બાવો ને મંગળદાસની–એ આપણા સાહિત્ય અને સંસારમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. એ માટે ગુજરાત અમારું ઋણી રહેશે. તથાસ્તુ.

પરંતુ કલાપીની હૃદય-ત્રિપુટીની જેમ અમારીના ય પાછળથી ત્રણ–સાચું કહું તો તેર–ટુકડા થઇ ગયા. સદ્ભાગ્યે એકે બીજાનું ખૂન ત્રીજાની સાક્ષીમાં નથી કર્યું. તો ય પરિણામે અમે કાળબળનાં એવાં ઉદાહરણ થયા છીએ કે જેને નિઝામ (હૈદ્રાબાદ), નવાબ (જૂનાગઢ) ને જામ (નવાનગર) સાથે જ સરખાવી શકાય. ટૂંકમાં, 'હું' 'બાવો' બન્યો છે, અને 'બાવો' ખોવાઈ ગયો છે–જેને શોધી લાવવા માટે મેં છાપાંઓમાં રૂા. ૧૦૦૦નું ઈનામ જાહેર કર્યું છે: કારણકે તેની પાસે મારા રૂા. ૧૫૦૦ લેણા છે.

આમ, એકલા પડતાં ઈન્જડ નગરના તારાજ પ્રમુખ જેવા મેં—મંગળદાસે નવા ગોઠિયા મેળવવા માટે શોધખોળ શરૂ કરી: કહો કે મારે કરવી પડી. જેને સ્નેહીસંબંધીઓનું વ્યસન હશે તેને આ સમજાશે: એકલપેટાઓની અક્કલમાં ન ઊતરે તો નવાઈ નહિ. કોઈએ કહ્યું કે સી. સી. આઈ. (ક્રિકેટ ક્લબ ઑફ ઇન્ડિયા)ના સભ્ય થવાથી મારી ભીડ ભાંગશે. એટલે હું ક્રિકેટ વિષે મળ્યાં એટલાં પુસ્તકો વાંચી ગયો અને પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થવાય એવી કક્ષાએ પહોંચ્યો એટલે મોંઘા મૂલે સીસીઆઇનો સભ્ય થયો. પછી જ મને જણાયું કે મોટા ભાગના સભ્યોને તો ક્રિકેટનો એકડો ય આવડતો નથી: તેની અસર અંગે કે સહાનુભૂતિ અર્થે જેને આવડે છે એ પણ કેટલીક વાર રનમાં મીંડાનો આંકડો નોંધાવે છે!

આ આશ્ચર્યના આઘાતમાં મેં ક્રિકેટ વિષે મેળવેલું ઘણું-ખરું હું ભૂલી ગયો, પણ એ રમત વિષેનો મારો અનુરાગ દિન પ્રતિદિન વધ્યે ગયો.

આટલી પ્રસ્તાવના પછી હું હવે અસલ વાત ઉપર આવું તો કહી શકું કે સીસીઆઈના સભ્ય થવાથી મને મોટામાં મોટો લાભ વિજય મરચંટ ને વિનુ માંકડની મૈત્રીનો મળ્યો છે. એ જુદી વાત છે કે એવો જ એમને થયો હશે. ટૂંકમાં અમારી ત્રિપુટી ફરીથી રચાઈ હોય એમ લાગે છે! હું તો મંગળદાસનો મંગળદાસ, પણ એમનામાંથી 'હું' કોણ અને 'બાવો' કોણ એ પ્રશ્ન તમારે મને પૂછવા જેવો નથી. એના બદલામાં મારે તમને અધિક સરસ વાત કરવાની છે. હમણાં પાટનગર દિલ્હીમાં વેસ્ટ ઇન્ડીઝ સામેની પહેલી ટેસ્ટ મૅચ પ્રસંગે અમે ત્રણે ત્રીજે દિવસે મળ્યા (પહેલા અઢી દિવસ માંકડ મહેમાનોને દાવ આપતા હતા) ત્યારે અમારી વચ્ચે થએલી ચર્ચા, જોકે અતિશય અંગત અને ખૂબ જ ખાનગી ગણવી જોઈએ છતાં, વધારેપડતા ઉત્સાહી ખબરપત્રીની અદાથી હું અહીં રજૂ કરું છું, અને સર્વના સંતોષ સારુ, ગંજાવ્યા પહેલાં માફી ચાહું છું.

## દૃશ્ય પહેલું ને છેલ્લું

[મરચંટ ને માંકડ મૅચ જોવામાં મશગુલ છે. ત્યાં મંગળદાસ આવી ચડે છે.]

મંગળદાસ: કેમ વિજયભાઈ, ઓળખાણ પડે છે કે?

[મરચંટ સંભારવા કોશિશ કરે છે]

મરચંટ: તમને ક્યાંક જોયા લાગે છે. આપણે ક્યારે મળ્યા હતા?

માંકડ: અરે, આ તો આપણા મંગળદાસ.

મંગળદાસ: ભલા માણસ, ભૂલી ગયા?

મરચંટ: આવો, આવો, બેસો. મુંબાઈમાં મળેલા એટલે દિલ્હીમાં ક્યાંથી યાદ આવે?

[મંગળદાસ આશ્ચર્ય અનુભવે છે.]

માંકડ: બરાબર છે. એ ઑસ્ટ્રેલિયા જતી ટીમના કૅપ્ટન

દેખાતો નથી. બૉલરમાં લિન્ડવૉલ ને કૅપ્ટનમાં વળી બ્રૅડમૅન.

મંગળદાસ: અને જેની સાથે તમે રમ્યા હો એવા બૅટ્સમૅન, બૉલર...

મરચંટ: બૅટ્સમૅનમાં મર્ચંટ, બૉલરમાં અમરસિંહ અને કૅપ્ટનમાં સી. કે. નાયુડુ.

માંકડ: બૅટ્સમૅનમાં મરચંટ, બૉલરમાં અમરસિંહ, કૅપ્ટનમાં વળી મરચંટ.

મંગળદાસ: કોઈ વાર એવું બને ખરું કે હાથથી ગયેલી મૅચ જીતી જવાય?

મરચંટ: રણજી ટ્રૉફીમાં અમારે ઉપરાઉપરી બે વાર બનેલું. ૧૯૪૩-૪૪માં મુંબાઈ અને વડોદરા વચ્ચેની મૅચમાં ૮૯ રનમાં અમારી ૫ વિકેટ ઊડી હતી. પણ ૧૦ વિકેટ પડતાં પહેલાં અમે ૪૮૭ કરેલા! એમાં મારા ૧૪૧ હતા.

માંકડ: પેલી મહારાષ્ટ્ર સામેની વાત કરો ને?

મરચંટ: હું એ જ કહેવાનો હતો. એ વખતે ૮૯ને બદલે ૯૦માં મુંબાઈની ૫ વિકેટ ખખડી હતી.

માંકડ: પણ સરવાળે ૭૩૫ થયા હતા! એમાં કપ્તાન સાહેબના ૩૫૯ નૉટઆઉટ હતા, જે આજ સુધી તો આપણે ત્યાં રેકોર્ડ રહ્યો છે.

મંગળદાસ: અને લાંબો વખત રહે એમ લાગે છે.

મરચંટ: પણ આ ૩૫૯ કરતાં ૧૯૪૬માં લીસ્ટરશાયરમાં મેં પહેલી ઇનિંગ્સમાં ૧૧૧ નૉટ-આઉટ અને બીજીમાં ૫૯ નૉટ-આઉટ કરેલા તેનું મારે મન વિશેષ મૂલ્ય છે. તે વખતની પિચ બૉલરને અત્યંત અનુકૂળ હતી. એ સામે મળેલી સફળતાથી મને મારામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થયેલી.

માંકડ: એ જ અરસામાં શેફિલ્ડ ખાતે યૉર્કશાયર સામે મેં અને હઝારેએ ૩૨૨ રનની ચોથી વિકેટની ભાગીદારી નોંધાવેલી તેને હું મારી સૌથી સરસ રમત ગણું છું. આપણી '૪૬ની મુસાફરીની એ મોટામાં મોટી ભાગીદારી હતી. ઉપરાંત હઝારેના ૨૪૪ નૉટ-આઉટ ને મારા ૧૩૨, એ અમારા વ્યક્તિગત વધારેમાં વધારે રન હતા.

મંગળદાસ: જુદાજુદા દેશના ક્રિકેટબળ વિષે તમારો શો અભિપ્રાય છે?

માંકડ: પહેલું ઑસ્ટ્રેલિયા, બીજું ઇંગ્લંડ.

મંગળદાસ: બન્ને રાખ માટે લડયા કરે છે!

મરચંટ: ત્રીજું સાઉથ આફ્રિકા, હિંદ ને વેસ્ટ ઈન્ડીઝમાં કોણ ચડિયાતું એ હવે નક્કી થશે.

માંકડ: પછી છઠ્ઠું અને છેલ્લું ન્યૂ ઝીલૅન્ડ.

મંગળદાસ: ટીમ-સ્પિરિટ વિષે તમે શું કહો છો?

મરચંટ: જે થોડા એ વિષે વાતો જ કરે છે એ કરતાં એનું મહત્ત્વ ઘણું વિશેષ છે. હું તો માનું છું કે બૅટિંગ, બૉલિંગ કે ફીલ્ડિંગ કરતાં ટીમ-સ્પિરિટથી સૌથી સારી રમત દેખાડી શકાય છે.

માંકડ: ખેલદિલી—Sportsmanship—થી ચડિયાતી કોઇ ચીજ નથી.

[મંગળદાસ વિચારે છે કે હવે શું પૂછવું? ઉજાગરો સુસાવે છે]

મંગળદાસ: તમને કોઇનાં પ્રમાણપત્ર મળેલાં કે?

માંકડ: મળેલાં ખરાં: પણ માગેલાં નહિ.

મરચંટ: એવાં અનેક નીકળે. અહીં તો એક જ આપીશ. ઑસ્ટ્રેલિયન ફોજી ટીમ આવેલી ત્યારે કૅપ્ટન હૅસેટે કહેલું કે તતડાવીને ફટકા લગાવનાર બૅટ્સમૅન તરીકે મને અસાધારણ વર્ગમાં મૂકી શકાય.

માંકડ: એણે કબૂલ કરેલું કે એણે એવા બહુ જ ઓછા જોયા હતા.

મરચંટ: અને આમને માટે એણે કહેલું કે ઇંગ્લંડમાંથી વેરીટી જતાં વિનુ માંકડથી ચડિયાતો કોઈ ડાબોડી બૉલર એની પાસે રહ્યો નથી.

મંગળદાસ: જમણા હાથનો ય જડવો મુશ્કેલ હશે.

મરચંટ: આવા અજોડ ખેલાડીને—જેને માટે આખો દેશ ગૌરવ લઈ શકે એમ છે તેને—સૌરાષ્ટ્રની સંયુક્ત સરકારે નોકરીમાંથી કમી કર્યા છે! [માંકડ મોં મચકોડે છે.]

મંગળદાસ: હેં...એ...! આ તો જાણે ખેલદિલીનું ખૂન થયું! આપણા જેવાએ શરમાઇ મરવા જેવું. (ખિસ્સામાંથી ડાયરી કાઢી) મારે લખી લેવું પડશે.

[માંકડ અસ્વસ્થ બને છે]

મરચંટ: લખીને શું કરશો?

મંગળદાસ: કાલે સવારે સૂર્યોદય પહેલાં સરદારશ્રી વલ્લભભાઈ પટેલે મને સ્વતંત્ર ભારતના ભવિષ્ય વિષે વાતચિત કરવા બોલાવ્યો છે ત્યારે, ચા પીતાં પીતાં તેમને કાને આ કૌતુક નાખી દઈશ.

માંકડ: (કંટાળી) આપને જે કરવું હોય તે કરજો; (હાથ જોડી) પણ અમને હવે આ મૅચ જોવા દો.

મરચંટ: (વખત વર્તી) વારુ, ત્યારે મુંબાઈમાં મળીશું.

મંગળદાસ: જરૂર. પણ ભલા માણસ, વળી ભૂલી ન જતા!

## મિલન

એક દિવસ સરિતાએ વિચાર કર્યો: 'મારે જ શા સારુ રોજ ને રોજ સાગરને ભેટવા દોડી જવું? મારે એકલીને જ શું કંઈ બધી ગરજ છે?' કુંગરાઇને એણે સાગરને આ વાત કહી દેખાડી: 'જાવ, હું તો તમને મળવા રોજ ને રોજ હવે આવવી નથી! હવે તમે મને મળવા આવજો.'

સાગરે હસીને કહ્યું: 'વારુ, હું આવીશ.'

એમ કહીને એણે ચારે બાજૂ મોજા મૂકવા માંડી. ઠેઠ સરિતાના ઉગમ સુધી એ પહોંચ્યો.

સાગર! સાગર! સર્વત્ર સાગર! પાણી! પાણી, ને પાણી! જળબંબાકાર! આખી યે સરિતા સાગરમાં સમાઈ ગઇ, સરિતાના નસીબમાં ફરી કદિ સાગરને ભેટવા જવાનું રહ્યું નહિ! શિવમ્ સુન્દરમ્ (મૂળ લેખક: ખલીલ જિબ્રાન)

# ગદ્યકવિ બાણભટ્ટનો આત્મવૃત્તાન્ત

લેખક
ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી

સંસ્કૃત સાહિત્યના ગદ્યકવિઓમાં કવિ બાણભટ્ટનું સ્થાન અનુત્તમ રહ્યું છે. તે સમયે ગદ્ય સાહિત્યના બે પ્રકાર પ્રચલિત હતાઃ કથા ને આખ્યાયિકા. કથાનું વસ્તુ સામાજિક નવલકથા જેવું ને આખ્યાયિકાનું વસ્તુ ઐતિહાસિક નવલકથા જેવું રચાતું. બાણભટ્ટે આ બંને પ્રકારની ઉત્તમ કૃતિઓ રચીઃ કથામાં 'કાદંબરી' અને આખ્યાયિકામાં 'હર્ષચરિત'. કથાના પ્રાસ્તાવિક શ્લોકોમાં અને આખ્યાયિકાના પ્રારંભિક ઉચ્છ્વાસો(પ્રકરણો)માં કવિનો આત્મવૃત્તાન્ત આપવામાં આવતો. આ પ્રથાને લીધે આપણને આવા એક પ્રખર કવિનો આત્મવૃત્તાન્ત જાણવાની સારી તક રહી છે. કાદંબરીના પ્રાસ્તાવિક શ્લોકોમાં તો આત્મવૃત્તાન્તની ઘણી આછી રૂપરેખા મળે છે, પરંતુ હર્ષચરિતમાં એ વૃત્તાન્ત સારા વિસ્તારથી આપેલો છે. એમાં ય કવિએ પોતાના સમગ્ર જીવનની રૂપરેખા નહિ, પરંતુ જીવનના અમુક પ્રસ્તુત ભાગની જ હકીકત આપી છે; છતાં જે હકીકત આપી છે તે કુટુંબના તેમજ તેના પોતાના જીવનની માહિતી માટે ઘણી રસપ્રદ છે.

એક પ્રસંગે બ્રહ્મલોકમાં મુનિઓ વિદ્યાવિવાદ કરતા હતા,-ત્યારે મુનિ દુર્વાસાએ સમ ગાવામાં સ્વરદોષની ભૂલ કરી. એ સાંભળી દેવી સરસ્વતીને હસવું આવ્યું. આથી કોપાયમાન થઇ દુર્વાસાએ સરસ્વતીને શાપ દીધોઃ 'નીચે જા, મર્ત્યલોકમાં.' પછી પિતામહે અનુકંપાથી આ શાપ ભોગવવાના કાળની મુદત બાંધી.

સરસ્વતીએ પૃથ્વી પર ઊતરીને શોણ નદના પશ્ચિમ તીરે નિવાસ કર્યો. ત્યાં તેને સુકન્યા-ચ્યવનના પુત્ર દધીચ મુનિ સાથે સ્નેહ થયો. થોડા વખતના સહવાસ પછી આ દંપતીને ત્યાં પુત્ર જન્મ્યો. હવે પોતાના શાપની મુદત પૂરી થઇ એમ જાણી સરસ્વતી પોતાના પુત્રને સર્વ વિદ્યાકલાની સિદ્ધિનું વરદાન આપી બ્રહ્મલોકમાં પાછી ફરી. દધીચ મુનિ પણ પોતાનો પુત્ર અક્ષમાલા નામે ભાભીને સોંપી વનમાં તપ કરવા ચાલ્યા ગયા. અક્ષમાલાને પોતાનો એક એવડો પુત્ર હતો. સરસ્વતીના પુત્રનું નામ 'સારસ્વત' અને અક્ષમાલાના પુત્રનું નામ 'વત્સ' રાખવામાં આવ્યું.

મોટા થતાં સારસ્વત પોતાની સર્વ વિદ્યા વત્સને આપી, પોતે તપસ્વી બની, પિતાની પાસે ચાલ્યો ગયો. વત્સ ગૃહસ્થ બની એ પ્રદેશમાં પ્રીતિકૂટ નામે નિવાસ રચી ત્યાં જ રહેવા લાગ્યા. વત્સના વંશમાં જન્મેલા બ્રાહ્મણો વાત્સ્યાયન કહેવાયા.

આ વાત્સ્યાયન વંશમાં આગળ જતાં કુબેર નામે એક વિખ્યાત દ્વિજ થયા, જે ગુપ્ત રાજાઓનું સન્માન પામ્યા હતા. તેમને ચાર પુત્ર હતાઃ અચ્યુત, ઈશાન, હર અને પાશુપત. પાશુપતના પુત્ર અર્થપતિને અગિયાર પુત્ર હતા. તેમાંથી આઠમા પુત્ર ચિત્રભાનુને રાજદેવી નામે પત્ની હતી. આ દંપતીને ત્યાં બાણનો જન્મ થયો. બાળપણમાં જ બાણની માતાનું મૃત્યુ થવાથી, તેને ઉછેરવાનું કામ પિતાએ સંભાળ્યું. ઉંમરલાયક થતાં તેને ઉપનયનાદિ સંસ્કાર કરવામાં આવ્યા. એમ કરતાંકરતાં તે ચૌદ વર્ષનો થયો, ત્યારે વળી તેના પિતા દેવલોક પામ્યા. દૈવના આ બીજા પ્રહારનો કારી ઘા રુઝાતાં ઘણા દિવસ લાગ્યા. કાદંબરીમાં પોપટનાં બચ્ચાંની વાતમાં જાણે બાણે પોતાની આ બધી આપવીતી જ આલેખી લાગે છે.

એકલો પડેલો બાણ હવે છોકરવાદના છંદે ચડ્યો. તેને હવે દૂરદૂર સ્વૈરવિહાર કરવા જવાની તાલાવેલી લાગી. તેના સરખેસરખા મિત્રો અને સાથીઓ તો તૈયાર જ હતા. તેમાં કોઇ ભાષાકવિ હતા, કોઈ વર્ણકવિ હતા, કોઇ ભાટ હતા, કોઇ ગારુડી હતા, કોઇ તંબોળી હતા, કોઇ વૈદ હતા, કોઇ સોની હતા, કોઈ લેખક હતા, કોઇ ચિત્રકાર હતા, કોઇ ગાયક હતા, કોઈ ચારણ હતા, કોઇ જુગારી હતા, કોઇ નર્તક હતા, કોઈ ભિક્ષુ હતા, કોઇ સાધક હતા, કોઈ જાદુગર હતા, કોઇ સંન્યાસી હતા, તો કોઇ ભિક્ષુણી હતી, કોઇ સૈરન્ધ્રી હતી, કોઇ નર્તકી હતી! બાણના મિત્રમંડળમાં આવાં ચાળીસ-પિસ્તાળીસ સ્ત્રી-પુરુષ હતાં. પોતાના ઘરમાં જ વિદ્યા તેમજ વસુનો વિભવ હોવા છતાં બાણ એના અનેક સાથીદારોને લઇને સ્વૈરવિહાર કરવા નીકળી પડ્યો. પ્રવાસ દરમ્યાન મોટાં રાજકુળો, ગુરુકુળો ને વિદ્વન્મંડળોનો લાભ લેતોલેતો તે લાંબા સમયે પોતાને વતન પાછો ફર્યો ને ત્યાં બાંધવોનાં ભવનોમાં ભમતો સુખે રહેવા લાગ્યો.

ધગધગતા ઉનાળાની એક સાંજે તે જમીને ઘેર બેઠો હતો, ત્યારે ચક્રવર્તી હર્ષદેવના ભાઈ કૃષ્ણે મોકલેલો માણસ તેની પાસે આવ્યો. તે સંદેશો લાવ્યો કે 'દુર્જનોએ ચક્રવર્તીને તમારે વિષે આડુંઅવળું ભરમાવ્યું છે ને ખરાખોટાની તપાસ કરતાં અમને જણાયું છે કે તે ખરું નથી. નાનપણમાં તો દરેક જણ છોકરવાદને છંદે ચડે. અમે ચક્રવર્તીને આવો ખુલાસો કર્યો છે. તો તમે હવે વિના વિલંબે રાજકુળની મુલાકાતે આવો (જુઓ પૃ. ૪૫૨ મે)

# તાંડવ-લક્ષણ

લેખક
યોગેન્દ્ર પ્રિયદર્શી

**પ્રાચીનનાટ્યશાસ્ત્રનો પરિચયઆપતી લેખમાળા-૨૮**

નૃત્યના બે પ્રકારઃ સ્ત્રી-ઉચિત નૃત્ય તે લાસ્ય અને પુરુષોચિત તે તાંડવ. એ બીજા નૃત્ય-પ્રકારમાં આવતાં શરીરનાં વિવિધ ચલનો અને સ્થિતિઓની સમજ, અગાઉના હપતાઓની મુદ્રાઓ તથા આસનોની સમજ પેઠે, વિવિધ ચિત્રો સાથે આ હપતામાં આપી છે.

卐

લાસ્ય અને તાંડવ વચ્ચેનો ભેદ આપણે અગાઉ જોઈ ગયા છીએ. સ્ત્રી-ઉચિત સહજ નૃત્યને લાસ્ય કહે છે; અને પુરુષોચિત અ-સહજ નૃત્યને તાંડવ કહે છે. ટૂંકમાં લાસ્ય અને તાંડવ વચ્ચેનો ભેદ મધુર અને ઉગ્ર કે સહજ અને અ-સહજ વચ્ચેના ભેદ જેવો છે. લાસ્ય પાર્વતીથી અને તાંડવ તંડુ ઋષિથી ઉત્પન્ન થયેલું કહેવાય છે.

નાટ્યશાસ્ત્રમા કરણ, અંગહાર, રેચક, પિંડીબંધ વગેરે નૃત્યના વિવિધ એકમોનુ જે વર્ણન આવે છે તે આ તાંડવ નૃત્યનાં જ અંગ છે. શાસ્ત્રમા કહ્યું છે કે 'ચારી'માં જ નૃત્તની ઉત્પત્તિ છે. (નૃત્તનાં પ્રાથમિક પગલાં-Basic Stepsને ચારી કહેવામા આવે છે) પરંતુ ચારીની જેમ નૃત્તનાં આ અંગો પણ ખૂબ મહત્ત્વનાં છે. આપણે ચારીના પ્રકારો—'ભૌમી' ચારી તથા 'આકાશી' ચારી પણ જોઈ ગયા છીએ. ભૂમિ પર થતી પગની ક્રિયાઓને ભૌમી ચારી કહે છે અને ભૂમિથી અદ્ધર થતી ક્રિયાઓને આકાશી ચારી કહે છે. એ 'ચારી' પછીના નૃત્તના મોટા એકમો અંગહાર, કરણો વગેરે છે ચારીની જેમ તે પણ શરીરની અમુક મૂળભૂત ક્રિયાઓ અને સ્થિતિઓ છે.

નટરાજ શિવે નૃત્તનાં આ અંગો રચીને તંડુમુનિને આપ્યાં અને તંડુ મુનિએ તેને સંગીત સાથે સુયોજિત કરીને પ્રચલિત કર્યાં, તેથી તંડુ નામ ઉપરથી તે તાંડવને નામે ઓળખાયાં.

નાટ્યશાસ્ત્રના ચોથા અધ્યાયમાં તેનાં લક્ષણો વગેરેનું વર્ણન આપેલું છે, પરંતુ તેમાં આ અંગો વચ્ચેના ભેદો તથા તેમની વ્યાખ્યાઓ સ્પષ્ટરૂપે આપી નથી. તેનું કારણ કદાચ એ હોય કે અસલના વખતમાં નૃત્તનાં આ અંગો એટલાં બધાં જાણીતાં હશે કે તેના વધુ સ્પષ્ટીકરણની જરૂર નહિ જણાઈ હોય.

*તાંડવ-લક્ષણનું પ્રકરણ નાટ્યશાસ્ત્રનું સૌથી ગૂઢ અને* ગૂંચવણભર્યું પ્રકરણ છે. કરણો, અંગહારો, પિંડીબંધ વગેરેનાં લક્ષણો તથા કર્મો વિષે ભાગ્યે જ કંઈ ચોક્કસ નિર્ણય પર આવી શકાય તેવું છે. તેનો ઉકેલ કરવા હજી સુધી કોઈ તત્પર પણ થયું નથી. આથી નૃત્તનાં આ અંગો હજી સુધી એક સમસ્યા રૂપે જ નાટ્યશાસ્ત્રનાં પાનાંઓ વચ્ચે દબાએલાં પડયાં છે. પ્રસ્તુત લેખ તો આ વિષયને સરળ રીતે સમજવાનો મારો વ્યક્તિગત પ્રયત્ન છે. આથી મારાં કોઈ કથનમાં ક્ષતિ જણાય તો તે બદલ વિદ્વાનોની પહેલેથી ક્ષમા માગી લઉં છું. નૃત્તનાં આ અંગોની સરળ સાધારણ સમજણ માટે એમ કહી શકાય કે નૃત્તમાં થતાં શરીરનાં જુદાંજુદાં ચલનો (movements), સ્થિતિઓ (positions) અને સ્થાનો (poses) વગેરેને અંગહાર, કરણ વગેરે નામો આપવામાં આવેલાં છે.

કરણ: શાસ્ત્રમાં કહ્યું છે કે 'ચારી' અને 'નૃત્તહસ્ત'ના [illegible] અને આવાં કેટલાંક એકમોના સંયોગને 'કરણ' કહે છે. એમ પણ કહ્યું છે કે નૃત્તનું દરેક એકમ શરીર તથા હાથ, પગ વગેરે અંગોની અમુક સ્થિતિ કે દશા દર્શાવે છે અને આ સર્વના સંયોગને 'કરણ' કહેવામાં આવે છે. ટૂંકમાં શરીર તેમજ હાથપગની અમુક સ્થિતિ (position)ને આપણે કરણ કહીશું.

એવાં ત્રણ કરણમાંથી એક 'કલાપક' બને છે, ચાર કરણથી એક 'મંડક' થાય છે ને પાંચ કરણના સમૂહને 'સંઘાટક' કહે છે.

આ નૃત્ત-કરણો દક્ષિણ હિંદમાં આવેલા ચિદમ્બરમના અતિપ્રાચીન શિવમંદિરમાં શિલ્પાકૃતિઓ રૂપે હજી જળવાઈ રહેલાં છે. કહેવાય છે કે આ મંદિરના હજાર થાંભલાવાળા સહસ્રસ્તંભમંડપમાં ખુદ નટરાજ શિવે પોતાનો તાંડવપ્રયોગ દર્શાવ્યો હતો. આ વિષે દક્ષિણના લોકોમાં અનેક દંતકથાઓ અને પદો પ્રચલિત છે. ભરતનાટ્યમ્ નૃત્યમાં પણ આ ઘટના અંગેનાં અનેક પદો જોવામાં આવે છે એ મંદિરનાં પૂર્વ અને પશ્ચિમ પ્રવેશદ્વારો (ગોપુરમ્)માં વિવિધ કરણોની શિલ્પાકૃતિઓ કોતરવામાં આવેલી છે. કરણો તાંડવ નૃત્યનાં અંગ હોવાથી તે છે તો પુરુષોચિત, પરંતુ ત્યાં કોતરવામાં આવેલાં કરણો સ્ત્રીઆકૃતિઓમાં દર્શાવેલાં છે. આથી કરણો સ્ત્રીયોચિત હોવાનો તર્ક કેટલાક કહે છે, પરંતુ તે સ્ત્રીસુલભ ન હોવાથી એમ માનવું રહ્યું છે કે સ્ત્રી સૌંદર્યનું પ્રતીક ગણાતી હોવાથી શિલ્પીએ શોભા ખાતર જ આ છૂટ લીધી હશે.

આ શિલ્પાકૃતિઓને આધારે દક્ષિણની અન્નામલાઈ યુનિવર્સિટી તરફથી 'તાંડવ-લક્ષણમ્' નામનો એક અંગ્રેજી ગ્રંથ તૈયાર થએલો છે. છતાં આ વિષયમાં સંશોધનને હજી અવકાશ છે જ; કારણકે અંગહારો, કરણો વગેરેનાં લક્ષણો તથા કર્મો વિષેની અસ્પષ્ટતા તેમાં પણ જેમની તેમ જારી રાખેલી છે. વળી જેને આધારે તે ગ્રંથ તૈયાર થએલો છે તેમાંની કેટલીક શિલ્પાકૃતિઓ નાટ્યશાસ્ત્રમાં દર્શાવેલાં લક્ષણોથી જુદી પડે છે, કારણકે નાટ્યશાસ્ત્રના નિયમો શિલ્પને બાધ્ય થતા નથી; તેમાં અમુક છૂટ અનિવાર્ય ગણાય છે. વળી આ શિલ્પાકૃતિઓની સંખ્યા પણ પૂરતી નથી. કરણોની કુલ સંખ્યા ૧૦૮ છે. નાટ્યશાસ્ત્રના પ્રખર ટીકાકાર અભિનવગુપ્તના જણાવવા પ્રમાણે એ સંખ્યામાં પણ સર્વ કરણોનો સમાવેશ થતો નથી; પરંતુ એ સિવાયનાં અન્ય કરણોનાં નામ હાલ ઉપલબ્ધ નથી. એ ૧૦૮ કરણોનાં નામ આ પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ૧ તલપુષ્પપુટમ્ | ૫ સમનખમ | ૯ નિકુટ્ટમ્ |
| ૨ વર્તિતમ્ | ૬ લીનમ્ | ૧૦ અર્ધનિકુટ્ટમ્ |
| ૩ વલિતોરુ | ૭ સ્વસ્તિકરેચિતમ્ | ૧૧ કટિચ્છિન્નમ્ |
| ૪ અપવિદ્ધમ્ | ૮ મંડલસ્વસ્તિકમ્ | ૧૨ અર્ધરેચિતમ્ |

૧૩ વક્ષસ્વસ્તિકમ્
૧૪ ઉન્મત્તમ્
૧૫ સ્વસ્તિકમ્
૧૬ પૃષ્ઠસ્વસ્તિકમ્
૧૭ દિક્સ્વસ્તિકમ્
૧૮ અલાતમ્
૧૯ કટિસમમ્
૨૦ આક્ષિપ્તરેચિતમ્
૨૧ વિક્ષિપ્તાક્ષિપ્તકમ્
૨૨ અર્ધસ્વસ્તિકમ્
૨૩ અંચિતમ્
૨૪ ભુજંગત્રાસિતમ્
૨૫ ઊર્ધ્વજાનુ
૨૬ નિકુંચિતમ્
૨૭ મત્તલ્લિ
૨૮ અર્ધમત્તલ્લિ
૨૯ રેચક નિકુટ્ટિતમ્
૩૦ પદાપવિદ્ધકમ્
૩૧ વલિતમ્
૩૨ ઘૂર્ણિતમ્
૩૩ લલિતમ્
૩૪ દંડપક્ષમ્
૩૫ ભુજંગત્રસ્ત રેચિતમ્
૩૬ નૂપુરમ્
૩૭ વૈશાખ રેચિતમ્
૩૮ ભ્રમરમ્
૩૯ ચતુરમ્
૪૦ ભુજંગ અંચિતમ્
૪૧ દંડક રેચિતમ્
૪૨ વૃશ્ચિક કુટ્ટિતમ્
૪૩ કટિભ્રાન્તમ્
૪૪ લતાવૃશ્ચિકમ્
૪૫ છિન્નમ્
૪૬ વૃશ્ચિક રેચિતમ્
૪૭ વૃશ્ચિકમ્
૪૮ વ્યંસિતમ્
૪૯ પાર્શ્વનિકુટ્ટનમ્
૫૦ લલાટતિલકમ્
૫૧ ક્રાન્તકમ્
૫૨ કુંચિતમ્
૫૩ ચક્રમંડલમ્
૫૪ ઉરોમંડલમ્
૫૫ આક્ષિપ્તમ્
૫૬ તલવિલાસિતમ્
૫૭ અર્ગલમ્
૫૮ વિક્ષિપ્તમ્
૫૯ આવૃત્તમ
૬૦ દોલપાદમ્
૬૧ વિવૃત્તમ્
૬૨ વિનિવૃત્તમ્
૬૩ પાર્શ્વક્રાન્તમ્
૬૪ નિશુંભિતમ્
૬૫ વિદ્યુતભ્રાન્તમ્
૬૬ અતિક્રાન્તમ્
૬૭ વિવર્તિકમ્
૬૮ ગજક્રીડિતમ્
૬૯ તલસંસ્ફોટિતમ્
૭૦ ગરુડપ્લુતકમ્
૭૧ ગંડસૂચિ
૭૨ પરિવૃત્તમ્
૭૩ પાર્શ્વજાનુ
૭૪ ગૃધ્રાવલીનકમ્
૭૫ સંનતમ્
૭૬ સૂચિ
૭૭ અર્ધસૂચિ
૭૮ સૂચિવિદ્ધમ્
૭૯ અપક્રાન્તમ્
૮૦ મયૂરલલિતમ્
૮૧ સર્પિતમ્
૮૨ દંડપાદમ્
૮૩ હરિણપ્લુતમ્
૮૪ પ્રેંખોલિતમ્
૮૫ નિતંબમ્
૮૬ સ્ખલિતમ્
૮૭ કરિહસ્તમ્
૮૮ પ્રસર્પિતમ્
૮૯ સિંહવિક્રીડિતમ્
૯૦ સિંહાકર્ષિતમ્
૯૧ ઉદ્વૃત્તમ
૯૨ ઉપસૃતમ્
૯૩ તલસંઘટ્ટિતમ્
૯૪ જનિતમ્
૯૫ અવહિત્થમ
૯૬ નિવેશમ્
૯૭ એલકાક્રીડિતમ્
૯૮ ઉરુદ્વૃત્તમ્
૯૯ મદસ્ખલિતમ્
૧૦૦ વિષ્ણુક્રાન્તમ્
૧૦૧ સંભ્રાન્તમ્
૧૦૨ વિષ્કંભકમ્
૧૦૩ ઉદ્ઘટ્ટિતમ્
૧૦૪ વૃષભક્રીડિતમ
૧૦૫ લોલિતમ્
૧૦૬ નાગાપસર્પિતમ્
૧૦૭ શકટાસ્યમ્
૧૦૮ ગંગાવતરણમ્.



તાંડવ નૃત્યનાં લક્ષણો પૈકી 'તલસંસ્ફોટિતમ્' કરણ (નં. ૬૯) દર્શાવતો લેખકનો ફોટોગ્રાફ

આ કરણોનાં ફોટોચિત્રો તથા આકૃતિઓ ચિદમ્બરમ્‌ની શિલ્પાકૃતિઓ ઉપરથી ઉપર્યુક્ત 'તાંડવ લક્ષણમ્' પુસ્તકમાં આપ્યાં છે. પરંતુ તે સર્વે અહીં આપવાનું અશક્ય અને બિનજરૂરી છે, કારણ કે જુદાંજુદાં કરણો વચ્ચેની ભિન્નતા ખૂબ અલ્પ તથા તાત્ત્વિક પ્રકારની જ હોવાથી તે સામાન્યરીતે એક જ લાગે તેવાં છે. વળી સર્વે કરણોનાં ચિત્રો તેમનાં લક્ષણોને મળતાં પણ આવતાં નથી. આથી અહીં મુખ્ય મુખ્ય વીસ કરણોનાં ઉદાહરણો જ આપેલાં છે.

ચિત્રોની પેઠે સર્વ કરણોનાં લક્ષણો આપવાનું પણ નિરર્થક છે, કારણ કે તે નૃત્યની અમુક પરિભાષામાં અતિશાસ્ત્રીય તથા સૂચનાત્મકરીતે દર્શાવેલાં હોવાથી સરળતાથી સમજાય તેવાં નથી અને તેનું લંબાણ અરસિક થઇ પડવાનો પૂરતો સંભવ છે. આથી સરળરીતે સમજી શકાય તેવાં અમુક મુખ્ય કરણોના લક્ષણો જ અહીં દર્શાવ્યાં છે.

લક્ષણો: મુદ્રાઓને જેમ હસ્ત-સંકેતો કહીએ છીએ, તેમ કરણોને 'અંગ-સંકેતો' કહી શકાય કારણ કે મુદ્રાઓની પેઠે કરણો પણ ઘણી વખત અમુક ભાવ કે અર્થના દ્યોતક હોય છે અને તે અમુક વસ્તુનું સૂચન કરતા હોય છે તે જેમ નૃત્યક્રિયાઓનાં અંગો છે તેમ મુદ્રાઓની દ્યોતક ક્રિયાઓ પણ તે જ છે. મુદ્રાઓને તેને અનુરૂપ કરણો સહિત દર્શાવવાથી તેના અર્થને અમુક દીપ્તિ કે ચમક મળે છે.

કરણોનાં લક્ષણો શાસ્ત્રીય પરિભાષામાં દર્શાવેલાં હોવાથી તે સરળરીતે સમજવાં મુશ્કેલ છે. દાખલા તરીકે અર્ધરેચિત કરણનું લક્ષણ નાટ્યશાસ્ત્રમાં આ મુજબ આપેલું છે: "એક હાથને 'અપવિદ્ધ' તથા પગને 'સૂચિ' કરી 'ત્રિકુટક' તેમજ પાર્શ્વ 'સન્નત' કરવાથી 'અર્ધરેચિત' થાય છે." આ જ પ્રમાણે 'ઘૂર્ણિત' નામના કરણનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે: "જમણો હાથ 'વર્તિતોઘૂર્ણિત' (વર્તિત કરીને ઘૂર્ણિત), ડાબો હાથ 'દોલિત' તથા પગ 'સ્વસ્તિકાપસૃત' (સ્વસ્તિક કરી અપસૃત) કરવાથી 'ઘૂર્ણિત' થાય છે" આમ, આ લક્ષણો સમજવા માટે પ્રથમ તેના મૂળ શબ્દોનાં લક્ષણો સમજવાં જોઇએ. એ શબ્દો તે હાથ, પગ વગેરે અંગોની વિવિધ ક્રિયાઓનાં શાસ્ત્રીય નામો છે. તે સમજવા માટે, આપણે ઉપર જોઈ ગયા છીએ તે 'ચારીઓ' તથા 'અંગાભિનય'ના પ્રકરણમાં ઊતરવું પડશે. આથી નાટ્યશાસ્ત્રમાં સરળ રીતે આપેલાં અમુક વીસ લક્ષણો જ તેનાં ચિત્રો સાથે આ નીચે આપ્યાં છે. અન્ય કરણો ઉદાહરણો પરથી સમજી લેવાં. કરણોના પ્રયોગો નાટ્યશાસ્ત્રમાં આપેલા ન હોવાથી તે ટીકાકાર અભિનવગુપ્તની ટીકા પરથી સરળ રૂપે સંક્ષિપ્તમાં લીધા છે.



(૧) તલપુષ્પપુટમ્



(૫) સમનખમ્



(૬) લીનમ્



(૮) મંડલસ્વસ્તિકમ્

તલપુષ્પપુટમ્: ડાબી તરફ પુષ્પપુટ-હસ્ત કરી (આ હસ્ત આપણે 'સંયુક્ત-હસ્ત'ના પ્રકરણમાં આગળ જોઈ ગયા છીએ) એક તરફ સહેજ નમેલા પાર્શ્વથી 'પદાગ્ર-તલ-સંચર' કરવાથી (અર્થાત્ પગનો આગલો ભાગ ઊંચો રહે તેમ ઊભા રહેવાથી) આ કરણ બને છે. તે નાટ્યારંભે સૂત્રધાર દ્વારા રંગભૂમિ પર પુષ્પો વેરી અંજલિ અર્પવામાં પ્રયોજાય છે.

સમનખમ્: બન્ને પગના નખ સમાન રહે તેમ જોડાજોડ પગ રાખીને, લટકતા હાથે સ્વાભાવિકપણે ઊભા રહેવું તેને સમનખમ્ કહે છે. આ કરણ સમપાદમ્ ચારી પરથી આવેલું છે અને નર્તકના પ્રથમ પ્રવેશમાં તે પ્રયોજાય છે.

લીનમ્: છાતી પાસે 'અંજલિ હસ્ત' કરીને સહેજ વાંકા ખભાથી સીધા ઊભા રહેવું તેને 'લીનમ્' કહે છે. તે વિનતિ વિનય, આદર વગેરે ભાવો તથા તેવા અર્થની મુદ્રાઓ દર્શાવતી વખતે પ્રયોજાય છે.

મંડલસ્વસ્તિકમ્: મંડલ-સ્થાનથી ઊભા રહી, બંને હાથે સ્વસ્તિક (cross) કરવામાં આવતા હોઈ આ કરણ 'મંડલસ્વસ્તિકમ્' કહેવાય છે. તે નૃત્યમાં અમુક ચરણો(steps)ને અંતે વિરામ રૂપે યોજાય છે.



(૧૪) ઉન્મત્તમ્



(૧૫) સ્વસ્તિકમ્



(૧૮) અલાતમ્



(૧૯) કટિસમમ્



(૨૩) અંચિતમ્



(૨૪) ભુજંગત્રાસિતમ્



(૨૫) ઊર્ધ્વજાનુ

ઉન્મત્તમ્: અંચિત (વળેલા તથા પગનો ફણો ઊંચો રહે તેવા) પગ તથા રેચિત (પ્રસારેલા) હસ્તથી ઊભા રહેવાથી ઉન્મત્તમ્ થાય છે. તે નામ પ્રમાણેના ભાવમાં યોજાય છે.

સ્વસ્તિકમ્: હાથ તથા પગ બંનેને સ્વસ્તિક દશામાં રાખવા તેને સ્વસ્તિકમ્ કહે છે.

અલાતમ્: આ કરણ આ જ નામની ચારીમાંથી આવેલું છે. જમણો હાથ અરધો વાળીને એક પગ ઊર્ધ્વજાનુ કરવાથી (ઘૂંટણ ઊંચો કરવાથી) તે થાય છે અને લલિત નર્તનમાં તથા ગોળ ચક્કર ફરવામાં પ્રયોજાય છે.

કટિસમમ્: આ કરણમાં બંન્ને હાથ કટિ-સમાન (નાભિ તથા કમર પાસે) રાખવામાં આવતા હોવાથી તેને કટિ-સમમ્ નામ આપેલું છે. સૂત્રધારની જર્જરવિધિમાં તે પ્રયોજાય છે.

અંચિતમ્: આ કરણમાં અંચિત હસ્ત (છાતી પાસે રાખેલો હસ્ત) પ્રયોજાતો હોવાથી તે એ નામે ઓળખાય છે. એક નદી બીજી નદી પાસે પોતાની શ્રેષ્ઠતાથી ઉન્માદિત થઈ હોય ત્યારે તે પ્રયોજાય છે.

ભુજંગત્રાસિતમ્: એક પગ કમર સુધી ઊંચો કરી, ઘૂંટણમાંથી તે વળેલો રહે તેમ રાખવાથી આ કરણ થાય છે. તે આ જ નામની ચારી પરથી આવેલું છે.

ઊર્ધ્વજાનુ: વળેલો એક પગ ઉચકી, જાનુ (ઘૂંટણ) ઊંચો રહે તેમ રાખવો તેને ઊર્ધ્વજાનુ કહે છે. તેમાં હાથ મરજી મુજબ રાખવાની છૂટ છે. આ જ નામની ચારી પરથી આવેલું છે.



(૨૭) મત્તલ્લિ



(૩૪) દંડપક્ષમ્



(૪૪) લતાવૃશ્ચિકમ્



(૪૫) છિન્નમ્



(૫૦) લલાટતિલકમ્



(૫૨) કુંચિતમ્

મત્તલ્લિ: આ કરણ પણ એ જ નામની ચારી પરથી આવેલું છે. તેનાથી પગને જમીન પર ખસેડવાની ક્રિયા થાય છે, તથા હાથ છાતી પાસેથી આગળ લઈ જઈ ગોળાકારે ફેરવવામાં આવે છે. તે કેફ કે મસ્ત દશામાં દર્શાવાય છે.

દંડપક્ષમ્: ઊર્ધ્વજાનુ કરી બન્ને હસ્ત લતા (વિલંબિત) કરવાથી આ કરણ થાય છે.

લતાવૃશ્ચિકમ્: એક પગ વૃશ્ચિક કરીને (પાની ઉપર રહે તેમ પગ પાછળ વાળીને) ડાબો હાથ 'લતા' કરવાથી લતાવૃશ્ચિકમ્ બને છે, અને આકાશમાંથી ઊતરવું વગેરે ક્રિયાઓમાં તે પ્રયોજાય છે.

છિન્નમ્: આ કરણનું મુખ્ય લક્ષણ 'છિન્નમ્' છે (તે પ્રકારના એક ચલનનું નામ છે જે આપણે અંગાભિનયનમાં જોઈ ગયા છીએ) તેથી તેને તે જ નામ આપ્યું છે. તેમાં 'અલપદ્મ' હસ્ત કટિ પાસે રાખી, વૈશાખસ્થાનથી ઊભા રહેવામાં આવે છે.

લલાટતિલકમ્: આ કરણથી જમણો પગ વૃશ્ચિક કરી તેના અંગૂઠા વડે લલાટમાં તિલક કરાય છે, આથી તેને લલાટતિલકમ્ નામ આપેલું છે.

કુંચિતમ્: જમણો પગ, ઘૂંટણ જમીનને અડે તેમ પાછળ વાળવો તથા ડાબો પગ ઊભો રાખવો તેને કુંચિતમ્ કહે છે. તેનાથી પ્રિય દેવતાની સ્તુતિ તથા તે દ્વારા પ્રાપ્ત થએલો પરમાનંદ દર્શાવાય છે.

ગરુડપ્લુતકમ્: (જુઓ સામેના પાને) પાછળ પ્રસારેલા પગ, 'લતારેચિત' હસ્ત, તથા ઉન્નત છાતી, તે આ કરણનાં લક્ષણો છે. તે ગરુડના ઉડ્ડયનમાં દર્શાવાય છે.

જનિતમ્: (જુઓ સામેના પાને) મૂઠી વાળેલો હાથ છાતી પર તથા બીજો લટકતો રાખી, એક પગ તલાગ્ર સંસ્થિત (ફણા પર મંડાએલો) ફેરવો તે આ કરણનાં લક્ષણો છે. આ કરણ પણ એ જ નામની ચારીમાંથી આવેલું છે.



(૭૦) ગરુડપ્લુતકમ્



(૯૪) જનિતમ્



(૧૦૪) વૃષભક્રીડિતમ્

**વૃષભક્રીડિતમ્:** 'અલાત' કરીને બંને હાથ 'રેચિત' કરી, એક કુંચિત (સંકોચેલો) તથા બીજો અંચિત (સ્હેજ વાળેલો) રાખવાથી આ કરણ થાય છે.

**અંગહાર:** અંગહારની ઉત્પત્તિ કરણમાંથી છે. બે, ત્રણ, ચાર કે તેથી વધુ કરણના સંયોગને અંગહાર કહે છે. અંગહાર એટલે અંગવિક્ષેપ અથવા શરીરનું એક સ્થાનમાંથી બીજા સ્થાન સુધીનું ચલન. અમરકોષના કર્તા અમરે અંગહારની વ્યાખ્યા આ રીતે આપી છે: 'શરીરની બદલાતી રહેતી સ્થિતિ તે અંગહાર'. નાટ્યશાસ્ત્રના ટીકાકાર અભિનવગુપ્તની વ્યાખ્યા વધુ સ્પષ્ટ છે. તે શરીરની વિવિધ દશા કે સ્થિતિને અંગહાર કહે છે. અંગહારો અનેક છે, એવો ઉલ્લેખ નાટ્યશાસ્ત્રમાં છે, પણ તેમાંના મુખ્ય ૩૨ અંગહારોનાં નામો જ આપેલાં છે. કેટલાક અંગહારોમાં તો કરણોનાં જ નામો લેવામાં આવે છે.

કરણો અને અંગહારો વચ્ચેનો મુખ્ય ભેદ એ છે કે કરણમાં શરીર અમુક ચોક્કસ સ્થિર સ્થિતિમાં હોય છે, જ્યારે અંગહારમાં શરીરની સ્થિતિ કે સ્થાન બદલાતું રહે છે. નૃત્યકરણો તો સદ્‌ભાગ્યે શિલ્પાકૃતિઓ તરીકે ભાંગ્યાતૂટ્યા અવશેષ રૂપે પણ હજી સુધી સચવાઈ રહ્યાં છે, પરંતુ અંગહારોને તો કોઈ એક નિયત સ્થાન (Pose) ન હોવાથી તેને અંકિત કરવાની પ્રતિકૂળતાને કારણે તે લગભગ વિલુપ્ત જેવા જ છે. નાટ્યશાસ્ત્રમાં માત્ર તેનાં નામ દસ્તાવેજ રૂપે રહી જવા પામ્યાં છે. બત્રીસ અંગહારોનાં એ નામ આ પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧ સ્થિરહસ્તમ્ | ૧૭ મતિમંડલમ્ |
| ૨ પર્યસ્તકમ્ | ૧૮ પરિછિન્નમ્ |
| ૩ સૂચિવિદ્ધમ્ | ૧૯ પરિહૃત રેચિતમ્ |
| ૪ અપવિદ્ધમ્ | ૨૦ વૈશાખ રેચિતમ્ |
| ૫ આક્ષિપ્તકમ્ | ૨૧ પરાવૃત્તમ્ |
| ૬ ઉદ્ઘટ્ટિતમ્ | ૨૨ અલાતકમ્ |
| ૭ વિષ્કંભકમ્ | ૨૩ પાર્શ્વચ્છેદમ્ |
| ૮ અપરાજિતમ્ | ૨૪ વિદ્યુતભ્રાન્તમ્ |
| ૯ વિષ્કંભાપસૃતમ્ | ૨૫ ઉદ્વૃત્તકમ્ |
| ૧૦ મત્તાક્રીડમ્ | ૨૬ આલિઢમ્ |
| ૧૧ સ્વસ્તિક રેચિતમ્ | ૨૭ રેચિતમ્ |
| ૧૨ પાર્શ્વસ્વસ્તિકમ્ | ૨૮ આચ્છુરિતમ્ |
| ૧૩ વૃશ્ચિકમ્ | ૨૯ આક્ષિપ્તરેચિતમ્ |
| ૧૪ ભ્રમરમ્ | ૩૦ સંભ્રાન્તમ્ |
| ૧૫ મત્તસ્ખલિતમ્ | ૩૧ ઉપસર્પિતમ્ |
| ૧૬ મદવિલાસિતમ્ | ૩૨ અર્ધનિકુટ્ટમ્ |

**રેચક:** શરીરના કોઈ અંગને એક તરફથી બીજી તરફ ખસેડવાની ક્રિયા કે ચલનને રેચક કહે છે. તે ચાર પ્રકારનાં કહ્યાં છે: (૧) પદરેચક, (૨) કટિરેચક, (૩) કરરેચક (૪) અને કંઠરેચક. અર્થાત્ હાથ, પગ, કમર કે ડોક ખસેડવાની ક્રિયાને જ રેચક એવું નામ આપ્યું છે.

**પિંડીબંધ:** નાટ્યશાસ્ત્રમાં જુદીજુદી પિંડીઓનાં નામ આવે છે, પરંતુ તે સિવાય તેનો વધુ ઉલ્લેખ જોવામાં આવતો નથી, તેથી આ પિંડીબંધ તે શું તે ચોક્કસરીતે કહેવું મુશ્કેલ છે. પણ તેનાં નામ ઉપરથી જણાય છે કે દેવતાઓનાં વાહનો, ચિહ્નો કે લક્ષણો દર્શાવતી નૃત્યક્રિયાઓને 'પિંડી' કહેવામાં આવતી હશે. તે નૃત્યમાં દેવતાઓને તેમનાં લક્ષણો તથા ચિહ્નો દ્વારા દર્શાવવામાં કામમાં આવતી હશે એમ જણાય છે. દેવોનાં પ્રિય કરણો કે જેમાં તેઓ દેખા દે છે તેને પણ પિંડીઓ કહેવામાં આવતી હોવાનું પ્રમાણ મળે છે. તે ચાર પ્રકારની જણાવી છે: (૧) પિંડીબંધ (૩) શૃંખલિકા (૩) લતાબંધ (૪) અને ભદ્રક. પરંતુ આ પિંડીઓનો ઉલ્લેખ નાટ્યશાસ્ત્રમાં નથી. અમુક નૃત્યભાગની એક સંપૂર્ણ નૃત્યાકૃતિને પણ અમુક ગ્રંથમાં પિંડી તરીકે ઓળખાવી છે. આમ, પિંડીઓ સબંધેનાં અટપટાં વિધાનોને કારણે તેને ચોક્કસ સ્વરૂપે વર્ણવવી શક્ય નથી. પ્રાચીન ગ્રંથોમાં આમ કેટલી યે વસ્તુઓ અણઉકેલી પડેલી છે. આપણી રાષ્ટ્રીય સરકાર વખત જતાં પુરાતન ભારતના આ સાંસ્કૃતિક ધનને શોધી કાઢવાના યોગ્ય પ્રયત્નો કરશે તેવી આશા રાખીએ.

જુદાજુદા દેવતાઓની પિંડીઓ નાટ્યશાસ્ત્રમાં આ પ્રમાણે દર્શાવી છે: ઇશ્વર(શિવ)ની વૃષપિંડી, કુમાર (કાર્તિકેય)ની મયૂરપિંડી, નંદિની પદપિંડી, લક્ષ્મીની રૂપપિંડી, ચંડિકાની સિંહવાહિની, જાહ્નવી(ગંગા)ની ધારાપિંડી, વિષ્ણુની ગરુડપિંડી, યમની પાશપિંડી, સ્વયંભૂ(બ્રહ્મા)ની પદ્મપિંડી, વરુણની નદીપિંડી, શક્ર(ઇંદ્ર)ની ઐરાવતી, કુબેરની યાક્ષી, મન્મથ(કામદેવ)ની મત્સ્યપિંડી, બલરામની હલપિંડી. આ રીતે અન્ય સર્વ દેવતાઓની જુદીજુદી પિંડીઓ જાણવી.

આમ, આપણે કરણ, અંગહાર રેચક ને પિંડીબંધ જોયાં. નૃત્યનાં આ અંગોનો સંગીતસંમિલિત નૃત્યપ્રયોગ તે તાંડવ.

## અથાણું

શિક્ષક ડાકટરના છોકરા ઉપર ગુસ્સે થયા હતા: 'મારે તારા પિતાજીને બોલાવવા પડશે.'

'સાહેબ, એવું ન કરશો.' છોકરાએ કહ્યું, 'મારા પિતાજી તો એક વિઝિટના પંદર રૂપિયા લે છે!'

'ગધેડા! તારાથી નાના છોકરાને મારતાં શરમ નથી આવતી?' માસ્તરે બાબૂને ધમકાવ્યો: 'મોટો થઇશ ત્યારે શી ધાડ મારીશ?'

'સાહેબ! હું માસ્તર થવાનો છું.'

'પૈસા, પૈસા ને પૈસા! ચોવીસે કલાક મારી સ્ત્રી પૈસા માગ્યા કરે છે.'

'અરે ભાઈ, પણ તે પૈસાનું કરે છે શું?'

'એ હું જાણતો નથી; કારણ હજુ સુધી મેં તેને એક પૈ પણ આપી નથી.'

'રમેશભાઇ, આખી રાત ઊંઘ્યો તોયે હજુ સૂઈ રહ્યો છે!' બાએ કહ્યું.

'બા, હમણાં મને ઉઠાડીશ નહિ, હું ખૂબ થાકી ગયો છું.'

'શાથી શાથીને કે શું?'

'હું! સ્વપ્નમાં હું દસ માઇલ દોડની હરીફાઇમાં પહેલો આવ્યો છું.'

માસ્તર 'શૉર્ટ સાઈટ'વાળા હોવાથી તેમને દૂરનું બરાબર દેખાતું નહિ. ક્લાસને છેડે ઊભેલા એક જણને તેમણે સવાલ પૂછ્યો: 'પ્લાસીનું યુદ્ધ કઈ સાલમાં થયું હતું?'

'ખબર નથી.'

'ખબર નથી? ઠીક, બીજો સવાલ: નાના ફડનવીસ કોણ હતો?'

'ખબર નથી.'

'એ..મ? તો 'પછનો બળવો શાથી થયો તે કહી શકીશ?'

'ખબર નથી.'

'આ તો મેં ગયા શુક્રવારે જ શીખવ્યું હતું. ત્યારે તેં શું કર્યું?'

'મારા મિત્ર સાથે સિનેમા જોવા ગયો હતો.'

માસ્તર ક્રોધથી રાતાપીળા થઇ ગયા, 'તું આવા જવાબ આપવાની ધૃષ્ટતા કરે છે તો પરીક્ષામાં પાસ કેમ થઇશ?'

'જી, પરીક્ષા પાસ કરવાની મારી ઇચ્છા નથી હું તો ઇલેક્ટ્રિક લાઇટ રીપેર કરવા આ ક્લાસમાં આવ્યો છું.'

કુમાર (ડિસેમ્બર ૧૯૪૮)

(અનુસંધાન પાછળના પૃ. ૪૪૫થી) જાઓ. સંદેશો લાવનાર મેખલકના જમવા-રહેવાનો બંદોબસ્ત કરીને બાણે મનોમંથન કર્યું: 'શું કરવું? એક બાજુ રાજાનો પૂર્વગ્રહ, બીજી બાજુ નિઃસ્વાર્થ કૃષ્ણનો સંદેશો! ને નોકરીથી તોબા! તેમાં ય મોટા રાજકુળનાં મૂળ ઊંડાં! નથી ત્યાં કંઈ ઓળખાણ-પિછાણ. છતાં જવું છે જરૂર.

બીજે દિવસે સવારે ઊઠીને, સ્નાનસંધ્યા કરીને, મહાદેવની પૂજા કરીને, અગ્નિહોમ કરીને, શુક્લ વસ્ત્ર પહેરીને, માલતી ફોઇ પાસે પ્રવાસનો મંગલવિધિ કરાવીને, શુભ મુહૂર્ત જોઇને બાણે પ્રીતિકૂટથી પ્રયાણ કર્યું. પહેલે દિવસે મલ્લકૂટ ગામે પહોંચ્યો ને ત્યાં જગત્પતિ નામે સ્નેહીને ત્યાં રહ્યો. બીજે દિવસે ગંગા નદી ઓળંગીને યષ્ટિગ્રહક ગામમાં રાત ગાળી. ત્રીજે દિવસે મણિતાર નગર પાસેની રાજછાવણીએ પહોંચ્યો.

સ્નાન-ભોજનથી પરવારી સાંજના તે છાવણીના જુદાજુદા ખંડ જોતોજોતો રાજભવનને દરવાજે પહોંચ્યો. પછી દ્વારપાળ દ્વારા પરવાનગી મેળવીને તે અંદર દાખલ થયો. પહેલા ખંડમાં દર્પશાત નામે ગજરાજનું નિરીક્ષણ કર્યું. પછી ચોથા ખંડમાં બિરાજેલા ચક્રવર્તી હર્ષને જોયા. રાજાએ પૂછ્યું, 'આ પેલો બાણ? એને એમ ને એમ મુલાકાત ન આપું' એમ કહી પાછળ બેઠેલા માલવદેશના રાજપુત્રને કહે, 'આ ભારે લહેરી છે.'

બાણે વિનયથી જવાબ દીધો, 'દુનિયાની વાતો જાતજાતની હોય છે. મહાન માણસોએ ખરી વાત જોવી જોઇએ. મારે માટે આડુંઅવળું ધારવું ન ઘટે. હું સોમપાયી વાત્સ્યાયનના વંશમાં જન્મેલો બ્રાહ્મણ છું. સમયસર ઉપનયનાદિ સંસ્કાર કર્યા છે. વેદવેદાંગ બરાબર ભણ્યો છું, શાસ્ત્રોનું શિક્ષણ લીધું છે, વિવાહ કરી ઘરબારવાળો બન્યો છું. આમાં મારું શું લહેરીપણું છે? નાનપણમાં નિર્દોષ છંદે ચડેલો ખરો, પણ હવે તો મનમાં ય અવિનયનો ભાવ દેખા દેતો નથી. વખત જતાં આપ પોતે જ મને પિછાનશો.'

રાજાએ કહ્યું: 'આવું અમે સાંભળ્યું'તું'. ને પછી મૌન સેવ્યું. પછી સૂર્યાસ્તનો સમય થતાં રાજાએ દરબાર બરખાસ્ત કર્યો. તે દિવસે બાણ પર માત્ર દૃષ્ટિપાતની કૃપા થઇ. છતાં બાણને રાજાની સમજ વિશે એકંદરે સારી છાપ પડી. પછી તો તે એ સ્થળે વધુ રોકાયો ને દિવસેદિવસે રાજાને તેનો ખરો ખ્યાલ આવતો ગયો. થોડા જ દિવસમાં લહેરી ગણાતો બાણ રાજાનો માનીતો થયો. આમ, અંતે બાણને હર્ષના દર્પ વિશેનો તેમજ હર્ષને બાણના સ્વચ્છંદ વિશેનો પૂર્વગ્રહ દૂર થયો. પછી તો એ મહાકવિએ પોતાના પિતરાઇઓના આગ્રહથી હર્ષનું ચરિત રચ્યું. સંસ્કૃત આખ્યાયિકાઓમાં આ 'હર્ષ-ચરિત' અગ્રિમ સ્થાન ધરાવે છે.



પ્રણય

ચિત્રકાર યજ્ઞેશ્વર શુક્લ



દખ્ખણ દેશની કન્યાઓ (ચિત્રકાર • શ્યાવક્ષ ચાવડા

'કુમાર'ના વાચકો શ્રી ચાવડાની કલાથી પરિચિત છે તેમ, એમનાં ચિત્રોમાં સૃષ્ટિની હૂબહૂ રૂપરચના બાદ થઈને, ધ્યાનકલ્પિત' ચિત્રો કરવાની ભારતીય પ્રણાલિની ઢબે, માનસપટ પર પડેલી છાપ જ તેના જ તે રૂપમાં આલેખાય છે. ઉપરના ચિત્રમાં, પ્રસંગમાં જમેલી પટરચનાનું સંયોજન તથા વનસ્પતિસમૃદ્ધ દખ્ખણ દેશની વૃક્ષછાયામાં જામતી વાતાવરણની રંગતને જ મહત્ત્વ આપીને માનવાકૃતિઓને માનસછાપમાંથી આવે તેમ જ આવવા દીધી છે

પ્રાચીન સાહિત્યમાં

# ચોરશાસ્ત્ર

લેખક
પ્રો. ભોગીલાલ
સાંડેસરા
એમ.એ.

'તરવું, તાંતરવું અને તસ્કરવું એ ત્રણ આપકળા ૧.'

તસ્કરવું—ચોરી, એ એક સ્વયંસિદ્ધ 'કળા' છે. તસ્કરવાની વૃત્તિ પણ લગભગ માણસજાતના ઊગમ જેટલી જૂની છે. પછી અમુક સ્થળકાળમાં ને અમુક સંયોગોમાં કેટલીક જાતિઓ અને માનવસમૂહોએ ચોરીનો આજીવિકાના સાધન તરીકે સ્વીકાર કર્યો, એટલે તસ્કરકલાનો એક ધંધા તરીકે વિશિષ્ટ વિકાસ થયો, એની કાર્યપદ્ધતિ અને તાલીમ નિશ્ચિત થઇ અને, પ્રાચીન ભારતની વાત કરીએ તો, ચોરીનું પણ એક શાસ્ત્ર રચાયું તથા એ શાસ્ત્રનું શિક્ષણ આપનારા 'આચાર્યો' થયા.

આ ભારતીય ચોરશાસ્ત્રના કર્તાનું નામ મૂલદેવ અથવા મૂલશ્રી હતું. એની માતાનું નામ કર્ણી હોવાથી તે કર્ણીસુત પણ કહેવાય છે. આ સિવાય મૂલભદ્ર, કરટક, કલાંકુર અને ખરપટ એવાં નામોએ પણ તે સંસ્કૃત સાહિત્યમાં ઓળખાય છે. ઇસવી સનના સાતમા સૈકાના પૂર્વાર્ધમાં થએલા મહેન્દ્રવિક્રમ વર્મા કૃત 'મત્તવિલાસ પ્રહસન'(પૃ: ૧૫)માં नमः खरपटायेत्ति वक्तव्यं येन चोरशास्त्रं प्रणीतम् । (ચોરશાસ્ત્રના કર્તા ખરપટને નમસ્કાર—એમ કહો) એવો ઉલ્લેખ છે. દંડીના 'દશકુમારચરિત'માં ચોરીનો ધંધો સ્વીકારનાર એક પાત્ર 'કર્ણીસુતે ઉપદેશેલા માર્ગમાં મેં બુદ્ધિ ચલાવી!' (ઉચ્છ્વાસ ૨) એમ કહે છે. મહાકવિ બાણની 'કાદંબરી'માં વિન્ધ્યાટવીના વર્ણનમાં એક શ્લિષ્ટ વાક્યખંડમાં કર્ણીસુત અને તેના ત્રણ મિત્રો વિપુલ, અચલ અને શશનો ઉલ્લેખ છે, અને 'કાદંબરી'ના ટીકાકારો ભાનુચંદ્ર—સિદ્ધિચંદ્રે એ વાક્યખંડની ઉપરના વિવરણમાં કર્ણીસુતને 'સ્તેયશાસ્ત્ર—ચોરશાસ્ત્રનો પ્રવર્તક' કહ્યો છે. 'વૈજયંતી' વગેરે સંસ્કૃત કોશોમાં પણ મૂલદેવને 'સ્તેયશાસ્ત્રપ્રવર્તક' કહેવામાં આવ્યો છે.

આમ, મૂલદેવકૃત ચોરશાસ્ત્ર વિષેની પરંપરા જૂના સમયથી ભારતીય સાહિત્યમાં ચાલી આવે છે. જોકે એ ચોરશાસ્ત્ર વિદ્યમાન નથી. એક ગોપનીય શાસ્ત્ર હોવાને કારણે તેનો કેવળ મૌખિક પ્રચાર જ હોય, અને એ કારણે સમય જતાં એ નાશ પામ્યું હોય એ પણ સંભવિત છે.

આ મૂલદેવનો વૃત્તાન્ત સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં અનેક સ્થળે આવે છે. સુપ્રસિદ્ધ જૈન સૂત્રગ્રન્થ 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની પ્રાકૃત ચૂર્ણિમાં તથા શાન્તિસૂરિ અને નેમિચંદ્રની ટીકાઓમાં એ વૃત્તાન્ત પ્રમાણમાં વિસ્તારથી અને વિગતથી આવે છે. 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની ચૂર્ણિ વિક્રમના આઠમા સૈકામાં રચાએલી છે, એટલે આ વૃત્તાન્ત એ પૂર્વેનો તો છે જ. ચૂર્ણિ અને શાન્તિસૂરિ અનુસાર, મૂલદેવ એ ઉજ્જયિનીનો એક સુપ્રસિદ્ધ વિટ અને ધૂર્ત હતો. નેમિચંદ્રના કથન મુજબ મૂલદેવ પાટલિપુત્રનો રાજકુમાર હતો અને પોતાના પિતાથી રિસાઇને ઉજ્જયિનીમાં આવી રહ્યો હતો. તે એક મોટો જુગારી હોવા ઉપરાંત ગીતવિદ્યા અને મર્દનકળામાં નિપુણ હતો. ઉજ્જયિનીની એક સુપ્રસિદ્ધ ગણિકા દેવદત્તા તેની સાથે પ્રેમમાં પડી હતી. પરંતુ ગણિકાની માતા અચલ નામે બીજા એક ધનિક વણિકનો પક્ષ કરતી હોવાને કારણે મૂલદેવને ઉજ્જયિની છોડીને ચાલ્યા જવું પડયું હતું. પછી એ દક્ષિણમાં આવેલા વેણ્ણાતટ નગરમાં જઇને રહ્યો. ત્યાં કોઇના ઘરમાં ખાતર પાડતો હતો ત્યારે નગરરક્ષકોએ તેને પકડી લીધો અને વધસ્થાન પર લઇ જવા માંડયો. એ દિવસે નગરનો રાજા અપુત્ર મરણ પામ્યો હતો. મંત્રીઓ નવા રાજાની શોધમાં હતા, ત્યાં મૂલદેવ ઉપર કળશ ઢોળાયો, એટલે તેનો રાજા તરીકે અભિષેક થયો. પછી મૂલદેવે ઉજ્જયિનીના વિક્રમરાજા પર પત્ર લખીને તથા અનેક પ્રકારની ભેટ મોકલીને દેવદત્તા ગણિકા પોતાને સોંપવાની વિનંતિ કરી, અને વિક્રમરાજાએ દેવદત્તાની ઇચ્છા જાણ્યા પછી તે કબુલ રાખી. મૂલદેવ દેવદત્તાની સાથે સુખપૂર્વક રહેવા લાગ્યો. એ સમયે મંડિક નામે એક ચોર દિવસે લંગડા વણકર તરીકે રહેતો ને રાત્રે શહેરમાં ખાતર પાડીને લોકોને ત્રાસ આપતો. એક વારના ચોર મૂલદેવે યુક્તિપ્રયુક્તિથી મંડિકને પકડયો અને તેની પાસેનું બધું દ્રવ્ય લઇ લીધા પછી એને શૂળીએ ચડાવ્યો.



વિક્રમના આઠમા સૈકામાં થએલા આચાર્ય હરિભદ્ર-

હરિએ 'ધૂર્તાખ્યાન' નામનું નર્મ અને કટાક્ષથી ભરેલું એક પ્રાકૃત કથાનક રચ્યું છે. એમાં મૂલદેવ, કંડરીક, એલાષાઢ અને શશ એ ચાર ધૂર્તો અને ખંડપાના નામે ધૂર્તાની કથા આવે છે. એમાં પ્રત્યેક ધૂર્તની સાથે બીજા પાંચસો ધૂર્તો હતા અને ખંડપાનાની સાથે પાંચસો ધૂર્તાઓ હતી. મૂલદેવ એ સર્વનો સરદાર હતો. એક વાર ભર ચોમાસામાં ઉજ્જયિનીની ઉત્તરે આવેલા એક ઉદ્યાનમાં એ બધાં ઠંડીથી થરથરતાં ભૂખે મરતાં બેઠાં હતાં ત્યારે મૂલદેવે એમ કહ્યું કે 'આપણે દરેકે પોતાના અનુભવો કહેવા, અને જેના અનુભવો ખોટા પુરવાર થાય તેણે આ ધૂર્તમંડળીને ભોજન આપવું.' એમાં ચારે ધૂર્તોની ન માની શકાય એવી વાતોને પણ બીજાઓએ બ્રાહ્મણ શાસ્ત્રપુરાણોમાંની એ પ્રકારની કથાઓ રજૂ કરી સમર્થન આપ્યું, પણ ખંડપાનાની વાતને કોઈ સાચી કે ખોટી કહી શક્યું નહિ. સર્વેએ હાર સ્વીકારી અને તેમની વિનંતીથી ખંડપાનાએ તેમને ભોજન પણ આપ્યું.

શૂદ્રક કવિના 'પદ્મપ્રાભૃતક ભાણ'માં મૂલદેવનું પાત્ર નાયક તરીકે—દેવદત્તા ગણિકાના પ્રણયી તરીકે આવે છે. મૂલદેવનો મિત્ર શશ પણ એમાં છે.

સોમદેવભટ્ટકૃત 'કથાસરિત્સાગર'ના છેલ્લા 'વિષમશીલ લંબક'ની છેલ્લી વાર્તામાં મૂલદેવ રાજા વિક્રમાદિત્યને પોતાના જીવનનો એક પ્રસંગ કહી સંભળાવે છે. પ્રસંગોપાત્ત ચર્ચામાં એ કહે છે કે 'સ્ત્રીમાત્ર કંઈ નઠારી હોતી નથી. બધી કંઈ વિષવલ્લીઓ હોતી નથી; અતિમુક્તલતા જેવી આમ્રને વળગનારી વેલીઓ પણ હોય છે.' પછી મૂલદેવ પોતાનો એક અનુભવ વર્ણવે છે, એમાં એની એક વિદગ્ધ પત્ની જેનો એણે ત્યાગ કર્યો હતો તે પ્રતિજ્ઞા લે છે કે 'તમારાથી થએલા પુત્રદ્વારા હું તમને બાંધીને પાછા લાવીશ', અને એ પ્રતિજ્ઞા સાંગોપાંગ પૂરી પણ કરે છે. એ પ્રસંગ પછી મૂલદેવ પોતાની એ પત્ની અને પુત્ર સાથે પાટલિપુત્રથી ઉજ્જયિનીમાં આવીને વસે છે. આ વાર્તામાં મૂલદેવની સાથે એનો સાથીદાર શશી—શશ પણ આવે છે.

આ સિવાય પણ સંસ્કૃત પ્રાકૃત સાહિત્યમાં એવા સંખ્યાબંધ પ્રસંગો ને ટુચકા છૂટાછવાયા મળે છે, જેમાં મૂલદેવની વિદગ્ધતા, ધૂર્તતા ને ચાતુરીની વાતો છે. એક પ્રકારની ગુપ્ત સાંકેતિક ભાષા મૂલદેવપ્રણીત હોવાને કારણે 'મૂલદેવી' નામથી ઓળખાય છે (જુઓ કોઊહલકૃત 'લીલાવઈ કહા'નું સંસ્કૃત ટિપ્પણ, પૃ૦ ૨૮). આ સર્વ જોતાં, પછીના સમયના કથાસાહિત્યમાં લગભગ પૌરાણિક પાત્ર જેવો બની ગએલો મૂલદેવ એક ઐતિહાસિક વ્યક્તિ અને સ્તેયશાસ્ત્રનો પ્રવર્તક હોવાનો પૂરો સંભવ છે.



ચોરીનું શાસ્ત્ર થયું, એટલે એના અધિષ્ઠાયક દેવ પણ હોવા જોઈએ. ચોરોના અધિષ્ઠાયક દેવ સ્કન્દ અથવા કાર્તિકેય છે. 'મૃચ્છકટિક' નાટકના ત્રીજા અંકમાં ચારુદત્તના ઘરમાં ખાતર પાડતા શર્વિલકની સ્વગતોક્તિઓ આ વિષયમાં ઘણી રસપ્રદ છે. એમાં ચોરોને 'સ્કન્દપુત્ર' કહ્યા છે.[1] વળી એમાં ખાતર પાડતાં શર્વિલક नमः कुमार कार्त्तिकेयाय, नमः कनकशक्तये ब्रह्मण्यदेवाय देवव्रताय, नमो भास्करनन्दिने એ પ્રમાણે કાર્તિકેયના જુદા-જુદા પર્યાયશબ્દોનું સ્મરણ કરીને તેમને નમસ્કાર કરે છે.

1 'મૃચ્છકટિક'નો ટીકાકાર પૃથ્વીધર 'સ્કન્દપુત્ર'નો અર્થ 'સ્કન્દોપજીવી ચોરાચાર્યો' એ પ્રમાણે સમજાવે છે. 'સ્કન્દ'નો અર્થ 'યુદ્ધદેવ કાર્તિકેય' થાય છે તેમ 'આગળ ધપવું—આક્રમણ' એવો પણ થાય છે. ચોરોને 'સ્કન્દપુત્ર' અથવા 'સ્કન્દોપજીવી' કહ્યા એનો અર્થ એ પણ ખરો, કે પ્રાચીન કાળમાં 'ચોર'નો અર્થ 'ઘરમાં ખાતર પાડી વસ્તુઓ ઉઠાવી જનાર' એટલો જ માત્ર નહોતો થતો. રીતસરની ટોળીઓ બાંધી લૂંટફાટનો ધંધો કરનાર લૂંટારાઓ પણ 'ચોર' તરીકે ઓળખાતા. 'ચોરપલ્લીઓ' ને 'ચોરસેનાપતિઓ'ના તથા તેઓની સાથેનાં યુદ્ધનાં પણ ઘણાં વર્ણનો કથાસાહિત્યમાંથી મળે છે. ચોરસેનાપતિઓ પોતાના હાથ નીચેના સેંકડો ચોરો સાથે મોટામોટા સાર્થો—વેપારી કાફલાઓ ઉપર એકાએક આક્રમણ કરતા અને તેમને લૂંટી લેતા. ચોરીના વ્યવસાયને આમ આક્રમણ અને યુદ્ધ સાથે ગાઢ સંબંધ હોવાને કારણે યુદ્ધદેવ સ્કન્દ ચોરોના પણ અધિષ્ઠાયક દેવ ગણાયા હોય એ ખૂબ સંભવિત છે. વળી સંસ્કૃતમાં 'સ્કન્દ' એ 'ચતુર'નો પણ પર્યાયશબ્દ છે, અને ચોરીમાં ચતુરાઈની ઘણી જરૂર પડે, એ રીતે પણ સ્કન્દનો સંબંધ ચોરી અને તેના શાસ્ત્ર સાથે જોડાયો હોય. આ સાથે નોંધવું રસપ્રદ થશે કે કામદેવની જેમ અત્યંત રૂપવાન હોવાને કારણે સ્કન્દ, ખાસ કરીને ઉત્તર હિંદ ને બંગાળમાં, ગણિકાઓના પણ ઇષ્ટદેવ ગણાય છે. કાર્તિક પૂર્ણિમાની રાત્રે સ્કન્દ—કાર્તિકેયની મૂર્તિ સમક્ષ ગણિકાઓ ગાયનવાદન કરે છે, અને એ સમયે તે સાંભળવા ગમે તે માણસ જઈ શકે છે.

સદ્ગત ઝવેરચંદ મેઘાણી સાથે ચોરીને લગતા લોકસાહિત્ય વિષે વાત નીકળતાં તેમણે નીચેનો દુહો કહ્યો હતો:

અવરી! તારા પુત્રને સગરે મધુરા મોર;
દી'એ સગરે વાણિયા ને રાતે સગરે ચોર.

સ્કન્દ પણ ગૌરીનો પુત્ર છે, તો આ દુહામાંના 'અવરી-પુત્ર'ને સ્કન્દ ગણવો કે ગણેશ? જોકે બીજી પંક્તિમાં 'દી'એ સગરે વાણિયા' એ શબ્દો છે, ને ખાતરિયું ગુજરાતી ભાષામાં 'ગણેશિયો' પણ કહેવાય છે, એ વસ્તુ આ વહેમી નિકળ જાય છે. પહેલી પંક્તિમાં 'મધુરા મોર' ગૌરીપુત્રનું સ્મરણ કરે છે, ને મોર કાર્તિકેયનું વાહન છે એ વસ્તુ વિચારવા જેવી છે.

વળી જેઓ આ વિષયની તાલીમ આપીને સ્કન્દના અનુયાયીવર્ગમાં વૃદ્ધિ કરતા તેઓ 'આચાર્ય' તરીકે ઓળખાતા. ઉપર જણાવ્યું તેમ, કાર્તિકેયને નમસ્કાર કરીને શર્વિલક પોતે જેનો પ્રથમ શિષ્ય છે એ યોગાચાર્યને—આ વિષયના પોતાના અધ્યાપકને પણ નમસ્કાર કરે છે. શસ્ત્રાસ્ત્રોનો પ્રહાર થાય તોપણ જે ચોપડવાથી વેદના ન થાય એવી 'યોગરોચના' (ચમત્કારિક લેપ) તેને પોતાના એ ગુરુ તરફથી મળી હતી.

ખાતર ક્યાં અને કેમ પાડવામાં આવતું[2] એ વિષે પણ 'મૃચ્છકટિક'માંથી ઠીકઠીક માહિતી મળે છે. એ વિષયની શર્વિલકની ઉક્તિઓ ખાસ જોવા જેવી છે:

"પાણી પડવાથી શિથિલ થઈ ગએલો, જેમાં ખાતર પાડતાં શબ્દ ન થાય એવો ભીંતનો ભાગ ક્યાં છે? ક્યાં ખોદવાથી શાસ્ત્રમાં બતાવ્યું છે એવું વિપરીત પ્રકારનું ખાતર નહિ પડે? આ હવેલીનો કયો ભાગ ઇંટોમાં ખાર લાગવાથી જીર્ણ થઈ ગયો હશે? ક્યાં ખોદવાથી મને સ્ત્રીઓનું દર્શન નહિ થાય અને અર્થસિદ્ધિ થશે?

(ભીંતનો સ્પર્શ કરીને) નિત્ય સૂર્યના તડકાથી અને પાણી પડવાને કારણે પોચી પડી ગએલી આ જગા ખારથી ખવાઈ ગએલી છે. ઉંદરે દર પાડતાં કરેલો આ માટીનો ઢગલો છે. અહો! મારો અર્થ સિદ્ધ થયો! સ્કન્દપુત્રોને સિદ્ધિ પ્રાપ્ત થવાનું આ પહેલું જ લક્ષણ છે. હવે કાર્યનો આરંભ કરતાં કેવા પ્રકારનું ખાતર પાડું? અહીં ભગવાન કનકશક્તિએ ચાર પ્રકારનાં ખાતર કહ્યાં છે. જેમકે: પાકી ઇંટોને બહાર ખેંચી કાઢવી, કાચી ઇંટોને કાપી નાખવી, માટીની ભીંત હોય ત્યાં પાણી રેડવું, અને લાકડાની ભીંત હોય ત્યાં વહેરવું. એમાં અહીં પાકી ઇંટો હોઈ તે બહાર ખેંચી કાઢવી જોઈએ."

વળી, આ ખાતર જેમતેમ નહિ, પણ કલામયરીતે પડાતાં. ખાતરો જુદીજુદી આકૃતિનાં પાડવામાં આવતાં. ચોર ચોરી કરીને ચાલ્યો જાય ને સવારે લોકો એકત્ર થાય ત્યારે ખાતર પાડનારની કલાની પ્રશંસા કરે એ પણ ચોર ધ્યાનમાં રાખે છે. જુઓ આગળ શર્વિલકના ઉદ્ગારો:

ચોરીના અધિષ્ઠાયક દેવ હોય એ પરંતુ આજ સુધી પણ હિંદમાં કોઈ કોઈ સ્થળે ચાલુ રહેલી છે. કર્ણાટકમાં 'ગંઠિચોર' નામે એક જાત છે, જેનો ધંધો ચોરીનો છે. એ જાતિ 'યેલમ્મા'ને પોતાની અને પોતાના વ્યવસાયની દેવી ગણે છે (જુઓ 'ઇન્ડિયન ઍન્ટીક્વેરી', વૉ. ૧૦, પૃ. ૨૪૫ ઉપર મેજર વેસ્ટનો લેખ 'ડિવાઈન મધર્સ ઍાર લોકલ ગૉડેસિઝ ઑાવ ઇન્ડિયા'). આ 'ગંઠિચોર' શબ્દ સંસ્કૃત ग्रन्थिचोर ઉપરથી આવેલો છે, અને 'ચોરનો ભાઈ ઘંટીચોર' એ ગુજરાતી કહેવતમાંના 'ઘંટીચોર' શબ્દથી અભિન્ન છે.

૨. પ્રાચીન ભારતીય સાહિત્યમાં ચોરને બે રીતે ઘરમાં પેસતા વર્ણવ્યા છે: એક તો ખાતર પાડીને અને બીજું સુરંગ દ્વારા. 'ખાતર'ને સંસ્કૃતમાં खात्र અને પ્રાકૃતમાં खत्त કહેવામાં આવે છે. જો કે खात्र એ બનાવટી સંસ્કૃત શબ્દ છે, અને તે खत्त ઉપરથી અથવા જે દેશ્ય શબ્દમાંથી खत्त આવ્યો હશે તે ઉપરથી તૈયાર કરવામાં આવેલો છે. ગુજરાતી 'ખાડ' (બાકોરું) શબ્દનું મૂળ પણ એમાં છે. सन्धि અને छिद्र એવા એના બીજા પર્યાયો છે. ખાતરને મુકાબલે સુરંગનો પ્રયોગ વધારે મુશ્કેલ હોવાથી પ્રમાણમાં ઓછો જોવામાં આવે છે. 'કથાસરિત્સાગર'ના 'શક્તિયશોલંબક'માં ઘટ અને કર્પર એ બે ચોરની વાર્તામાં ખાતર અને સુરંગ એ બન્નેનો ઉપયોગ થાય છે. 'સુરંગ' શબ્દ સંસ્કૃતમાં सुरुंगा કે सुरंगा એવા રૂપે છે, અને તે ગ્રીક Syrinx પરથી વ્યુત્પન્ન થયાનું મનાય છે.



વિવિધ પ્રકારનાં ખાતરોની (ભીંતમાં પાડવામાં આવતાં બાકોરાંની) આકૃતિઓ: મથાળેથી ડાબી બાજુથી—ખીલેલા કમળ જેવું, સૂર્ય જેવું; સ્વસ્તિક આકૃતિ; બાલચન્દ્ર જેવું; વાવના આકારનું; પુરુષાકૃતિ; પૂર્ણકુંભ કે કળશ જેવું.

"એમાં, પદ્મવ્યાકોશ (ખીલેલા કમળ જેવું), ભાસ્કર (સૂર્ય જેવું), બાલચન્દ્રની આકૃતિનું, વાપી (વાવના આકારનું), વિસ્તીર્ણ, સ્વસ્તિકાકૃતિ અને પૂર્ણકુંભ એટલા પ્રકારનાં ખાતર છે. તેમાં હું મારું શિલ્પ બતાવું, જે જોઈને નગરજનો આવતી કાલે વિસ્મય પામી જાય? અહીં પાકી ઈંટ હોવાથી પૂર્ણકુંભ જ શોભશે. માટે તે (આકૃતિનું ખાતર) પાડું."

અને છેવટે કલારસિક ચારુદત્તને 'અહો! આ સંધિ દર્શનીય છે!' એમ કહીને એક કવિત્વમય શ્લોક દ્વારા ખાતરની પ્રશંસા કરતો પણ કવિએ વર્ણવ્યો છે.

## સુગંધ વણુ યે

પૃથ્વી • સૉનેટ

ધખ્યા પ્રખર ઘામ, હ્હાય ધરતી પરે લાગી ગે,
અને ગગનમાં ય તે અગન આજ ફેલી ગઈ
તપ્યા ભરબપોર : શાંત સુનકાર ઘેરી વળ્યો.
હતો અનિલ લોલ મસ્ત લહેરત તે યે કહો
કરાલ લબકત જીભ થકી ઝાળ ફુત્કારતો
શિકારી કુતરા જિશ્યો હડબડંત દોડયે જતો!
ન કોકિલકિલોલ : ગાજુ નહિ આમ્રકુંજે 'યથા
લીલીલીલી તૃણાવલી ય ન : નરી જ ઉજ્જડ જિહાં
જમીન : તહીં લાલઘૂમ ગુલમ્હોર ઝૂલી રહ્યો'

સપેદી શિરપેચ લાલ, જરી બંકડો ઝૂકીને
પ્રચંડ કડિયાળી ડાંગ પર હૈયું ખોલી અને
બપોર બળતે દુહા પર દુહા, જ લલકારતો
દુહાગીર જવાન શો,
દીઠો મહિલ લાલ લાલ ગુલ હ ય લ્હેરાવતો.

અપૂર્વ હરરંગથી જ ભરપૂર રંગે ભર્યું
સુગંધવણુ યે સુગંધમય ધન્ય તારું હર્યું!

ઉપેન્દ્ર પંડયા



'મૃચ્છકટિક'માં ખાતરની જે જુદીજુદી આકૃતિઓ વર્ણવેલી છે તે કેવળ કવિકલ્પનામાંથી ઉત્પન્ન થઈ હશે એમ માનવાની જરૂર નથી, કેમકે ભારતીય સાહિત્યમાં બીજે પણ આ વસ્તુ જોવામાં આવે છે. 'મૃચ્છકટિક' જેવા પ્રકરણમાં જે વસ્તુનો નિર્દેશ છે તેનું સમર્થન 'ઉત્તરાધ્યયનસૂત્ર' જેવા ધર્મગ્રંથની ચૂર્ણિ(પૃ. ૧૧૧)માં આપેલી એક કથા દ્વારા થાય છે. એ કથામાં કલશાકૃતિ, નંદ્યાવર્ત આકૃતિ, પદ્માકૃતિ, પુરુષાકૃતિ અને કપિશીર્ષક (કોશીઆં) આકૃતિના ખાતરનો ઉલ્લેખ છે. એક ચોરે કપિશીર્ષક આકૃતિનું ખાતર પાડ્યું હતું, પણ ઘરના માલિકે અંદરથી ચોરના પગ ખેંચ્યા, અને ચોરના સાથીએ બહારથી માથું ખેંચ્યું, એવી સ્થિતિમાં ચોર પોતે જ બનાવેલાં કોશીઆંની અણીઓથી વીંધાઈ ગયો. પાંચમા શતક આસપાસમાં રચાએલા પ્રાકૃત કથાગ્રન્થ 'વસુદેવહિંડી'માં (ભાષાન્તર, પૃ. ૪૯) એક ચોરને શ્રીવત્સના આકારનું ખાતર પાડતો વર્ણવ્યો છે.

ચોરીનાં સાધનોની પણ માહિતી સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાંથી મળે છે. 'દશકુમારચરિત'ના બીજા ઉચ્છ્વાસમાં ચોરીનાં ઉપકરણોનું એક નાનું પણ ઝીણવટભર્યું વર્ણન છે. એમાં એક ચોર કાળી રાત્રીએ અંધારપછેડો ('નીલ વસન') ઓઢીને તથા ચડ્ડી ('અર્ધોરુક') પહેરીને નીકળે છે. સાથે તીક્ષ્ણ તલવાર, ખોદવા માટે સર્પની ફેણ જેવું હથિયાર ('ફણિમુખ'), ઘરનાં માણસો ઊંઘે છે કે જાગે છે એની ખાત્રી કરવા માટે ઝીણી સીસોટી ('કાકલી'), સાણસી, બનાવટી મસ્તક ('પુરુષશીર્ષક'), યોગચૂર્ણ—વ્રણમુક્તિ આપે એવું ચૂર્ણ, અંધારા કૂવાઓ કે ભોંયરાંમાં પણ બુઝાય નહિ એવી મશાલ ('યોગવર્તિકા'), ખાતર પાડવા માટે માપવાની દોરી ('માનસૂત્ર'), ઉપર ચઢવા માટે હૂક અને દોરડું ('કર્કટક' અને 'રજ્જુ'), ચોર-દીવો ('દીપભાજન'), અને બળતો દીવો હોલવી નાખવા માટે પતંગિયાંની દાબડી ('ભ્રમરકરંડક') એટલાં સાધનો તે લઈ જાય છે.

આ પ્રકારનાં સાધનોનો નિર્દેશ બીજે પણ આવે છે. જેમકે 'ઉત્તરાધ્યયન સૂત્ર' ઉપરની શાન્તિસૂરિ અને નેમિચન્દ્રની ટીકાઓમાંની, અગાઉ જેનો નિર્દેશ કરેલો છે એ, મૂલદેવની વાર્તામાં મૂલદેવ મંડિક ચોરને પકડવા માટે રાત્રે 'નીલપટ' ઓઢીને બહાર નીકળે છે. 'વસુદેવહિંડી'માં ખાતર પાડવા માટેના આરાવાળા હથિયાર('નહરણ')નો તથા 'ચર્મવસ્ત્ર' અને 'યોગવર્તા'નો ઉલ્લેખ છે (ભાષાન્તર, પૃ. ૪૯ અને ૫૦). ચોર-દીવા('દીપસમુદ્ગ')નું પણ એમાં વર્ણન છે. પ્રકાશની જરૂર પડ્યે સમુદ્ગક-દાબડો ઉઘાડીને દીવો બહાર કાઢી શકાતો અને અંદર મૂકી શકાતો (પૃ. ૫૮-૫૯). ચારુદત્તના ઘરમાં દીવો હોલવવા માટે શર્વિલક પોતાની પાસેનું પતંગિયું ('આગ્નેયકીટ') ઉડાડે છે. પતંગિયું દીવાની આસપાસ ચક્કર ચક્કર ઊડે છે, અને છેવટે તેની પાંખના પવનથી દીવો બુઝાઈ જાય છે એવું વિગતવાર વર્ણન 'મૃચ્છકટિક'માં છે.

આમ, ચોરીનાં શાસ્ત્ર તેમજ કલા હતાં એ કારણે કેટલાક નિદાન ચોરોની પણ વાર્તાઓ મળે છે. હેમચન્દ્રના

શિષ્ય રામચંદ્રે પોતાની કેટલીક રચનાઓનાં અને વિદ્યાપતિ બિલ્હણે પોતાના 'વિક્રમાંકદેવચરિત'ના મંગલાચરણમાં જેમનો નિર્દેશ કર્યો છે એવા 'પરકાવ્યોથી કવિ બનનારા' કાવ્યચોરોની નહિ, પણ ખરેખરા દ્રવ્યચોરોની આ વાત છે. ચોરી કરનારા પૈકી કેટલાક વિટ અને ધૂર્તવર્ગમાંથી ને વિદગ્ધ ગણાતા ગણિકાપ્રસંગી જુગારીઓમાંથી આવતા અને એવાઓને સાહિત્ય તથા લલિત કલાઓનો ઠીકઠીક વ્યાસંગ હતો એમ જૂનાં કાવ્ય, નાટક અને કથાસાહિત્ય ઉપરથી જણાય છે. વળી કેટલાક બ્રાહ્મણો પણ ચોરીનું કામ કરતા હતા. 'મૃચ્છકટિક'માંનો શર્વિલક બ્રાહ્મણ છે. ગુજરાતમાં મોઢ બ્રાહ્મણોની એક પેટાજ્ઞાતિ–ધીણોજા કે ધેણુજા બ્રાહ્મણો–એક સમયે ચોરી અને ઠગાઈનો ધંધો કરતી હતી, એથી ગુજરાતી ભાષામાં 'ધીણોજા' શબ્દ 'ઠગ'નો પર્યાય ગણાય છે. પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ના પહેલા તંત્રની છેલ્લી વાર્તામાં એક વિદ્વાન બ્રાહ્મણ જે સંસ્કારયોગે ચોરીનો ધંધો કરતો હતો તેણે પોતાના જીવનનાં ભોગે કેટલાક બ્રાહ્મણોને ભીલોથી બચાવ્યા હતા એની વાત આવે છે. જૂના ગુજરાતી 'પંચાખ્યાન વાર્તિક'માં પણ રાજાના ભંડારમાં ખાતર પાડનાર એક વિદ્વાન બ્રાહ્મણની કથા આવે છે. પણ વિદ્વાન ચોરની સૌથી રસિક કથા તો સં. ૧૩૬૧માં મેરુતુંગાચાર્યે રચેલા 'પ્રબન્ધચિન્તામણિ'ના 'ભોજભીમ પ્રબન્ધ'માં છે:

"એક વાર મધ્યરાત્રિએ અકસ્માત્ જાગી ગએલા ભોજ રાજાએ ગગનમંડળમાં નવા ઊગેલા ચન્દ્રને જોઇ પોતાના સારસ્વત-સમુદ્રમાં આવેલી ભરતી જેવો નીચેનો શ્લોકાર્ધ કહ્યોઃ

यदेतच्चन्द्रान्तर्जलदलवलीलां प्रकुरुते
तदाचष्टे लोकः शशक इति नो मां प्रति तथा।

(અર્થાત્, ચન્દ્રમાં આ જે વાદળાના ટુકડા જેવું દેખાય છે તેને લોકો સસલું કહે છે, પણ મને એમ લાગતું નથી.)

રાજા આ શ્લોકાર્ધ વારંવાર બોલ્યો ત્યારે રાજમહેલમાં ખાતર પાડીને ભંડારમાં પેઠેલા કોઈ ચોરે પ્રતિભાના વેગને રોકી નહિ શકવાથી એ શ્લોક આ રીતે પૂરો કર્યોઃ

अहं त्विन्दुं मन्ये त्वदरिविरहाक्रान्त तरुणि-
कटाक्षोल्कापातव्रणशत कलङ्काङ्किततनुम्॥

(પણ હું તો, તમારા શત્રુઓની વિરહથી પીડાએલી સ્ત્રીઓના કટાક્ષરૂપી ઉલ્કાપાતથી પડેલા સેંકડો ઘાઓથી ચંદ્રનું શરીર કલંકિત થયું છે, એમ માનું છું.)

ચોર આ પ્રમાણે બોલ્યો, એટલે પછી અંગરક્ષકોએ તેને પકડીને કારાગારમાં પૂરી દીધો. પછી દિવસ ઊગતાં સભામાં લાવવામાં આવેલા એ ચોરને રાજાએ જે પારિતોષિક આપ્યું તે વિષે ધર્મવહિકા લખનાર અધિકારીએ નીચેનો શ્લોક લખ્યોઃ

'જેણે મૃત્યુની બીક છોડી દીધી હતી એવા આ ચોરને પ્રસન્ન થએલા રાજાએ ઉપર્યુક્ત બે ચરણ રચવા માટે દસ કોટિ સુવર્ણ અને દંતુરાજની અણીઓથી પર્વતને ખોદનારા તથા મદથી મુદિત થએલા ભમરાઓ જેના ઉપર ગુંજારવ કરતા હતા એવા આઠ હાથી આપ્યા.'

ચોરીની કળા વિષેની બીજી કેટલી યે ઇતિહાસમિશ્રિત વાર્તાઓ, દંતકથાઓ અને અન્ય હકીકતો જૂના સાહિત્યમાંથી તેમજ લોકસાહિત્યમાંથી મળે છે. કહેવાની ગુનેગાર જાતિઓને લગતા વૃત્તાન્તોમાંથી પણ આ વિષયની ઘણી વિશ્વાસપાત્ર સાચી માહિતી પ્રાપ્ત થાય છે. તે ઉપરથી વિવિધ દેશકાળમાં જુદીજુદી જાતના ચોરોમાં—બહારવટિયા, પીંઢારા, ઠગ, લૂંટારા, ખાતર પાડનારા ચોર તથા અનેક પ્રકારના ધુતારાઓમાં—પ્રવર્તતા ચોક્કસ પ્રકારના 'નીતિનિયમો' ('કોડ ઑવ ઑનર') વિષે તથા કોઇ પણ પ્રકારના નિયંત્રણ વિના માત્ર ચોરી જ કરવી એવું ધ્યેય રાખનારા ચોરો વિષે લખતાં આ વિષયનો ઘણો વિસ્તાર થાય એમ છે. પરન્તુ પ્રાચીન ભારતનાં ચોરીનાં શાસ્ત્ર ને કલા પરત્વે સામાન્ય ખ્યાલ આપવા માટે અહીં આટલું પૂરતું થઇ પડશે.

## નિરાશ ધરા

અયુત યોજનોથી હે આવતા પ્રકાશ!
  જોઈ છે કોઈ ધરા આવી તેં નિરાશ?

પંખી ગણ ગીત ગાય,
ફૂલ ખીલી મુસ્કુરાય,
સરિતાજળનૃત્ય થાય, કેવો ઉલ્લાસ!
માનવને હૃદય તોય
માનવતા રહે રોય; તેને સદાય ત્રાસ ત્રાસ.
  જોઇ છે કોઈ ધરા આવી તેં નિરાશ?

વિહગો વન સાથ રહે,
સરિતાજળ સંપી વહે,
તારકનાં વૃંદ કહે સંપકથા ખાસ:
ભાઇભાઇથી વેર,
રાખીને કરે કેર; માનવમાં સર્જે પ્રણાશ.
  જોઇ છે કોઈ ધરા આવી તેં નિરાશ?

અણુઅણુ નત ઈશપદે,
નિયતિના સ્તોત્ર વદે,
જીવ અહીં સર્વ મુદે પામતાં પ્રકાશ:
આંધીમાં મગ્ન રહી,
માનવ ઈશ ભૂલી જઇ માને તે આપ અવિનાશ!
  જોઈ છે કોઇ ધરા આવી તેં નિરાશ?

અયુત યોજનોથી હે આવતા પ્રકાશ!
  જોઇ છે કોઈ ધરા આવી તેં નિરાશ?

અરીહ

# સંતમહાત્માઓનાં જીવનચરિત્રો

લેખક
દુર્ગાશંકર કે. શાસ્ત્રી

આપણી ઇતિહાસસામગ્રીની ઊણપ નિર્દેશતો મનનીય લેખ

આ દેશમાં પ્રાચીન કાળથી જ ઇતિહાસદૃષ્ટિ લગભગ અણવિકસી રહી છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, કાવ્ય, નાટક, વૈદક, જ્યોતિષ, કાયદો, રાજ્યનીતિ વગેરે અનેક વિષયો ઉપર પુષ્કળ, ને કેટલાક વિષયોમાં તો ઊંચી કોટિનું સાહિત્ય સંસ્કૃત ભાષામાં મળે છે. પણ જેને સાચી રીતે ઇતિહાસ કહી શકાય એવું કાંઇ જ પ્રાચીન કાળમાં રચાયું નથી. इति ह आस= 'આમ હતું' એવો ઇતિહાસ શબ્દનો અર્થ છે. પણ વૈદિક સાહિત્યમાં અને મહાભારતમાં ઇતિહાસ શબ્દ તો જૂની વાર્તાના અર્થમાં વપરાયો છે. મહાભારતમાં અનેક સ્થળે :

अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम्

'આ બાબતમાં નીચેના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપે છે' એમ કહીને જે જે વાત કહે છે તે કથાઓ જ હોય છે. મહાભારત પોતે સામાન્યરીતે ઇતિહાસ કહેવાય છે, પણ મૂળમાં જ એને જેમ ઇતિહાસ કહેલ છે તેમ કાવ્ય પણ કહેલ છે. (જુઓ મહાભારત આદિ પર્વ અ. ૧, શ્લો. ૫૪ તથા ૬૧) કહેવાની મતલબ એટલી જ છે કે આ દેશમાં પ્રાચીન કાળમાં કથા અને કાવ્યથી ઇતિહાસનું પૃથક્ સ્વરૂપ સાહિત્યકારોના ધ્યાનમાં ઊતર્યું જ નહોતું. આથી ઊલટું, ગ્રીસમાં ઈ. સ. પૂર્વે પાંચમા શતક પહેલાં જ ઇતિહાસદૃષ્ટિનો ઉદય થયો હતો. ગ્રીસના હીરોડોટસ નામના ઇતિહાસકારે જાતે મુસાફરી કરીને, પ્રખ્યાત સ્થળોમાં ફરીને તથા પૂછપરછ અને તપાસ કરીને ઐતિહાસિક માહિતી એકઠી કરી હતી. વળી, પોતે મેળવેલી માહિતીમાં શું સાબિત થઈ શકે એવું છે એનું વિવેચન કરીને પોતાના ઇતિહાસ-ગ્રન્થની હીરોડોટસે રચના કરી છે. આ હીરોડોટસ(ઈ.સ. પૂર્વે ૪૮૪થી૪૨૫)થી થોડાં વર્ષે નાનો સમકાલીન થ્યુસીડીડીસ (ઈ.સ. પૂર્વે ૪૭૧થી ૪૦૧) તો પ્રાચીન કાળનો શ્રેષ્ઠ ઇતિહાસકાર ગણાય છે તેણે મુખ્યત્વે સમકાલીન ગ્રીસનો ઇતિહાસ લખ્યો છે, અને તેના લખાણમાં શાંત ચોકસાઈ, વિશાળ સમજણવાળી મર્મગ્રાહી દૃષ્ટિ અને સુરેખ ચિત્ર આપવાની શક્તિ વગેરે મોટા ગુણો છે. ગ્રીસના હીરોડોટસ અને થ્યુસીડીડીસથી આજ સુધી ચાલી આવતી ઇતિહાસકારોની પરંપરા વડે યુરોપનાં રાજ્ય, ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન વગેરેના નાનામોટા ઇતિહાસો યુગેયુગે લખાયા છે, જ્યારે આ દેશ ઐતિહાસિક સાહિત્યથી વંચિત રહી ગયો છે. જોકે ઇતિહાસચર્ચા માટે આ ઉપક્રમ નથી, પણ જે માનસિક ખામીથી આ દેશમાં ઇતિહાસદૃષ્ટિ ન ખીલી તે જ ખામીથી જીવનચરિત્રની દૃષ્ટિ પણ નથી ખીલી. નાનીમોટી સમષ્ટિનું ચરિત્રનિરૂપણ એટલે ઇતિહાસ અને વ્યક્તિનું ચરિત્રનિરૂપણ તે જીવનચરિત્ર. જીવનચરિત્ર, અને ઇતિહાસ એ સાહિત્યના એક જાતિના પ્રકારો છે. ઘણુંખરું બેય સાહિત્યપ્રકારો એક સાથે અને પરસ્પરની સહાય વડે ખીલે છે. આપણે ત્યાં આ બેય સાહિત્યપ્રકારો વણખીલ્યા રહ્યા છે.

આ દેશમાં અનેકવાર અતિસમૃદ્ધ અને વિશાળ સામ્રાજ્યો સ્થપાયાં, કેટલોક સમય ચાલ્યાં અને પાછાં લુપ્ત થયાં. પણ મુસ્લિમ સમયમાં મુસ્લિમ ઇતિહાસકારોએ પોતાના સમયની જે કાંઇ સામગ્રી આપી છે તેને બાદ કરતાં, અને કદાચ મુસ્લિમ સાહિત્યની અસરથી રાજતરંગિણીના કવિએ કાશ્મીરના કેટલાક રાજાઓનાં ચરિત્રોનાં જે સચોટ ચિત્રો આપ્યાં છે તે સિવાય, પ્રાચીન કે મધ્ય કાળના મોટામાં મોટા ચક્રવર્તી રાજાઓનાં યે ચરિત્રો લખવાનો કોઇએ પ્રયત્ન કર્યો નથી. મૌર્ય વંશનો સમ્રાટ અશોક કેવડા મોટા સામ્રાજ્યનો સ્વામી હતો ! પણ એના વિષે એના સમય પછી છસો સાતસો વર્ષ પછી લખાએલ બૌદ્ધ દંતકથાઓ સિવાય જીવનચરિત્રના નામને યોગ્ય આપણી પાસે કશું જ નહોતું. એ મહારાજાએ જાતે પોતાના વિશાળ સામ્રાજ્યના હિંદુકુશથી મહિસૂર અને ગિરનારથી ઓરિસ્સા સુધીના પ્રદેશના જુદા જુદા ભાગોમાં પુષ્કળ શિલાલેખો અને ઊંચા સ્તંભો ઉપર સ્તંભલેખો કોતરાવ્યા હતા. પણ બારસો વર્ષથી તો આ દેશના લોકો અશોકના એ લેખોના અક્ષરો વાંચતાં યે ભૂલી ગયા હતા. ધાર્મિક ઉપદેશ આપનારા એ શિલાલેખો, કોઇએ નીચે ધન દાટીને ઊભા કર્યા છે એવું લોકો માનતા હતા ! આ લેખો વડે અશોકના ચરિત્ર ઉપર ઘણો પ્રકાશ પડ્યો છે અને એ જ લેખોમાં અશોકે પરદેશના પડોશી સમકાલીન ગ્રીક રાજાઓનાં નામો લખ્યાં છે એટલે એ પરદેશી રાજાઓના સમય ઉપરથી અશોકનો સમય નક્કી થઈ શક્યો છે. પણ આટલો પ્રાચીન ઇતિહાસ ઉકેલવાનો બધો યશ આધુનિક પુરાતત્ત્વવિદ્વાનોને મળે છે. જે મૌર્ય વંશના રાજા વિષે કહ્યું તે જ ગુપ્ત વંશના રાજાઓને લાગુ પડે છે. ગુપ્ત વંશના રાજાઓ વિષે તો દંતકથાઓ પણ નથી પુરાણોનું વંશવર્ણન ગુપ્ત સમય આગળ જ પૂરું થઈ ગયું. એટલે પુરાણોમાં ગુપ્તોની વંશાવળી જ નથી. ટૂંકામાં આધુનિક પુરાવિદોએ ગુપ્તવંશના મળી આવેલા શિલાલેખો તથા સિક્કાઓ ઉપરથી એ વંશનો આખો ઇતિહાસ ઉકેલ્યો. પણ જેને આપણે આ દેશના પ્રાચીન ઇતિહાસનો સુવર્ણયુગ ગણીએ છીએ, જે સમયે આ દેશમાં ધર્મ, સાહિત્ય, ચિત્રકલા, શિલ્પકલા, વેપાર, ઉદ્યોગ વગેરે સંસ્કૃતિના સર્વ પ્રકારોએ ઉન્નતિનું ઉચ્ચતમ શિખર જોયું હતું એ યુગને દીપાવનાર ગુપ્ત રાજાઓમાંના કોઇનું જીવનચરિત્ર લખાયું નથી.

આ દેશના રાજકીય મોટા પુરુષોનાં જ જીવનચરિત્રો અંધારામાં છે એમ નથી. વૈદિક કાળના મંત્રદ્રષ્ટાઓને બાજુ ઉપર રાખીએ, પણ વ્યાસ-વાલ્મીકિથી આરંભી અઢારમા શતકના નાગોજી ભટ્ટ સુધીના સંસ્કૃત સાહિત્યકારોમાંથી કોઇનું સંપૂર્ણ જીવનચરિત્ર મળતું નથી. વ્યાસજી વિષે કેટલીક પૌરાણિક કથાઓ મળે છે. પણ વાલ્મીકિ વિષે તો એ રામા-

રચનાર આદિ કવિએ પોતાના આશ્રમમાં સીતાને આશ્રય આપ્યો હતો અને રામના પુત્રોને ઉછેર્યા તથા કેળવ્યા હતા, એટલી જ હકીકત આપણે જાણીએ છીએ. વળી, સંસ્કૃત સાહિત્યના મહાકવિ કાલિદાસનાં કાવ્યો અને નાટકોથી કોઈ સંસ્કૃતનો અભ્યાસી અપરિચિત નથી. એના ગ્રન્થોથી કાલિદાસની કવિત્વશક્તિનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે. પણ એ કવિ કયા દેશમાં, ક્યારે થઈ ગયા? એનાં માબાપ કોણ હતાં? ગુરુ કોણ હતા? વગેરે એમના જીવનને લગતી એક પણ હકીકત આપણે જાણતા નથી. ઐતિહાસિક મૂલ્ય વગરની તથા ક્વચિત્ એ મહાકવિને શોભાસ્પદ નહિ એવી જે દંતકથાઓ મળે છે તે જૂના પંડિતોની વિવેકશક્તિના અભાવની સૂચક છે. જે કાલિદાસ વિષે કહ્યું તે ભવભૂતિ, ભારવિ, માઘ વગેરે કવિઓને સરખી રીતે લાગુ પડે છે. પણ કવિઓનાં તો નામો ય મળે છે, અને હાલની પુરાવિદ્યાએ તેઓના સમય માટે સયુક્તિક અનુમાનો પણ તારવ્યાં છે; પરંતુ પ્રાચીન ચિત્રકારો કે શિલ્પકારોનાં તો નામે ય મળતાં નથી, તો જીવનચરિત્રની વાત જ ક્યાં? પ્રાચીન કાળનાં શ્રેષ્ઠ અજન્તાનાં ચિત્રોના ચિત્રકારોમાંથી કોઈનાં નામ જાણવામાં નથી. અજન્તા, એલોરા ને એલીફન્ટા જેવી ગુફાઓને કોતરનારાઓનાં નામો કાલોદધિમાં લુપ્ત થઈ ગયાં છે.

પણ આવા વધુ દાખલા નોંધવાની જરૂર નથી. એટલે મુખ્ય મર્મનો જ વિચાર કરીએ. ધાર્મિક અને આધ્યાત્મિક વિશેષતા માટે હિંદુઓ ગર્વ લે છે. છેક વૈદિકકાળથી યુગેયુગે આ દેશમાં અનેક ધાર્મિક ને આધ્યાત્મિક પ્રતિભાવાળા મહાપુરુષો થઈ ગયા છે એવો આપણો દાવો છે, ને ધાર્મિક તથા આધ્યાત્મિક વિચારોથી ભરેલું પુષ્કળ સાહિત્ય આપણી પાસે છે એ યે ખરું પણ એ ધાર્મિક તથા આધ્યાત્મિક મહાપુરુષોનાં જીવનચરિત્રો જાણવાની ઇચ્છા અતૃપ્ત જ રહે છે.

ઇતિહાસ અને જીવનચરિત્રના સાહિત્યની, બીજા સાહિત્યપ્રકારો પેઠે, સાહિત્યકીય કીમત અને ઉપકારકતા છે જ પણ એક વિશેષ કીમત પણ છે. ધર્મ તથા અધ્યાત્મવિદ્યાનાં કેટલાંક રહસ્યો પકડવાનું એકમાત્ર સાધન ધાર્મિક ને આધ્યાત્મિક માણસોનાં ચરિત્રો છે, એ હકીકત સામાન્યરીતે પ્રસિદ્ધ નથી પણ આ યુગમાં પશ્ચિમના જે વિદ્વાનોએ માનસશાસ્ત્રની દૃષ્ટિથી ધાર્મિક માન્યતાઓનું અન્વેષણ કર્યું છે તેઓએ જીવનચરિત્રોને મુખ્ય સામગ્રી તરીકે વાપર્યાં છે, અને કોઈ પણ ધાર્મિક માણસના માનસઘડતર તથા વિકાસને સમજવા માટે માણસના ચિત્તમાં ધર્મદ્વારા કેવા ફેરફારો થવા શક્ય છે એનું અન્વેષણ કરવા માટે જીવનચરિત્રો સિવાય બીજું કોઈ સાધન જ નથી. આથી ધાર્મિક ને આધ્યાત્મિક માણસોનાં ચરિત્રોનું સાહિત્યમાં વિશેષ મૂલ્ય છે.

આ બાબતમાં પણ યુરોપીય ધર્મવિચારક માનસશાસ્ત્રીઓ ઘણા ભાગ્યશાળી છે. જે મહાપુરુષને ખ્રિસ્તીઓ ઈશ્વરનો અવતાર ગણે છે એ જિસસના જીવનને લગતું જે કાંઈ વાંચવા કે સાંભળવામાં આવે તેમ ઈ. સ. બીજા શતકની પહેલી બીજી પચ્ચીશીમાં જ પાદરી પંડિતોએ સંગ્રહવા માંડ્યું હતું. (જુઓ રેનાંનું 'લાઇફ ઑફ જિસસ', ઉપોદ્ઘાત પૃ. ૯,૧૦) એ સંગ્રહકારોમાં મુખ્યત્વે ધાર્મિક દૃષ્ટિ હતી, પણ સાથે ઐતિહાસિક દૃષ્ટિ પણ હતી. પરિણામે, ગઈ સદીના ફ્રાન્સના સંપૂર્ણ ઐતિહાસિક દૃષ્ટિવાળા રેનાં જેવાને હાથે જિસસ પેગંબરનું ઐતિહાસિક ચરિત્ર લખવાનું સંભવિત બન્યું છે.

હવે આપણે ત્યાં વિશ્વામિત્ર ને વસિષ્ઠ જેવા મંત્રદ્રષ્ટા ઋષિઓનાં ઋગ્વેદમાં તો નામ જ મળે છે. પણ પાછળથી આ ઋષિઓની વિસ્તૃત પૌરાણિક કથાઓ રચાઈ છે. યાજ્ઞવલ્ક્યાદિ ઔપનિષદ ઋષિઓની પણ પાછળથી કથાઓ રચાઈ છે. આ પાછળથી રચાયેલી કથાઓ માટે તે તે કથાઓના રચનારાઓની કલ્પનાને કોઈ જાતના આધારની જરૂર લાગી હશે એમ માનવાનું કારણ નથી. પણ બીજાઓની વાત જવા દઈએ. ભગવાન શ્રી કૃષ્ણના ચરિત્રની જ શી દશા છે? એ જોઈએ. મહાભારત, હરિવંશ, બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શ્રી ભાગવતપુરાણ, બ્રહ્મવૈવર્ત વગેરે જે અનેક પુરાણોમાં શ્રી કૃષ્ણની કથા મળે છે તેમાં એકસરખાપણું નથી, વધારોઘટાડો ઘણો છે, એટલું જ નહિ પણ પરસ્પર વિરુદ્ધ વાતો પણ છે. મહાભારત અને ભાગવતના વૃત્તાન્તો વચ્ચે વિરોધ છે, એટલું જ નહિ પણ મહાભારતમાં યે જુદેજુદે સ્થળે શ્રી કૃષ્ણ વિષે જે જે કહેલું છે તે એક જ વ્યક્તિ વિષે છે એમ માનવું તટસ્થ વિચારકને મુશ્કેલ છે. ક્યાંક શ્રીકૃષ્ણ સામાન્ય માણસ પેઠે—અરે નૈતિક દૃષ્ટિએ જેનો બચાવ ન થઈ શકે એવી સલાહ આપે છે, ક્યાંક મહાપુરુષ તરીકે વર્તે છે, ક્યાંક જ્ઞાની દેખાય છે, ક્યાંક મહાન ઉપદેશકનું રૂપ ધરે છે અને ક્યાંક સાક્ષાત્ ઇશ્વરનો અવતાર બને છે કે વિશ્વરૂપનું કે કાલ ભગવાનનું રૂપ દેખાડે છે. મહાભારતાદિ કૃષ્ણચરિત્રને લગતા ગ્રન્થોમાં શ્રીકૃષ્ણ વિષે આવી જે પરસ્પર વિરુદ્ધતાવાળી વાતો મળે છે એનું પરિણામ એ થયું છે કે શ્રીકૃષ્ણ ઐતિહાસિક પુરુષ હોય તો એનું ઐતિહાસિક ચરિત્ર અંધારામાં રહે છે. બુદ્ધ ભગવાન માટે પણ ચમત્કારોવાળી કથાઓ રચાઈ છે. છતાં એમાંથી બુદ્ધને ઐતિહાસિક પુરુષ માનવામાં વાંધો ન આવે એટલું ઐતિહાસિક તત્ત્વ તારવી શકાય છે એમ તટસ્થ વિચારકો માને છે, જ્યારે કૃષ્ણ તો ઈશ્વરનું નામ જ છે, એ નામના કોઈ ઐતિહાસિક પુરુષ હતા જ નહિ એવું માનવા તરફ તટસ્થ વિદ્વાનોનું વલણ રહે છે.

હિંદુ ધર્મના સર્વશ્રેષ્ઠ પૂજ્ય મહાત્મા શ્રીકૃષ્ણના ચરિત્રની ઐતિહાસિકતા ગ્રહણ કરવામાં જે મુશ્કેલી ઉપર દર્શાવી તે થોડેઘણે અંશે પછીના આચાર્યો અને સંતભક્તોને લાગુ પડે છે. શ્રીકૃષ્ણને જેમ વૈષ્ણવ ભક્તોએ પૂર્ણાવતાર માનીને એના મનુષ્યરૂપને અભેદ્ય પડદા પાછળ નાખી દીધું તેમ જોકે શંકરાદિ આચાર્યો વિષે નથી બન્યું, પણ કોઈક જાતના અવતારો તો તેઓ મનાયા છે અને એમના ચરિત્રમાં યે ચમત્કારો પુષ્કળ કલ્પાયા છે. છતાં તેઓ ઐતિહાસિક માણસો હતા અને ઘણું કરી અમુક કાળે થઈ ગયા એમ પુરાવિદ્યા કહી શકે એટલું અજવાળું તેઓનાં ચરિત્ર ઉપર પડે છે.

શંકરાચાર્યના ચરિત્રના અનેક મોટા ગ્રન્થો મળે છે, પણ શંકરાચાર્યના પોતાના ગ્રન્થોમાંથી તથા એમના અનુયાયીઓ તથા વિરોધીઓના ગ્રંથોમાં એ સમર્થ દિગ્ગુરુના ચરિત્રનું તો નહિ પણ એના પ્રતિભાયુક્ત માનસનું જે ચિત્ર આપણા મનશ્ચક્ષુ આગળ ખડું થાય છે તેમાં એના ચરિત્ર

# પાવાગઢ-ચાંપાનેર



લેખક **રત્નમણિરાવ ભીમરાવ**

ગુજરાતનો પ્રદેશ સામાન્યરીતે સપાટ છે. સૌરાષ્ટ્રમાં થોડા ડુંગરો છે. ઉત્તરમાં આબુ ગુજરાતી પર્વત છે. છતાં રાજકીય દૃષ્ટિએ ગુજરાતની બહાર આવે તો ગણાય છે. મહીકાંઠામાં થોડા ડુંગરા છે પણ તે નાની ટેકરીઓ કહી શકાય તેવા છે. ખરીરીતે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જેને પર્વત કહેવાય તેવા ગિરિ છે જ નહિ. જે છે તેને માત્ર સામાન્ય ડુંગરા જ કહી શકાય, અને તે સૌરાષ્ટ્રમાં જણાય છે. એટલે, એક બાજુ રણુ જેવાં મેદાનો, બીજી બાજુ કપાસ અને બાજરીનાં ખેતરો, અને ત્રીજી બાજુ દરિયો જોનાર ગુજરાતીને નાના ડુંગરનું દૃશ્ય જોઇને આનંદ થાય એમાં નવાઇ નથી.

વડોદરા પાસેથી પસાર થતાં દૂરદૂર જરા ઈશાનમાં નાના કાળા વાદળા જેવો એક નાનો પર્વત દેખાય છે તે પાવાગઢ. ચારે બાજુના મેદાનમાં એનું દૃશ્ય મનોહર લાગે છે. વડોદરાથી ચાંપાનેરરોડ થઈને જતી દગડીના કાન જેવી રેલવેથી જાઓ કે વડોદરાથી બસમાં સીધા જાઓ, જેમ પાસે જાઓ તેમ એનું મનોહર સ્વરૂપ વધતું જાય છે ને હાલોલથી તો તે જોયા જ કરીએ એમ લાગે છે.

### પાવાગઢનું સ્થળઃ એક મહાકાવ્ય

પશ્ચિમના દેશો જેવો આપણામાં સહેલગાહનો જરાય રસ નથી. ત્યાં તો રજામાં ઘણા સહેલગાહે જાય છે. ગુજરાતમાં મનને આનંદ આપે એવાં ઘણાં સ્થળ છે[1] પણ આપણા સમાજમાં જેની પાસે ધન વગેરે સગવડ છે તેમને આ જાતના આનંદનો શોખ નથી, જેમને શોખ છે તેમની પાસે સગવડ નથી, અને બધાને સારી સગવડ સસ્તામાં મળે એવો પ્રબંધ આજ સુધી એવાં સ્થળોમાં થયો નથી. ધનવાનોને તો એની દરકાર જ નથી. આવાં સ્થળોમાં તત્કાલ બજારોનો સંપર્ક સધાય એવી ટૂંક ટેલીફોનની યોજનાઓ થાય તો ગુજરાતી ધનવાનોને કદાચ સહેલગાહનો રસ જાગે"! મુંબાઈ સરકારે આવા કાંઇક વિચારથી ઉપવનો રચવાની યોજના હાથ ઉપર લીધી છે તે ઘણું સારું છે. ગુજરાતમાં એવાં ઘણાં સ્થળો છે. એમાં સર્વથી પ્રથમ નામ પાવાગઢ—ચાંપાનેરનું ગણાવી શકાય. કૃષ્ણગિરિ—કન્હેરી ગુફાઓનું ઉપવન મુંબાઈની નજીકમાં અને રેલવેના મોટા માર્ગમાં હોવાથી કદાચ વધારે આકર્ષક બને. પણ સગવડ મળે તો પાવાગઢ એથી પણ વધારે આકર્ષક થાય. કોઈ એક મહાકાવ્યમાં જેટલો રસ અને વિવિધતાનાં અંગ હોય એટલાં બધાં યે પાવાગઢના સ્થળમાં છે. મહાકાવ્યને લાયકના બધા યે રસ તો કદાચ કન્હેરીના ઉપવનમાં, ગિરનારમાં, આબુમાં કે

1 : આબુ, ગિરનાર, તારંગા, આરાસુરનાં અંબાજી વગેરે ઘણાં સ્થળો છે. પણ નર્મદાકિનારાનાં સ્થળો, શૂલપાણિ–સુરપાણ–જો જહોય તથા અમરેલીમાં મારી પાસે ખોડિયાર માતાની નજીક સોનુંજનો ધોધ વગેરે રમણીય સ્થળો હજી પ્રસિદ્ધ નથી.

બીજા કોઇ સ્થળમાં પાવાગઢ જેવાં ન મળી શકે. એના ઇતિહાસમાં વીરરસ છે. એની વાતોમાં શૃંગાર છે. એના દેખાવ અને જંગલોમાં ભયાનકતા પણ છે. એના કિલ્લાના બાંધકામમાં અદ્‌ભુત રસ છે. એનાં ખંડેરોમાં લાલિત્ય છે. ઉપરથી જોતાં કોઈ જગ્યાએ હાસ્ય પણ છે, જ્યારે ચારે બાજુ વનશ્રીનું લાસ્ય દેખાય છે. એની આજની સ્થિતિ અને એ સ્થિતિનાં કારણનો ઇતિહાસ કરુણ રસ ઉપજાવે તેવો છે. ઉપરની ખીણોમાંથી નીચે જોતાં ભયાનકતા સાથે કેટલીક વાતો સાંભળી બીભત્સ રસ પણ થોડો જાગે તેમ છે. આમ, સર્વરસસંપન્ન સ્થળ પાવાગઢ–ચાંપાનેર જેવું બીજે ભાગ્યે જ મળે. વિસ્તારના ભયથી સ્થળોના રસ સાથે અહીં સરખામણીમાં નહિ ઊતરીએ.

**સ્થળની પ્રાચીનતા અને કવિ રાજશેખર**

ઇતિહાસના દરેક દૃષ્ટિબિંદુથી જોતાં આટલું મહત્ત્વનું સ્થાન છતાં એનો ઇતિહાસ બહુ પ્રાચીન તો નથી. ગ્રીક ભૂગોળવેત્તા ટૉલેમી પાવાગઢનો ઉલ્લેખ (ઈ. સ. ૧૫૦) કરે છે એમ મૅકક્રિંડલ વગેરે વિદ્વાનો માને છે તેને કાંઈ જ આધાર નથી. આપણા ઇતિહાસમાં પણ પાવાગઢ–ચાંપાનેરનું નામ પ્રાચીન સમયમાં મળતું નથી. રાજશેખર દસમી સદી પહેલાંની પશ્ચિમ દેશની ભૂગોળનો ઉલ્લેખ કરતાં ગુજરાતના પર્વતો ગોવર્ધન, ગિરિનગર (ગિરનાર) વગેરે ગણાવે છે તેમાં પાવાગઢનું નામ નથી. એક માલ્ય શિખરનો ઉલ્લેખ આવે છે એ નામ પાવાગઢનું હોય એવો કાંઇ જ આધાર નથી. કદાચ મેવાડ કે ડુંગરપુરના કોઇ ટેકરાનો એ ઉલ્લેખ હોય. ગોવર્ધન તો એની પવિત્રતા માટે લેવાયો લાગે છે. નદીઓની યાદી રાજશેખર ચોકસાઇથી આપે છે. એમાં સરસ્વતીથી નર્મદા સુધીની નદીઓ ગણાવતાં એક હિડિંબા નદી કહે છે તે મહી ને નર્મદાની વચ્ચે મૂકે છે. તે શું વિશ્વામિત્રીનું નામ હોઇ શકે? એનાથી તો ઢાઢર નદી મોટી છે. એનું એ પ્રાચીન નામ હોઇ શકે? સૌરાષ્ટ્રની ભદ્રા(ભાદર)નું એ નામ હોઇ શકે? પૂર્વ ગુજરાતમાં હિડિંબ વન હતું એમ કહેવાય છે, તો આ હિડિંબા નદી ક્યાં? મહી નદીની પાસે એક વહેળાનું નામ ઢડપ છે તેમાં હિડિંબા નામનો કાંઈ સ્વર જણાય છે? વિશ્વામિત્રી નદી તે સમયે જાણીતી હોત તો રાજશેખર એનું નામ ભૂલત નહિ.[૨]

**પુરાણમાં પાવાગઢ**

ગુજરાતનાં પ્રભાસ, ખંભાત, દ્વારકા, વડનગર, આબુ, નર્મદાકિનારો વગેરે જેવાં સ્થળો જેટલી પૌરાણિક મહત્તા પણ પાવાગઢની હોય એમ જણાયું નથી. સ્કંદપુરાણાંતર્ગત એક 'પાવકાચલ-માહાત્મ્ય' મળે છે. આબુને સ્થળે વસિષ્ઠનો આશ્રમ તેમ પાવાગઢને સ્થળે વિશ્વામિત્રનો આશ્રમ, એમ એ પુરાણનો ઉલ્લેખ કહે છે. આ બન્ને વેદના મહર્ષિઓની પુરાણોએ જે હરીફાઇ વર્ણવી છે તે અહીં પણ ભુલાઇ નથી. વસિષ્ઠ ગુજરાતની ઉત્તરે આવે તો વિશ્વામિત્રથી એની પૂર્વે આવ્યા વગર કેમ રહેવાય? આબુની જગ્યાનો ખાડો વસિષ્ઠની ગાયે દૂધથી પૂર્યો ને હિમાલયના પુત્રે પછી એને બાબુને માટે પૂર્યો, તો પાવાગઢની જગ્યાનો ખાડો વિશ્વામિત્રની ગાય ન પૂરે એ કાંઇ બને? કહે છે કે હિમાલયનો પંચવક્ત્ર નામે છોકરો આવ્યો અને પાવાગઢની જગ્યાનો ખાડો પુરાયો. અવાજ ઉપરથી વાતો જોડવામાં ભાટચારણો જેવા કોઈ હુશિયાર નથી. કહે છે કે ગિરનારના ખાડાથી પાવાગઢનો ખાડો વધારે મોટો હતો. ગિરનારના ખાડામાં જે પર્વત આવીને પડ્યો તે ખાડો પૂરતાં અરધો બહાર રહ્યો અને પાવાગઢમાં પેઠો અંદર જઇ પા બહાર રહ્યો! આ 'પા' શબ્દથી પાવાગઢ કહેવાયો! 'પાવકાચલ-માહાત્મ્ય' પ્રસંગવક્ત્રનું નામ પછીથી પાવકાચલ પડ્યું એમ કહે છે. જ્યારે કોઈ તો ત્યાં ખૂબ પવન આવે છે તેથી પવનગઢ કહે છે. પરંતુ આ કોઇ નામ પરથી એનો ખરો ઇતિહાસ જડતો નથી. પાવકાચલ-માહાત્મ્ય સ્કંદ પુરાણનો ભાગ ગણાય છે પણ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીજીએ એમના તીર્થયાત્રાના ગ્રંથમાં, કે શ્રી ઉમાશંકરે[૩] એમના 'પુરાણોમાં ગુજરાત' નામના ગ્રંથમાં એનો ઉલ્લેખ કર્યો નથી. પાવકાચલ-માહાત્મ્ય જોતાં મને તો એ સ્કંદપુરાણને નામે છેક પાછળથી કોઇએ લખ્યું દેખાય છે ને છેક આધુનિક લાગે છે.

**શિવ અને શક્તિનું સ્થળ**

વેદના મહાન ઋષિ, ગાયત્રી જેવા મહામંત્રના દ્રષ્ટા વિશ્વામિત્રને વેદસમયની ઉત્તરની ભૂમિની નદીઓ અને પર્વતોમાંથી કોઇ ન મળ્યું તે વિશ્વામિત્રીના વહેળાને પોતાનું નામ આપ્યું? અને પ્રમાણમાં એક નાના ડુંગર જેવા પાવાગઢને પસંદ કર્યો? કે પછી વિશ્વામિત્ર નામના કોઈ સાધુનું નામ મોટા મહર્ષિ સાથે જોડાયું? એ ગમે તેમ હોય, પણ પંચવક્ત્ર નામ કાંઇક સૂચક છે. પાવાગઢનો આકાર પંચકોણ છે. શક્તિપૂજકો એને દેવીના યંત્ર સાથે યોજે છે. પંચવક્ત્ર શિવનું નામ પણ છે. ને આપણો આખો પ્રાંત ને બાજુનો માળવા પ્રાંત શૈવ ધર્મનાં મોટાં ક્ષેત્રો થી

૨: રાજશેખરની કાવ્યમીમાંસા. પાવાગઢની પાછળનાં જંગલોને પાલનાં જંગલો કહે છે. એમાં હાથી પકડાતા. તબકાતે અકબરી પાલને બદલે માલ કહે છે. એ ડુંગરપુરનો ભાગ ગનાય છે. માલ એ માલ્ય શિખર ન હોય? ડુંગરપુર નામ સૂચક છે.

૩: શ્રી ઉમાશંકર ચંપકનગર નામે સ્થળનો એક પદ્મપુરાણનો ઉલ્લેખ આપે છે, પણ એને વાગ્રકને કાંઠે મૂકે છે. શ્લોક અરધો આપ્યો છે તે પરથી આ કયું ચંપકનગર તે સમજી શકાતું નથી.

ધામ હતા. એએ પ્રાંતોની વચ્ચે આવેલું પાવાગઢનું સ્થાન કોઇ શૈવ અને શાક્ત મતના યોગીનું સ્થાન હોય એમ માહાત્મ્ય જોતાં, અને ચંપકેશ્વર (ચાંપનાથ) મહાદેવ તથા કાલિકા મહાશક્તિનાં મંદિરો જોતાં, માની શકાય. મોટા ઋષિઓનાં નામ હિંદમાં અનેક સ્થળોએ લીધાં છે.

**પાવાગઢ-ચાંપાનેર નામની પ્રાચીનતા**

એક સમયે હું આ બાબતમાં સ્વ. આચાર્યશ્રી આનંદશંકરભાઇ સાથે વાત કરતો હતો. એમણે એમની લાક્ષણિક રીતે કહ્યું કે 'જુઓ, હિંદુસ્તાનના નકશાને ઊભો બેવડો વાળો. આપણો ગુજરાતનો ભાગ પૂર્વમાં બંગાળના ભાગને અડશે. ત્યાં ચાંપાપુરી અને પાવાપુરી નામે નગરો ઇતિહાસપ્રસિદ્ધ છે અને પ્રાચીન પણ છે. ત્યાંથી કોઇ એ નામો અહીં એકીસાથે કેમ ન લાવ્યું હોય?' આ એક વિચારવા યોગ્ય વાત છે. એ બન્ને નગરો બૌદ્ધ અને જૈન મતનાં મહત્ત્વનાં સ્થળો છે. બૌદ્ધ ધર્મની તો કોઇ નિશાની પાવાગઢ ઉપર આજે મળતી નથી, પણ જૈન મંદિરો આજે જીર્ણોદ્ધાર થએલી દશામાં છે. હવે આ જૈન મંદિરો કયા સમયનાં છે તે ચોક્કસ થઇ શકતું નથી, પણ આખાયે ગુજરાતમાં જૈનોનું જોર હતું એ સમયમાં પોતાના પવિત્ર સ્થળનું નામ કોઇએ આપ્યું હોય એવો સંભવ ખરો. વનરાજનો ચાંપો વાણિયો–કે કણબી–કે કોળી વનરાજના પાટણથી પૂર્વમાં આવીને ચાંપાનેર વસાવી ગયો એ વાત માનવા જેવી લાગતી નથી. વનરાજ ચાવડા વંશનો પરાક્રમી રાજા હતો એ ખરું. એણે લક્ષારામ ગામનું નામ બદલી અણહિલ્લવાડ પાટણ પાડયું અને એ પાછળથી ગુજરાતનું પાટનગર થયું એ પણ ખરું. પરંતુ ચાવડાઓનું રાજ્ય સારસ્વતમંડળ—સરસ્વતી નદીની આસપાસના ભાગ—થી આગળ વધ્યું હોય એમ મનાતું નથી, અને ચાવડાઓ સ્વતંત્ર છતાં એક મોટા તાલુકદારથી મોટા હોય એમ માનવાને પણ કારણ નથી. એટલે ચાંપાનેર સુધી વનરાજના ચાંપાની મહત્તા હોય એવો સંભવ નથી. એટલે પાવાગઢ અને ચાંપાનેર એ બે નામો જૈનોએ પાડયાં કે શૈવોએ એ નક્કી કરવું વધારે આધાર વિના તો મુશ્કેલ છે. જૂના રજપુત ચાંપાનેરનો આજે સમૂલનાશ થયો હોવાથી એના આધારે જડવા પણ મુશ્કેલ છે. આજે તો એ માત્ર શક્તિનું ધામ મનાય છે.

ચાંપનાથ મહાદેવ સાથે ત્યાં ચાંપા ભીલનો ચૉરો પણ કહેવાય છે. અને ચાંપા નામના ભીલ ઠાકોરનું એ સ્થાન હોય એવો શ્રી રમણલાલ દેસાઇનો તર્ક સયુક્તિક લાગે છે. રજપુત રાજ્યના સમયમાં આખા ગૂજરાતમાં ભીલોનું જોર ખૂબ હતું. એ જોર છેક મુસલમાન સમય સુધી પણ થોડું થોડું રહ્યું હતું. અમદાવાદના પૂર્વાવતાર આશાપલ્લી સાથે પણ આશા ભીલનો સંબંધ યોજાય છે. તો પંચમહાલ જિલ્લો તો આજે પણ ભીલ વસતિની વિપુલતાવાળો છે. એટલે મધ્યકાલીન હિંદુ સમયમાં એવો કોઇ ભીલ ઠાકોર એ સ્થળમાં રહેતો હોય.[૪] કવિ ચંદ 'પૃથુરાજ-રાસો'માં ભીમદેવ સોલંકીનું વર્ણન કરતાં રામગૌર તુંવારને પાવાપતિ કહે છે, તેથી એ સમયમાં ત્યાં તુંવારોનું રાજ્ય હશે એમ પણ કોઈ માને છે. કદાચ કોઈ તુંવાર ઠાકોરે ત્યાં થોડો વખત સત્તા જમાવી હોય. પરંતુ પૃથુરાજ-રાસો પૃથ્વીરાજ ચૌહાણના સમકાલીન ચંદ કવિનો રચેલો છે એમ આપણા પ્રખર ઇતિહાસકાર મહામહોપાધ્યાય શ્રી ગૌરીશંકર ઓઝા માનતા નથી. એઓ એ રાસો પાછળથી લખાયો છે એમ માને છે. એટલે એનો ઉલ્લેખ કાંઇ ખાસ સિદ્ધ કરતો નથી. પાવાગઢનો પહાડ જ્વાળામુખી પર્વતોના રસના કોઇ જુનાવથી કોઇ પ્રાચીન પર્વતમાળાથી છુટો પડી ગયો છે અને જ્વાળામુખીના અગ્નિને લીધે

૪: જુઓ શ્રી રમણલાલ વ. દેસાઇનું 'પાવાગઢ.' પંચમહાલ-જિલ્લો ભીલ-કોળીની વસતિવાળો છે અને એક સમયે આખાયે પૂર્વ ગૂજરાતમાં એમનું વર્ચસ્વ હતું. એટલે ચાંપા નામના ભીલની રાજ્યતા વધારે બંધ બેસે એવી છે. ચાંપનાથ મહાદેવ આજે પણ છે. એટલે ચાંપા નામનો સંબંધ છે એટલું તો સ્પષ્ટ છે. છતાં કોઇ કાળે ત્યાં જૈન વર્ચસ્વ હશે એવી આચાર્યશ્રીની માન્યતા પણ વિચારવા જેવી જણાય છે. વધારે સંશોધન કદાચ આ વાત સિદ્ધ કરે.



એનું પાવકાચલ નામ હશે એમ કોઇ ધારે છે. આ વાત માટે પણ ખાસ આધાર નથી. આર્યાવર્તના સાતકુલ-પર્વતો કે પર્વતમાળાઓ છે. તેમાં મધ્યહિંદમાં વાયવ્યથી અગ્નિ ખૂણા તરફ જતી પર્વતમાળાને પારિયાત્ર કે પારિપાત્ર કહે છે. આ પર્વતો ઉત્તરમાં રજપુતાનાથી શરુ થઇ, ગુજરાતની પૂર્વ સરહદને અડકી, અગ્નિ દિશામાં બીજા કુલપર્વત વિંધ્યને મળે છે. અરવલ્લી આ પર્વતકુલમાં ગણાય છે. આ પર્વતમાળાના છુટા પડી ગએલા ટુકડા જેવો પાવાગઢ જણાય છે. પરંતુ આજે આ પારિયાત્ર નામ ભૂગોળમાં દેખાતું નથી. છતાં પણ આખી પર્વતની હારમાંથી આ માત્ર છુટા પડેલા નાના ટુકડામાં–એનો શરૂઆતનો અક્ષર પા હોવાથી એ નામ જળવાઇ રહ્યું હોય એમ પણ વધારે આધાર વિના શી રીતે કહેવાય?

### સોલંકી સમયથી એ સ્થળનું મહત્ત્વ વધ્યું

મને તો એમ લાગે છે કે આપણા ઇતિહાસમાં તો પાવાગઢ–ચાંપાનેરનું સ્થાન બહુ પ્રાચીન નથી. રજપૂત સમય કરતાં તો પ્રાચીન નથી દેખાતું. કદાચ નામ ને સ્થાન પ્રાચીન સમયમાં હોય તોપણ તે ઇતિહાસ કે સાહિત્યમાં એટલું પ્રસિદ્ધ રજપૂત સમય પછી જ થયું. એનું એક કારણ એવું પણ હોય કે પ્રાચીન સમયમાં પૂર્વ ગુજરાતનો ભાગ વખતોવખત ભિન્નભિન્ન રાજસત્તાઓના તાબામાં રહ્યો છે. ઉત્તર ગુજરાત, લાટ કે સોરઠના પ્રસિદ્ધ રાજવંશોના સમયમાં એમનાં રાજ્યોની હદમાં પૂર્વ ગુજરાત હોય એમ લાગતું નથી. પૂર્વ ગુજરાતનો કેટલાક અપરમાલવ તરીકે ઉલ્લેખ કરે છે તેથી તે માળવામાં પણ ગણાતો હોય. વેપારના મહામાર્ગ ઉપર ન હોય એવાં સ્થળો ઘણીવાર પ્રાચીન હોય તોપણ પ્રસિદ્ધિમાં આવતાં નથી. ચાંપાનેર કાંઇક અંશે એવું સ્થળ છે. ગુજરાતમાં સોલંકીઓએ જ ચારેબાજુ સત્તા જમાવી અને માળવા સાથે એમણે યુદ્ધો કર્યાં, એટલે એમના સમયથી ગુજરાત-માળવાની હદની નજીકમાં આવેલા એક લશ્કરી થાણાં તરીકે પાવાગઢ–ચાંપાનેરનું મહત્ત્વ ગુજરાતના ઇતિહાસમાં વધ્યું ને એ જ કારણથી મુસલમાન સમયમાં એ ચાલુ રહ્યું. સોલંકી સમય પહેલાં પાવાગઢ-ચાંપાનેરનાં ઉલ્લેખો ન મળવાનું પણ આ કારણ હોઇ શકે.

### ચડતી-પડતીના ત્રણ અંક

અલ્લાઉદ્દીન ખિલજીએ ગુજરાત જીત્યું એ સમયે રણથંભોરથી નાઠેલા પૃથ્વીરાજના વંશના કોઇ ચૌહાણ પાલનદેવ[5] નામે સરદારે ગુજરાતમાં આવીને પાવાગઢના જંગલોવાળા ભાગમાં એક રાજ્ય સ્થાપ્યું.[6] 'કાન્હડદે પ્રબંધ'માં અલ્લાઉદ્દીનના લશ્કરથી ગુજરાતની અવદશા થઇ એનું વર્ણન કરતાં કવિ कम्मई ચાંપાનેર એમ કહે છે, પણ કવિનું વર્ણન એ બનાવ પછી દોઢેક સદી પછીનું હોવાથી તેરમી સદીની શરૂઆતમાં ચાંપાનેરનું મહત્ત્વ એટલું હશે એમ ચોક્કસ કહી શકાય નહિ. સોલંકી સમયમાં ચાંપાનેર કરતાં ગોધ્રક–ગોધરા–નું મહત્ત્વ કાંઇક વધારે હોય એમ લાગે છે. એટલે ચૌહાણ પાવાપતિઓની સત્તા દિલ્હીના મુસલમાન બાદશાહોના સમયમાં સ્થપાઇ. તે પછીનાં લગભગ સવા બસો વર્ષનો ઇતિહાસ એ ચાંપાનેર-પાવાગઢનો ખરો મહત્ત્વનો ઇતિહાસ. સ્વતંત્ર ગુજરાતી સલ્તનતના સર્વથી મહાન સુલતાન મહમદ બેગડાએ પાવાગઢ જીત્યો ત્યાં સુધી આશરે પોણા બસો વર્ષનો પાવાપતિઓનો સમય એ આ કરુણ નાટકનો પહેલો અંક. એ પછી આશરે અરધી સદીનો મુસલમાન સલ્તનતનો સમય એ ચાંપાનેરના ઇતિહાસનો મધ્યાહ્ન અને નાટકનો બીજો અંક. એ સમયમાં થોડાં વર્ષ માટે પણ ચાંપાનેર ગુજરાતનું પાટનગર બન્યું. ગુજરાતી સલ્તનતના સિક્કા ચાંપાનેરથી તે સમયમાં પડેલા છે. એ પછી મહમદ બેગડાનો પૌત્ર બહાદુરશાહ દીવ બંદર આગળ ફિરંગીઓના દગાથી શહીદ થયો અને ચાંપાનેર મુગલોના હાથમાં પડયું ત્યારથી શરુ થએલી ઝડપી પડતીનો ઇતિહાસ એ આ કરુણાંત નાટકનો છેલ્લો અંક. ચાંપાનેર-પાવાગઢની ભૂમિની સાથે સંલગ્ન થએલો આ ઇતિહાસ એની સમગ્રતામાં, આગળ કહ્યું તેમ, એક સર્વ ગુણસંપન્ન મહાકાવ્ય બને છે.

### પાવાપતિ ચૌહાણો

પાલનદેવથી જયસિંહદેવ પાવાપતિ-પતાઇ રાવળ–સુધીના ચૌહાણ રાજાઓની વંશાવળી હાલોલ પાસેના નાની ઉમરવાણ નામના એક ગામના કૂવા ઉપરથી મળેલા લેખમાં મળી આવી છે. એમાં વિ. સં. ૧૫૨૫ માઘ વદિ અષ્ટમી શનિવારની તારીખ આપેલી છે. લેખ ગુજરાતી અને સંસ્કૃતની મિશ્ર ભાષામાં છે. એમાં જયસિંહ પાવાપતિને श्री शक्तिभक्त કહ્યો છે અને પાવાગઢને 'પાવકદુર્ગ' કહ્યો છે.[7] ગુજરાત સલ્તનતની શરૂઆતથી મહમદે ચાંપાનેર લીધું ત્યાં સુધી 'પતાઇ રાવળો'ને મુસલમાનો સાથે અવારનવાર લડવું પડતું. અમદાવાદ વસાવનાર અહ-

૫: એમના મૂળ પુરુષ ખીચી ઉપરથી એમને ખીચી ચૌહાણો કહે છે. ગુજરાતમાં આવ્યા પછી તેઓ પાવાપતિ કહેવાયા.

૬: જંગલોવાળા ભાગમાં રાજ્ય સ્થાપ્યું એમ શ્રી રમણલાલ લખે છે, પણ આધાર આપ્યો નથી. એ વાત ખરી હોય તો એ જગ્યાએ જંગલ જ હશે એમ માનવું પડે. કદાચ સામાન્ય કિલ્લો કે ગામ હોય તોપણ જંગલની વચ્ચે જ હશે અને શ્રી રમણલાલની માન્યતા ખરી લાગે છે. ૭: શ્રી રમણલાલે આ લેખ મૂળમાં આપ્યો છે. ગેઝેટીઅરે એનો ઉલ્લેખ કર્યો છે.

મહમદશાહ પાવાગઢ જીતવામાં ફાવ્યો નહોતો ને જયસિંહના દાદા ત્ર્યંબક ભૂપ સાથે અહમદશાહને સલાહ કરવી પડી હતી. જયસિંહના પિતા ગંગરાજ સાથે પણ મહમૂદની પહેલાંના સુલતાનોને લડાઈઓ ચાલ્યા કરતી હતી છતાં પાવાગઢ જિતાયો નહોતો. ઈડર જેવા હિંદુ રાજ્ય સાથે પાવાપતિને મેળ નહોતો. માળવા અને ગૂજરાતની વચ્ચે આવેલા પાવાગઢનો રાજા બન્ને દેશના રાજાઓને સમય પ્રમાણે સહાય કરી પોતાની સ્વતંત્રતા જાળવી રાખતો. માળવાના હિંદુ રાજાઓની પેઠે મુસલમાન સુલતાનોને પણ ગૂજરાતની સાથે યુદ્ધો થયા કરતાં અને એમાં માળવા ગૂજરાતને તાબે પણ થએલું. ખાસ કરીને મુસલમાન સમયમાં આ કારણથી પાવાગઢનું મહત્ત્વ રાજકીય અને લશ્કરીદૃષ્ટિએ બહુ જ વધી ગયું હતું.

### પાવાગઢનો ઘેરો અને લડાઈ

મહમૂદ બેગડાને ચાંપાનેર જીતવાનો વિચાર પહેલેથી જ હતો; કેમકે એના વડિલો એમાં નિષ્ફળ નીવડ્યા હતા. ઈ. ૧૪૮૨-૮૩માં ગૂજરાતમાં દુકાળ પડ્યો ત્યારે મલીક અસદ[૮] નામના મુસલમાન સરદારે ચાંપાનેરની હદમાં લૂંટ કરી અને પાવાપતિના રજપુતોએ મુસલમાનોને હરાવીને માર્યો.[૯] મહમૂદ બેગડાને ચાંપાનેર ઉપર ચડાઈ કરવા માટે આ તાત્કાલિક કારણ મળ્યું,[૧૦] અને મોટું લશ્કર લઈ એણે વડોદરા તરફ પ્રયાણ કર્યું. જયસિંહે પહેલાં તો સલાહ માટે પ્રયત્ન કર્યો અને લૂંટેલો બાદશાહી માલ પાછો આપવા કહ્યું, પરંતુ મહમૂદે આ વાત કબૂલ ન રાખી અને લડાઈનો નિશ્ચય જાહેર કરીને તાજખાન, બહરામખાન અને ઇખ્તિયારખાનને લશ્કર લઈ આગળ મોકલ્યા. મુસલમાન ઇતિહાસકારો કહે છે કે આ લોકો પોતાની સાથે સુરંગો ખોદવામાં પ્રવીણ ઇજનેરો લઈ ગએલા ને કિલ્લા પર ચડાઈ વગેરેના કામ માટે જોઈતાં લાકડાં માટે એક ભારાની એક સોનામહોર આપેલી. રજપૂતો કિલ્લામાંથી નીકળીને લડતા. જયસિંહે માળવાના સુલતાનને મદદ માટે આવવા પોતાના સુરિ નામના વકીલને મોકલ્યો. પણ મહમૂદે એ મુસલમાન સુલતાનને હિંદુને મદદ કરતો સમજાવીને અટકાવ્યો. કિલ્લાનો ઘેરો એક વર્ષ ઉપર ચાલ્યો. મહમૂદે કિલ્લો



લેવાનો નિશ્ચય દૃઢ કરવાના ચિહ્ન રૂપે પાવાગઢની પૂર્વમાં મસ્જિદનો પાયો નાખ્યો. ઘેરા દરમ્યાન રજપુતો બહાર નીકળીને એક વખત તો સુલતાનની સામગ્રી અને અનાજ વગેરે ખૂંચવી કિલ્લામાં પાછા ભરાઈ ગયા હતા. સુલતાને તે પછી ઘેરો મજબૂત બનાવ્યો ને અમદાવાદના સુપ્રસિદ્ધ મુહાફિઝખાનને સરદાર નીમી ચારે તરફ સુરંગો ખોદવાનો હુકમ કર્યો. કવામ-ઉલ-મુલ્ક પણ એની સાથે હતો. સુલતાને પોતાનું બધું બળ પાવાગઢ જીતવામાં વાપર્યું.[૧૧]

આ ઘેરામાં ગૂજરાતમાં તોપ પહેલવહેલી વપરાઈ હોય એમ લાગે છે. મલીક અયાઝ સુલતાની જે દીવ બંદરમાં ગૂજરાતનો મીરે બહર (નૌકાસેનાધિપતિ) હતો તે પરદેશથી ગૂજરાતમાં તોપો લાવેલો અને પાવાગઢની લડાઈમાં એ પણ હાજર હતો. એની તોપથી એક બુરજ નજીક બાકું પાડેલું. બીજી બાજુએ સુલતાનના માણસોએ એક સુરંગમાંથી સવારે સ્નાનસંધ્યાદિક કરવા જતા રજપુતોને જોઈ એ સમય હુમલા માટે યોગ્ય છે એમ સુલતાનને કહ્યું. સુલતાને એ રસ્તે કિલ્લામાં પ્રવેશ કરવા પોતાની ખાસ ટુકડી આપી કિવામ-ઉલ-મુલ્કને મોકલ્યો. એ લોકો સવારે કિલ્લામાં પેઠા અને કતલ શરુ થઈ. બીજી બાજુએ મલીક અયાઝે પાડેલા બાકામાંથી પાસેની એક બારીમાં થઈને સુલતાન મહમૂદ પોતે કિલ્લાના મોટા દરવાજાની ટોચે ચડી ગયો.[૧૨] હવે રજપુતો નિરાશ થયા અને જૌહરની તૈયારી કરી. રજપુતોએ હાથના ઓઝાર-

૮ મિરાતે સિકંદરી આ નામ આપે છે. તબકાતે અકબરી મલીક સુધા નામ લખે છે. ૯ મુસલમાન લશ્કરનો સામાન અને બે હાથીઓ જયસિંહે લઈ લીધા હતા. ૧૦ મહમદે અમદાવાદમાં જુમા મસ્જીદના મિનારા ઉપરથી ચાંપાનેર તરફ જોઈ મૂછ મરડી એથી ચાંપાનેર જીતવાનો એને વિચાર હતો એ વાતમાં સત્ય લાગતું નથી. જયસિંહના દૂતે મહમદનો વિચાર પાવાપતિને જણાવ્યો એમ પણ કહેવાય છે.

૧૧ : આ વર્ણન મિરાતે સિકંદરી કરતાં તબકાતે અકબરીમાં વધારે વિસ્તારથી આપેલું છે અને એમાંથી અહીં લીધું છે. ૧૨ અનાજ લઈને કિલ્લામાં જતી વણજારાની પોઠોમાં

**અંતરદેવતા** (અનુ૦પૃ૦૩૮૩થી ચાલુ) કરવો જોઇએ. એ અહિંસા અકલંક જોઇએ. માટે હું એને સત્યનો માર્ગ કહું છું. અને મારે મન સત્ય એ જ ઇશ્વર છે. એટલે એ ઇશ્વરનો માર્ગ સહેજે બની રહે છે. ચાલો, હવે બહુ વાર થઇ. તમે શાંત થઇ જાવ. ઇશ્વરને પ્રાર્થના કરજો, એ તમને અજવાળું દેખાડશે. મારી શુભાશિષ તો તમારી સાથે છે જ.' બાપુની ચરણરજ લઇને મેં સાંઝે પ્રાર્થના પછી ખોરસદ છોડયું.

અભિમાને કહ્યું : 'તારો રસ્તો સાચો છે.' અંતરાત્માએ કહ્યું: 'ચાલે છે એ માર્ગ ખોટો છે.' અને સત્ અસતના સનાતન સંઘર્ષથી ભીંસાતો હું ચાલી નીકળ્યો. ૧૯૩૨ના અસહકારના દિવસો હતા. કૉંગ્રેસ ગેરકાયદેસરની સંસ્થા હતી. લડાઈ ચાલુ હતી. ઘણી નહિ પણ લગભગ બધી જ એવી પ્રવૃત્તિઓ ભૂગર્ભમાં ગએલા નેતાઓ ચલાવતા. મુંબાઈની તે વખતે ચાલતી પ્રવૃત્તિઓના સંચાલક વિદ્યાપીઠવાળા પ્રો. ચન્દ્રભાલ જોહરી હતા. આગ્રાની અમારી જૂની દોસ્તી હતી. એમના ભાઇ કાકોરી કાવતરા કેસમાં પકડાએલા. જોહરી પોતે પણ એમાં સંડોવાયા હતા એવો પોલીસને પત્તો હતો. એમણે અમને બેત્રણ જણને રેડિયો બ્રોડકાસ્ટિંગની છૂપી પ્રવૃત્તિ સોંપી. અઠવાડિયામાં ત્રણ વખત મુંબાઇ રેડિયો વિશ્રામ લેતો ત્યારે અમારું ટ્રાન્સમીટર ચાલતું. રેડિયો એન્જિનીઅરિંગનો વિકાસ આજે જેટલો ગયો છે તેટલો ત્યારે નહોતો, એટલે એ પ્રવૃત્તિને ઘણી મર્યાદાઓમાં રહીને કામ કરવું પડતું. ગુપ્તમાં ગુપ્ત પ્રવૃત્તિ તરીકે અમે એ ચલાવતા. તે એટલે સુધી કે સરકાર પણ કંટાળી ગઇ હતી. કમનસીબે અમારા ટ્રાન્સમીટરનો ચલાવનાર એક બંગાળી સાથી ફૂટયો અને અઢી મહિને અમે ત્રણચાર જણ એકીસાથે એક મધરાતે પકડાઇ ગયા. પણ ટ્રાન્સમીટર ગાયબ થઈ ગયું. પોલીસ માથાં પછાડીને મરી ગઇ, પણ એનો પત્તો ના મળ્યો. એટલે લગભગ એકવીસ દિવસની જેલ પછી મારા સાથીઓને છોડી મૂકયા. હું એ વખતે કમળો થવાને કારણે પોલીસપહેરા નીચે જી.ટી. ઑસ્પિટલમાં બીમારી ભોગવતો હતો. ત્યાં મને ખબર આપવામાં આવી કે મને પણ છોડી મૂકયો હતો, પરંતુ દિલ્હી-કાવતરા-કેસને અંગે મારી ફરીથી ધરપકડ કરવામાં આવી હતી. હવે પોલીસનો જાપ્તો વધી ગયો. મુલાકાતો પર કાપ મુકાયો અને રોજ સવારે એક પોલીસ અમલદારે પૂછપરછ માટે આવવા માંડયું. મેં મારી આ પરિસ્થિતિ વિષે એક મિત્ર દ્વારા બાપુને જેલમાં સમાચાર પહોંચાડી કહેવડાવ્યું કે જે કેસ માટે મને સંડોવ્યો છે તેમાં મારો કશો જ ભાગ નથી; હું નિર્દોષ છું. મારા આ શબ્દોમાં ભરોસો મૂકીને બાપુએ એક સારા બૅરિસ્ટરને કહેવડાવ્યું કે જરૂર પડયે એ મારો કેસ લડે. પણ એ કેસના સાચા આરોપીઓ પકડાયા અને આખરે પોલીસે મારા પર અમુક મર્યાદાઓ મૂકી છોડી દીધો.

ત્યાર પછી બાપુ પહેલી વાર મુંબાઈ આવ્યા. ગામદેવીમાં 'મણિભવન'માં એમનો ઉતારો હતો. મેં કાગળ લખ્યો. એમણે મને બોલાવ્યો. મારી બધી હકીકત જાણી લીધી. બીજી પણ ઘણી વાતો કરી. પણ મૂળ પ્રશ્ન પૂછ્યા વિના એમને કેમ જંપ વળે? એટલે આખરે પૂછ્યું: 'કેમ, મન હજીય અહિંસા વિષે માનતું નથી ને?' થોડી વાર હું મૂંગો રહ્યો, જમીન ખોતરવા માંડી. ઊંડો નિઃશ્વાસ મૂકયો. બાપુ સમજી ગયા. મને બચાવી લીધો. બોલ્યા: 'હું જાણું છું કે હજી તમારું મન અહિંસા કબૂલ કરતું નથી. તમે જન્મે અને સ્વભાવે ક્ષત્રિય છો. વૈશ્યની જેમ તમારે સમાધાન નથી જોઈતું, બ્રાહ્મણની જેમ તમારે તો ઉકેલ જોઇએ છે. પણ એ ઉકેલ હું નહિ આપી શકું. એ સમસ્યા તમારી છે. તમારે જ એનો ઉકેલ શોધવો પડશે. હિંસામાંની તમારી શ્રદ્ધામાં તમને સહેજ પણ શંકા થઇ છે અને એણે સમસ્યાનું રૂપ લીધું છે એ પણ શુભ સૂચન છે. એટલે અહીં તો હું તમને મદદ પણ કરી શકું. તમે જો તમારી વાતમાં શ્રદ્ધાવાન અને અફર હો તો હું બીજું શું કરું? તમને સમઝાવ્યા કરું મારી વાત.' બાપુ સૂતાસૂતા વાત કરતા હતા. હું એમના માથા ઉપરનું ભીનું પોતું બદલ્યા કરતો હતો. મારી મૂંઝવણનો પાર નહોતો. બહાર મથુરાદાસભાઇ અધીરા થયા હતા. એક વખત તો અંદર આવીને બાપુને કહી ગયા: 'બહાર શ્રીનિવાસન કયારના બેઠા છે.' બાપુએ કહ્યું: 'બેસવા દો. આ મુલાકાત વધારે અગત્યની છે.' મને થયું, બાપુ મારા જેવા નાના માણસની પાછળ કેમ આટલું ધ્યાન આપે છે? જેવો સવાલ ઊઠયો એટલે તરત જ મેં બાપુને પૂછ્યું: 'બાપુ, મારા જેવા નાચીઝ માનવીની તે તમારે આટલી શી પંચાત! મરવા દોને એને એને રસ્તે.' અને બાપુની આંખો ચમકી ઊઠી. ભીનું પોતું બદલતો મારો હાથ પકડી લીધો. બોલ્યા: 'તમે નાના છો એ વાત સાચી. પણ તમે જો સત્યના ઉપાસક અને અહિંસાના આચરનાર બનો તો મારું મોટું કામ થાય. અને એ મોટું કામ તમે જો કરી શકો તો તમારા આત્માની મહત્તા કેટલી વધે? તમારો અંતરપલટો જો હું કરી શકું તો હું બહુ સુખી

આ વિષે મારું દુઃખ પ્રગટ કરવા હું બાપુને પાછો દિલ્હીમાં મળ્યો. એ વખતે બાપુ જૂની દિલ્હીના હરિજન કૉલો-નીમાં રહેતા હતા. સાંઝે પ્રાર્થના પછી મારે મળવાનું હતું. બાપુનો એ મૌનવાર હતો, એટલે હું બોલતો જાઉં ને બાપુ પોતાની વાત કાગળ પર લખીને કહેતા જાય. હું પન્ના હતો એ એમને બિલકુલ ગમતું નહોતું. મેં એમને પૂછ્યા વિનાજ પન્નાનું કામ સ્વીકાર્યું હતું. સલાહ માગવા જાઉં ને મળે તે સલાહનો અમલ ના થઈ શકે એ તો બેહૂદું એથી મેં એમને પૂછ્યું જ નહોતું. પછી એમણે મને લખીને આપ્યું કે 'તમે વહેલામાં વહેલી તકે આ ખાબ-ચીમાંથી બહાર નીકળો. સ્વાર્થનો ફાંસ એવો હોય છે કે અમુક ઊંડાણમાં ગયા પછી તો બહાર નીકળવાનો પ્રયત્ન પણ અંદર જ લઈ જાય છે. એ અવસ્થા આવે તે પહેલાં નીકળી જાવ.' અને છેવટે એમણે પોતાનો પ્રિય પ્રશ્ન પાછો પૂછ્યો: 'કેમ, હવે અહિંસા વિષે તમારું અં-તર શું કહે છે?' મારું અંતર પણ બદલાતું આવતું હતું તે હું સ્પષ્ટ જોતો હતો. મેં કહ્યું: 'બાપુ, અંતર પલટાતું આવે છે, પણ હજી સત્ય ને અહિંસાની જીવનમાં પ્રતિષ્ઠા કરી શકાય એવી શ્રદ્ધા જાગી નથી. પણ એક વાત સાચી છે કે હિંસા વિષે અને એની વિનાશકતા વિષે લાગણી સ્પષ્ટ થતી જાય છે.' બાપુ આ ઉત્તરથી બહુ રાજી થયા. એમણે કહ્યું: 'તમે રસ્તે આવ્યા છો. ઈશ્વરને પ્રાર્થના કરવાનું ના ચૂકશો. અને કોઈ દિવસ તમારી જાતને ના છેતરશો.' દિલ્હીથી પન્ના પાછા આ-વીને મહારાજાસાહેબને રાજીનામું આપ્યું. પન્ના છોડીને મુંબઈ આવ્યો. આગળ શું કરવું એનું કંઈ જ નક્કી નહોતું. દિલ્હી છોડતાં પહેલાં બાપુએ મારી પાસેથી વ-ચન લીધું હતું કે હવે હું જે નવું કામ શરૂ કરું તેમાં એમની સંમતિ લેવી.

પન્ના તો છોડ્યું હતું. પણ એનાં કેટલાંક વળગણો હજી છૂટતાં નહોતાં. મધ્ય પ્રાંતમાં આવેલા ખૈરાગઢ રાજ્યના મહારાજાના આગ્રહથી દીવાન તરીકે ત્યાં જવાની લાલ-સા પણ થઈ આવી. જયપુરના દરબારે આપવા માંડેલી નોકરીની પણ લાલચ થઈ. પાલનપુરના નવાબ સાહેબ-ને ત્યાંથી પણ કહેણ આવ્યું હતું. પણ અંતઃકરણ ફરી-થી દેશી રાજ્યના કાદવમાં પડવા તૈયાર નહોતું. બાપુની આજ્ઞા પણ નજર સમીપ હતી. એટલે આખરી નિશ્ચય કર્યો કે કોઈ પણ સરકારી કે દેશી રાજ્યની નોકરી જ ન કરવી: પછી એ ગમે તેટલી મોટી લાલચ આપનારી હોય. પન્નામાં ઉડાઉગીરીની કુટેવો પડેલી. વિલાસિતાનો પણ રંગ લાગ્યો હતો. એટલે અંતરની સફાઈ પણ કરવાની હતી. ને એ કામ નાનુંસૂનું નહોતું. દેશી રાજ્યના ગંદા વાતાવરણમાં પાછા નહિ જવાની વાતને બીજા બે સ-ન્મિત્રોનો પણ સહકાર હતો. શ્રીમતી સોફિયા વાડીઆ અને એમના પતિ શ્રી બી. પી. વાડીઆએ પણ મારા આ નિશ્ચયને ટેકો આપ્યો; એટલું જ નહિ પણ જો હું તૈયાર હોઉં તો તેઓ ઘણી રીતે મદદ કરીને એક સુઘડ છાપ-ખાનું શરૂ કરવા તૈયાર હતાં. સ્વતંત્ર કામ કરવાની આ તકનો સદુપયોગ કરતાં પહેલાં બાપુની સંમતિ લેવાનું સાંભર્યું. એટલે શ્રીમતી વાડીઆને આખરી હા પાડતાં પહેલાં સેવાગ્રામ બાપુને મળી આવવાનું નક્કી કર્યું.

૧૯૪૦નો ડિસેમ્બર મહિનો હતો. હું અને શ્રી જયપ્રકાશ નારાયણનાં પત્ની પ્રભાવતી બહેન કલકત્તા મેઈલમાં વર્ધા જતાં હતાં. બાપુને મળવાનો દિવસ અને સમય મુંબાઈથી મેં મહાદેવભાઈને ટેલીફોન કરીને પૂછી લીધો હતો. દસ સાડાદસને શુમારે અમે સેવાગ્રામ પહોં-ચ્યાં ત્યારે બાપુ માલિશ કરાવતા હતા અને પછી નહાવા જવાના હતા. એટલે મહાદેવભાઈની સાથે વાતો કરવાનો ઠીકઠીક સમય મળ્યો. એ હજામત કરતા હતા. મહાદેવ-ભાઈની કોઈ પણ વસ્તુ અણઘડ કે અસ્વચ્છ હોય જ નહિ. એમણે વાતચિત દરમિયાન કહ્યું: 'બાપુ મને જમતી વખતે મળશે અને પછી આરામ કરતા પહેલાં પણ થોડું મળી લેશે.' થોડીવારમાં જમવાનો ઘંટ વાગ્યો. મહાદેવ-ભાઈએ મને કહ્યું હતું કે બાપુની ઇચ્છા એવી છે કે જમતી વખતે એમની જમણી બાજુ હું બેસું ને જમતાંજમતાં મારી વાત કરતો જાઉં. બાપુ એ સૌના જવાબ આરામ કરતાં કરતાં આપશે. જમતી વખતે મેં લગભગ ચાળી-સેક મિનિટ સુધી મારી વાત બાપુને કહી. એમણે ધીરજ અને ધ્યાનથી એ સાંભળી. જમીને પરવાર્યા પછી માથે ભીનો ટુવાલ મૂકીને મારે ખભે હાથ રાખી બાપુ એમની કુટિરના આંગણામાં આવી પહોંચ્યા. અમતુલબહેન પગ દબાવવા લાગ્યાં એટલે એમણે કહ્યું: 'અમતુલ, આજે તને રજા છે. આ રજવાડી માણસ આજે લાગમાં આ-વ્યો છે. એને જરા પગ દબાવવાની મઝા લેવા દે.' અને બાપુ ખડખડાટ હસી પડ્યા. અમતુલબહેનને આમ સિ-ફતથી રજા આપી દીધી. અમે બે એકલા પડ્યા, એટલે બાપુએ મારી વાતોનો જવાબ આપવા માંડ્યો. એ વાત-ચીત દરમિયાન એમણે 'સાધના પ્રેસ'ના કામને પોતાની સંમતિ આપી દીધી. પણ શરત કરી કે એઓ જ્યારે બોલાવે અને જે કામ કહે તે કરવા ત્યારે મારે એ બધું

છોડીને ચાલી નીકળવું. મારી વાતોના ઉત્તર લગભગ પૂરા થવા આવ્યા હતા. આ વાતચીત દરમિયાન કદી કદી બાપુ મારી સામે જોઈ લેતા બાકી તો આકાશ સામે જોઇને જ એમની વાણી વહેતી. પણ એમણે હવે પડખું ફેરવીને એમનું મુખ બરાબર મારી સામે કર્યું અને પૂછ્યું: 'કેમ, હવે અહિંસામાં શ્રદ્ધા જામતી જાય છે ને ? કે હજી તમારું ઘર્ષણ ચાલુ છે ?' મેં નીચે જોઇને થોડીવાર મૌન રાખ્યું અને પગ દબાવ્યા કર્યા. અને બોલવા જાઉં છું ત્યાં બાપુએ કહ્યું: 'મારી સામે જોઇને બોલો કે તમારું મોઢું અને આંખો મને બરાબર દેખાય.' બાપુની આંખ સામે આંખ માંડતાં મને હમેશાં ક્ષોભ થતો. એમની નજરમાં નજર પરોવતાં મારા મોતીઆ મરી જતા. કંઇક એમને અનુકૂળ અને ગમે એવું જ કહેવાનું મન થઈ આવતું; પણ પાછું કાળજું કઠણ કરીને સત્ય કથા જ કહેતો. આ વખતે મેં અંતરનો એકરાર કર્યો: 'બાપુ, કાયાકલ્પ તો થયા સાંભળ્યા છે; આંતરકલ્પ એ નવો જ અનુભવ છે. પહેલીવાર સાબરમતી આશ્રમમાં જ્યારે તમે મને સરદાર ભગતસિંહ સાથે જોયો અને હું હિંસાનો સાથી છું એમ જાણ્યું ત્યારે તમારા ચહેરા ઉપર જે વિષાદ અને વેદના મેં જોયાં હતાં તેની છાપ મારા અંતઃકરણમાં એવી કોરાઇ ગઇ છે કે હું જ્યારે એકલો પડું છું ત્યારે 'તું પણ આમાં છે?' એ પ્રશ્ન મને ગભરાવી મૂકે છે, વિકળ કરી દે છે. બસ તે દિવસથી હિંસા અહિંસા વિષે વધુ વિચારો આવ્યા કરે છે. પણ બાપુ, સાચી વાત તો એ છે કે સત્ય અને અહિંસાનો રસ્તો આકરો છે. એને માટે જે આત્મશુદ્ધિ અને તપશ્ચર્યા જોઇએ તે કરવાની મારી તાકાત નથી. હિંસા અને અસત્યનો માર્ગ સહેલો છે અને ઓછી કિંમતે પતી જાય એવો છે. એટલે બુદ્ધિ હમેશાં ઘણી વખત અનિચ્છાએ પણ એ જ રસ્તો લે છે. મારી નબળાઇ, મારી મર્યાદા હું જાણું છું પણ હું લાચાર છું.'

મારી વાત સાંભળીને બાપુના ચહેરા પર સુરખી આવી ગઈ. આંખોમાં પણ ચમક દેખાઈ. એમણે ગંભીર અવાજે કહ્યું: 'જુઓ, તમારી નિષ્ઠા સાચી છે. તમારી નબળાઇ અને મર્યાદાની પણ તમને ખબર છે. સત્ય અને અહિંસાનો આચાર આકરો છે, પણ એ તમારે જોઇએ છે. ત્યારે જરૂર માત્ર એટલું બળ મેળવવાની રહે છે. આનો અર્થ હું એ પણ કરું છું કે તમને ઇશ્વરમાં ઓછી શ્રદ્ધા છે. તમને તમારામાં જેટલી શ્રદ્ધા છે એટલી પણ જો તમે ઇશ્વરમાં રાખો તોપણ તમને જોઇતું બળ જરૂર આપે. તમે મારી પાસે ૧૯૨૪માં પહેલા જુહુમાં આવ્યા ત્યારે હું પૂનાના ઑપરેશનમાંથી પરવાર્યો હતો. તમારી રાજપૂત પરિષદને માટે તમે જોરાવરસિંહ સાથે આવ્યા હતા. ત્યારથી મારી આંખમાં તમે આવ્યા છો. હું તમારા અંતરમાં બેઠો છું એ તો તમે મારી પાસે વારંવાર આવીને જે હૃદય ઉઘાડીને બેસો છો ત્યારથી હું જાણું છું. એટલે જ હું તમને મારા શ્વાસોચ્છ્વાસમાં જે બને છે તે કહેવા તૈયાર થાઉં છું. સત્ય અને અહિંસાને હું મારા શ્વાસમાં જીવું છું અને દરેક પળે એમને માટે જોઇએ તે બલિદાનો આપતો જાઉં છું. ઇશ્વર મારી પાસે સત્યની જે પૂજા અહિંસા દ્વારા કરાવે છે તેને માટે પાત્રતા મેળવવા જરા ય પાછી પાની કરતો નથી. તમે એ રસ્તે આવો. એ કાયરનો રસ્તો નથી, બહાદુરોનો છે. હું ફરીથી કહું છું કે તમે ઇશ્વરમાં શ્રદ્ધા રાખો, અશુદ્ધિઓનો હોમ કરો અને સત્યની તમારા અંતરમાં પ્રતિષ્ઠા કરીને એને અહિંસા દ્વારા દરેક કાર્યમાં પ્રગટ કરો. તમારું આ નવું કામ તમારી સત્યની સાધના બનો એવો મારો આશીર્વાદ છે. અને તમારે જ્યારે મારી પાસે આવવું હોય ત્યારે સંકોચ વિના ચાલ્યા આવજો. થોડા દિવસ રહેવું હોય તો એ પણ મને ગમશે. સોફિયા બાઇ સારી છે. એનો સંપર્ક ખોટો નથી. મારી પાસે એ આવી ગઇ છે. મારી સાથે સંબંધ પણ સારો રાખે છે. પણ તમે તમારું અંતર કોઇ દિવસ ઇશ્વરની પ્રાર્થના માટે બંધ ન કરશો. પ્રાર્થના એ મોટું બળ છે, શ્રદ્ધાનો એ પાયો છે. જાઓ, તમે તો મારો આરામ પણ લઈ લીધો, ઊંઘ પણ હરી લીધી. સાંજે મુંબાઇ જાવ તે પહેલાં મળીને જજો. અમતુલને મેં કહ્યું છે કે એ રાજાને રહા આપજે બપોરે. જાઓ પેલા ભારતાનંદને મોકલો.

બાપુ ખાટલામાં બેઠા થયા. મેં પગ દબાવવાનું છોડીને એમની ચરણરજ લીધી ને મારે ઉતારે ચાલ્યો ગયો. ત્યાં ડૉ. એસ. કે. વૈદ્ય બેઠા હતા. એમણે થોડુંક પૂછ્યું, પણ મને કશામાં રસ નહોતો. પૉંડિચેરીમાં શ્રી અરવિંદને ચરણે અંતર્મુખ થએલું અસ્તિત્વ આજે એ જ અવસ્થા ફરીથી અનુભવતું હતું. અમતુલબહેન નમતા બપોરે રહા પીવા બોલાવવા આવ્યાં ત્યારે હું ઊઠ્યો. ત્યાં સુધી સૂનમૂન પડ્યો હતો: અરધો જાગતો, અરધો ઊંઘતો. અંતરમાં બેઠેલા બાપુને જ મનાવતો ને લડાવતો. સ્ટેશને જતાં પહેલાં બાપુને મળવા ગયો. શબ્દ તો એક પણ મોંમાંથી નીકળ્યો નહિ, પણ અમારી આંખો મળી. બાપુનું સ્મિત મળ્યું; શુભાશિષ મળી. જાણે મોટો ખજાનો મળ્યો.

આગાખાનના મહેલમાંથી છૂટીને બાપુ પંચગની આવ્યા હતા. ૧૯૪૨ની 'કરેંગે યા મરેંગે'ની લડતમાં પ્રગટ



એચ. એમ. આઈ. એસ. 'બંગાળ', પછી જ્યારે ત્રિંકોમાલી અંદરે પહોંચી ત્યારે તેના એ પરાક્રમ માટે 'ડી. એસ. સી.' ('ડિસ્ટિંગ્વિશ્ડ સર્વિસ ક્રૉસ')નું યુદ્ધમાં અપાતું બહુમાન તેને આપવામાં આવ્યું ત્યારનું દૃશ્ય. બ્રિટિશ નૌ-સેનાપતિ ઍડમિરલ સર આર્થર રીડ એ જહાજના ૬૦ અફસરો ને નાવિકોની વચ્ચે દેખાય છે. બાકીના શુમારે ૫૦ જણ એ વેળા ઑરિપટ્ટમમાં હતા.

અને ધીમે સાદે સુકાનીને હુકમ આપ્યો: 'ટવેન્ટી ગ્રીન.'

'ટ્વેન્ટી ગ્રીન ઇટ ઇઝ, સર.' ગીગાએ કહ્યું.

પછી એન્જિન-રૂમમાં ટેલેગ્રાફ વાગ્યો: 'હાફ ઍહેડ સ્ટારબૉર્ડ, ફુલ ઍહેડ પોર્ટ.' 'બંગાળ' ફરવા માંડી.

હોકોકુ મારૂના કપ્તાને 'બંગાળ'ને પોતા તરફ ફરતી જોઇ અને તેના ઉપર ચારે ચાર તોપો નોંધવાનો હુકમ આપ્યો: 'નિશાન તાકો—અને પાસે આવે એટલે ફૂંકી દો!' જપાની કમાન્ડરે ફરમાવ્યું.

'બંગાળે' હોકોકુના પડખા પર મારો રાખ્યો હતો, જેથી જપાની તોપચીઓને નોંધણી મુશ્કેલ પડે. જપાની કમાન્ડરે સુકાન ફેરવ્યું ને બંગાળના પડખાંભેર પડખું ફેરવ્યું.

એ જ પળે 'બંગાળ'ના તૂતક ઉપરથી એકસામટા સપાકા થયા, અને એવડી નાની તોપોમાંથી કદી ન થઈ એવડી ધડધડાટી થઇ. હોકોકુ મારૂ બોંત ખાઇ ગઇ. હવામાં ઊછળી, પડખે પછડાઇ; ને ફરી ઊછળવા ગઇ, ખાંગી થઇ ગઈ. અને એના તૂતક પર આગ ભડકી ઊઠી! પાંચ નંબરના ફાલકાનો દારૂ સળગી ઊઠ્યો હતો.

નેસંદૂર બિલ્ડીની પીઠ થાબડતાં ગનરી લેફ્ટેનન્ટ સિંધે કહ્યું: 'બ્હોત ખુબ જવાન! કલ તુમ્હે બિરિયાની ખિલાયેંગે.'

'બંગાળ'ના જવાનો હરખના પોકાર કરી રહ્યા....

દરમિયાનમાં ફીયેસુમી મારૂએ 'ઑન્ડીના'ની પૂંઠ પકડી હતી. એની તોપોએ 'ઑન્ડીના'ના બૂરા હાલ કરવા માંડ્યા. એક બદનસીબ ગોળાએ 'ઑન્ડીના'ના બહાદુર કપ્તાનને જાન્બેહ કર્યો! 'ઑન્ડીના' પર લોથો પડી. આગ તો વધતી જ હતી. આખરે બચેલા અફસરો અને જહાજીઓએ સ્ટીમરનો ત્યાગ કરવાનો ઠરાવ કર્યો અને લાઈફ બોટમાં ઊતરી ગયા. ફીયેસુમી મારૂએ 'ઑન્ડીના'ને ડુબાડવા એના ઉપર ટૉરપીડો છોડી, પણ નિશાન ચુકાઈ ગયું. જપાનીએ બીજી ટૉરપીડો છોડી. એ પણ ચૂકી ગઇ. લાઇફ બોટો ઉપર એમણે મશિનગનથી મારો ચલાવ્યો. 'ઑન્ડીના'ના એકેએક જણે હવે જિન્દગીથી હાથ ધોઇ નાખ્યા.

બરાબર એ જ વખતે દૂર ધડાકો સંભળાયો, અને ફીયેસુમી મારૂના કમાન્ડરે હોકોકી મારૂની આખરની ઘડી ભાળી, એટલે એ એના સાથીની મદદે પાછો ફર્યો. પરંતુ એક પણ જપાની લાઇફ બોટ સુદ્ધાં ક્યાંય દેખાતી

ન હતી. લાઇફ બોટ ઊતરે એવું રહ્યું જ ન હતું. એણે વિફરેલી વાઘણ જેવી 'બંગાલ'ને પોતા તરફ આવતી જોઇ ને 'જીવતો નર ભદ્રા પામે' એ ગણતરીએ ફીગોસુમી ગારૂ ઇશાન ખૂણા તરફ નાસવા લાગી. નાસતે નાસતે 'ઑન્ડીના' ઉપર એણે ત્રીજી ટૉર્પિડો છોડી, પરંતુ એ પણ ફોક ગઇ!

હવે 'બંગાલે' 'ઑન્ડીના' તરફ વ્હેતું મૂક્યું. શૂર ચડેલા હિંદુસ્તાની જવાનોએ 'ઑન્ડીના'ને બચાવવાનો નિશ્ચય કર્યો. વિજયી 'બંગાલ'ને જોઇ ઑન્ડીનાનાં માણસોમાં પણ નવું બળ આવ્યું. કલાકની જહેમત પછી 'ઑન્ડીના'ની આગ કાબુમાં આવી. અને એટલામાં નવેમ્બરની બારમીનો સૂર્ય ઉગ્યો.

'બંગાલ'ના બદનમાં ખૂબ ગાબડાંઓ પડ્યાં હતાં, પરન્તુ એની તાકાત હજુ આબાદ હતી. એના ૧૧૦ જવાનોમાંથી ૫૦ જખમી થઇ પડ્યા હતા; પણ કિસ્મતની કરામત કે એકકેય જવાનની જિન્દગી ન્હોતી જોખમાઇ.

કમાન્ડર વિલ્સને ફરી 'ઑન્ડીના'નો એસ્કૉર્ટ શરુ કર્યો. હજુ એના બારૂદખાનામાં ત્રણ તોપ વચ્ચે પાંચ ગોળા સાબૂત હતા!

બ્રિટિશ ઍડમિરાલ્ટીએ ઇન્ડિયા ઑફિસને લખ્યું કે 'એડમિરાલ્ટીના લૉર્ડ હાઇ કમિશ્નર્સ હિઝ મૅજેસ્ટીના આભારી છે. અને ઇચ્છે છે કે ઇન્ડિયા ઑફિસ સંદેશો પાઠવે: 'ધેઅર ડીપ ઍડમિરેશન ફૉર ધ વેરી ગૅલન્ટ પાર્ટ પ્લેડ બાઇ એચ.એમ.આઇ.એસ.' 'બેન્ગાલ'! લંડન ગૅઝેટમાં છપાયું કે 'ટુ થિન્ક ધૅટ એ સ્મૉલ શિપ, વિથ ઓન્લી વન ટવૅલ્વ પાઉન્ડ ગન, શુડ એન્ગેજ ટુ રેડર્સ, બોથ મોર ધૅન ટેન ટાઇમ્સ હર ઓન સાઇઝ, ઍન્ડ ઇચ વિથ અબાઉટ ટ્વેન્ટી ટાઇમ્સ હર ગનપાવર, ઍન્ડ સો એનેગલ ધ ટૅન્કર ટુ એસ્કેપ, સિન્ક વન રેડર, ઍન્ડ ધેન ગેટ અવે હર સેલ્ફ, ઇઝ ઑલમોસ્ટ મિરૅક્યુલસ.'

ઇંગ્લૅન્ડ અને અમેરિકાનાં વર્તમાનપત્રોમાં–ખાસ તો અંગ્રેજ અને અમેરિકન જવાનો માટે પ્રકટ થતાં મૅગેઝીનોમાં, અવારનવાર 'બંગાલ'ની વીરગાથા હજુયે આવે જ જાય છે. આ દેશનાં વર્તમાનપત્રોમાં એના વિષે લગભગ હજુ તો કોરાં પાનાં જ દેખાયાં છે; અને જો આ છપાશે, તો સારાય દેશમાં 'કુમાર'માં જ પહેલવ્હેલો આ ઇતિહાસ પ્રકટ થયો ગણાશે.

# કૂર્માચલ (કુમાઉં) પ્રદેશ તથા તેની જાતિઓ

ત્રણચાર માસ ઉપર નૈનીતાલમાં બેએક મહીના ગાળી આવ્યા બાદ, હિમાલય અને હિમાલયમાં વસતી જાતિઓ વિષે મિત્રોમાં હું વાત કરતો હતો. ત્યાંના અપ્રતિમ અપાર્થિવ સૃષ્ટિસૌન્દર્યની, તથા આપણાં પુરાણો વગેરેમાં વર્ણવેલી ગંધર્વ, કિન્નર, યક્ષ, નાગ, વિદ્યાધર, સિદ્ધ વગેરેનો સંબંધ એ પ્રદેશમાં આજે વસતી જાતિઓ સાથે હોવા વિષેનાં મારાં મંતવ્યોની એ વાતોમાં રસ પડવાથી આ અંક માટે એ લખી આપવાનું તંત્રીનું આમંત્રણ મળ્યું.

મહાકવિ કાલિદાસના કુમારસંભવનું અપ્રતિમ વાઙ્મય-ચિત્ર તો સ્મૃતિપટ ઉપર હતું જ; તે ઉપરાંત ડૉ. લૉંગસ્ટાફે 'ઍસેન્ટ ઑન નંદાદેવી' નામના રસિકપુસ્તકના પુરોવચનમાં લખેલા શબ્દો* છેક ૧૯૪૫માં વાંચેલા તે હજી યે કાનમાં રણકતા હતા. એટલે હિમાલયની એ સચેતન સૌન્દર્યને રૂપ-સુંદર જીવસૃષ્ટિથી મંડિત દેવભૂમિ ગઢવાલનો તથા તેનાં સંતાનોનો પરિચય આલેખવાનું પ્રાપ્ત થતા આનંદ જ થયો. "Neither the primitive immensity of the Karakoram, the aloof domination of Mount Everest, the softer Caucasian beauties of the Hindu Kush, nor any of the many other regions of the Himalayas can compare with Garhwal. Mountain and valley, forest and alp, birds and animals, butterflies and flowers all combine to make a sum of delight unsurpassed elsewhere. The human interest is stronger than in other mountain region of the world; for these anciently named peaks are written of in the earliest annals of the Indo–Aryan race. They are the home of the Gods.

ગઢવાલ, હિમાલયના કુમાઉં વિભાગનો એક જિલ્લો છે. બીજા બે જિલ્લા તે નૈનીતાલ ને આલમોડા. પણ શુદ્ધ કુમાઉં આ બે જિલ્લા જ. આ વિભાગમાં જ નંદાદેવી, ત્રિશૂલ, દ્રોણગિરિ, નંદાકોટ, નંદધૂંટી આદિ હિમાલયનાં વિખ્યાત શિખરો આવેલાં છે; અહીં જ બદ્રિનાથ-કેદારનાથ ને ગંગોત્રી-જમ્નોત્રી આદિ યાત્રાધામો છે, અને અલકનંદા, ભાગીરથી, મંદાકિની વગેરે પવિત્ર નદીઓ પણ આ જ વિભાગમાં વહે છે. માનસરોવર તથા કૈલાસ પણ આ જ પ્રદેશમાં થઇને જવાય છે.

મસૂરી ગઢવાલમાં છે, નૈનીતાલ કુમાઉંમાં છે. મને તો ગઢવાલ કરતાં પણ કુમાઉંનું સૌન્દર્ય કંઈક વિશેષ લાગ્યું છે. જૂનની આખરે કુમાઉંની સુકુમારતા તથા ઉમતા ઊભયને વર્ષાના નિર્ઝરતા પ્રેમથી પ્રમાણી હોય, ને આઘેઆઘે વ્યોમ-ભરા છટાથી હિમશિખર નંદાને અપાર્થિવ નૃત્ય કરતી નિહાળી હોય ત્યારે હૃદય જરૂર નાચી ઊઠે! એ કાળે આ કૂર્માચલ (કુમાઉં) શું ખીલી ઊઠે છે! વર્ષાના અનુપમ વિલાસથી સઘળું ઉલ્લાસમાં આવી જાય છે. પરોઢના સાડાચારે અગર પાંચે નૈનીતાલના સ્નો વ્યૂ ઉપરથી હિમાલયની અખૂટ શોભા પીવા જાઓ તો હૃદયનો અનાહત ધ્વનિ એના અનંત આવર્તોમાં ગાજ્યા કરતો અનુભવો. યક્ષો, ગંધર્વો, કિન્નરો, સિદ્ધો, નાગલોકો એ સકલ સૃષ્ટિવિભવ, બાંજ દેવદાર અને ચીડની વનશ્રી, અને આઘેઆઘેની અનંત હિમશ્રી, એ સઘળી શ્રીઓ પંખીઓના કંઠવાદિત્રના સૂરે પરોઢે રાચી રહે છે અને તે ક્ષણે તો મહાકવિ કાલિદાસની પંક્તિ અનુભવી રહેવાય છે કે:

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्  
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।  
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम्  
भावस्थिराणि जननांतर सौहृदानि ॥

કુમાઉંની ઐતિહાસિક હકીકત ઉપર ઊડતી નજર નાખતાં પહેલાં આ પ્રદેશની આપણા પૌરાણિક કાળની હકીકત તપાસીએ. આખો યે હિમાલય તથા તેની તળેટી (કુમાઉં તથા ગઢવાલના પ્રદેશ) ઉત્તરાખંડને નામે ઓળખાય છે. કુમાઉં એટલે ઉપર જોઈ ગયા તેમ અલમોડા, નૈનીતાલ તથા ગઢવાલ એ ત્રણે જિલ્લાઓ. આપણાં પ્રાચીન પુરાણોમાં, રામાયણમાં તથા મહાભારતમાં આ પ્રદેશનાં મનોરમ અને વિસ્તૃત વર્ણનો મળી આવે છે. સ્કંદપુરાણમાં માનસખંડમાં બદ્રિનાથ, કેદારનાથ, મેરુ પર્વત આદિની સુંદર ભૌગોલિક વિગતો ઉપલબ્ધ થાય છે. કુમાઉંના આટલા વિભાગનો પૌરાણિક સમયમાં ગર્ગાચલ નામથી પણ વ્યવહાર થતો, કેમકે આ વિભાગમાં ગર્ગ ઋષિનો વિખ્યાત આશ્રમ હતો. સ્કંદ પુરાણથી પણ પ્રાચીન ઉલ્લેખો તપાસતાં આ વિભાગને 'સાઠ સરોવરનો મુલક' કહેતા એવું જાણવા મળે છે, તથા નૈનીતાલ (નૈની=આંખ; તાલ=સરોવર) બાબતમાં 'ત્રિઋષિ-તાલ' એવો ઉલ્લેખ મળે છે. પૌરાણિક ગાથા એવી છે કે પ્રાચીન કાળમાં અત્રિ, પુલસ્ત્ય તથા પુલહ એ ત્રણ ઋષિઓ આ પ્રદેશમાં થઇને કૈલાસની યાત્રાએ જતા હતા. એવામાં બપોર થતાં મધ્યાહ્ન-સંધ્યા કરવાનો તેમણે વિચાર કર્યો, પણ ચોમેર પાણીની શોધ કરતાં પાણી નજરે ન પડ્યું, એટલે ઋષિઓએ ભગવાન શંકરની એકાગ્રચિત્તે આરાધના કરી. જોતજોતાંમાં ત્યાં એક સરોવર ભરાયું અને ભગવાન શંકરે પોતે માનસરોવરમાંથી તે જળ ત્યાં વહાવ્યું તેવી અપરોક્ષ અનુભૂતિ તે ત્રણે ઋષિઓને સમાધિમાં થઈ.

આ થઈ પૌરાણિક હકીકત. હવે આધુનિક ઐતિહાસિક હકીકત તપાસીએ નૈનીતાલની પ્રથમ 'શોધ' ઇ. ૧૮૪૧માં થઈ. ઈ. સ. ૧૮૧૫ની ગુરખા લડાઈ વખતે જે ફોજો નીચે કાઠગોદામ આગળ થઇને આગળ વધેલી તેને આ સ્થળની માહિતી નહોતી એવો ઉલ્લેખ છે. દેશી લોકોમાં એવી માન્યતા છે કે ઉપર નંદાદેવીનો વાસ છે અને માત્ર તેમના ભક્તો જ ત્યાં વિજયાદશમીને દિવસે જઈ દેવીની આરાધના કરે છે; મ્લેચ્છો આદિને ત્યાં જવાનો અધિકાર નથી. એટલે



નૈનીતાલ સરોવર : કુમાઉં પ્રદેશનું આ સરોવર કુદરતની સૌંદર્ય-સમૃદ્ધિ માટે ખૂબ મશહૂર છે.

સાધારણરીતે તો એમ ધારી શકીએ કે આપણા લોકોએ આ સ્થાન અંગ્રેજોને બતાવેલું જ નહિ!

ત્યાં આવી ૧૮૪૧ની સાલ. બૅરન નામે શાહજહાંપુરનો એક અંગ્રેજ વેપારી હતો. મુસાફરીનો બડો શોખીન. એણે હિમાલયનો લગભગ ઘણોખરો ભાગ પગપાળા ખૂંદેલો. ઘૂમતોઘૂમતો તે આ સ્થળે આવી પહોંચ્યો ને એનું અવર્ણનીય સૌંદર્ય જોઈને તો એ દંગ જ થઈ ગયો. એ સૌન્દર્ય એણે ઘરાઈને પીધું ને તેની વિસ્તૃત નોંધ કરી. પછી તેણે 'આગ્રા અખબાર'માં એ પ્રદેશનો વિગતવાર પરિચય આપતો એક પત્ર લખ્યો. એ પત્ર અક્ષરશઃ આ નીચે ઉતાર્યો છે.

An undulating lawn with a great deal of level ground interspread with occasional clumps of oak, cypress and other beautiful trees, continues from the margin of the lake for upwards of a mile upto the base of a magnificent mountain standing at the further extreme of this vast amphitheatre, and the sides of the lake are also bounded by splendid hills and peaks, which are thickly wooded down to the water's edge. On the undulating ground between the highest peak & the margin of lake, there are capabilities for a race-course, cricket-ground &c, and building sides in every direction for a large town.

આમ 'એક અંગ્રેજની 'સુષ્ટિસૌંદર્યની ઉપાસનામાંથી નૂતન નૈનીતાલનો આવિષ્કાર થયો: યુરોપીય રીતરસમ તથા ઢબના આજના નૈનીતાલનો. હાલનું નૈનીતાલ તે પેલા અંગ્રેજ વેપારીના સ્વપ્નની સિદ્ધિ. સુંદર બજાર, સુંદર ચાટ હલબ, ને બીજી કલબો, સુંદર હૉટેલો, સુંદર રસ્તા, ને સુંદર આવાસો, સિનેમાઘરો, રેસ્ટોરાંઓ વગેરે ઉપરાંત...સુંદર મોંઘવારી! ત્રિકાળજ્ઞાની અત્રિ ઋષિ કે ગર્ગ ઋષિને ખબર હશે કે પોતે જ્યાં સમાધિ ચડાવી બ્રહ્મનું રટણ કરતા તે સ્થાને આજે ડાન્સિંગ હૉલ્સ, કાફે તથા સ્પોર્ટિંગ ક્લબ્સ બંધાશે?

આ પ્રદેશમાં નૈનીતાલ ઉપરાંત બીજાં ઘણાં સરોવરો છે, જેમાં સાતેક તો નજરે પડે છે: ભીમતાલ, સાતતાલ, નલ-કુચિયાતાલ, માલવતાલ વગેરે. આ સાત સરોવરોનો વિચાર કરતાં કુમારસંભવના પહેલા સર્ગનો ૧૬મો શ્લોક યાદ આવે છે:

सप्तर्षिहस्तावचितावशेषाण्यधो विवस्वान्परिवर्तमानः।
पद्मानि यस्यामसरोरुहाणि प्रबोधयत्यूर्ध्वमुखैर्मयूखैः॥

આ શ્લોકનો અર્થ વિચારતાં મલ્લિનાથ સંપ્રર્ષિનો જે અર્થ લે છે તે તો બરાબર છે, પરંતુ તે ઉપરાંત આ સાત સરોવરના સાત ઋષિઓનો પણ મને આમાં ગર્ભિત નિર્દેશ લાગે છે. હિમાલયના આ પ્રદેશના પ્રત્યેક સરોવરની સાથે એકાદ ઋષિનું નામ વણાએલું છે એ દૃષ્ટિથી વિચારતાં મારી સંભાવના નિર્મૂળ નથી એવું લાગે છે. જો આ સંભાવના સ્વીકારીએ અને હિમાલયનું પ્રકૃતિવર્ણન કુમારના પહેલા સર્ગમાં જે આપેલું છે તે વિશેષ એકાગ્રતાથી વાંચીએ, તો કાલિદાસે આ વર્ણન જાણે કુમાઉંના એક ભાગમાંથી જ કરેલું હશે એવું લાગ્યા વિના રહેતું નથી. અવારનવાર આવતાં વરસાદનાં ઝાપટાંથી બચવા પહાડી લોકો (સિદ્ધો, વિદ્યાધરો, કિન્નરો) ત્વરાથી એક ડુંગર ઉપરથી બીજા ડુંગર ઉપર ચડી જાય છે, ફેરાઈ જાય છે તે તથા વારંવાર થતી 'અકાલસંધ્યા' વગેરેનાં મનોરમ વર્ણન, કિન્નરો તથા કિન્નરીઓનાં (પહાડી લોકોનાં) મધુર ગાન ને તેના નાદાવતી, નૈનીતાલ, ભીમતાલ ને રાણીખેતથી તે છેક અલમોડા સુધી સરલદ્રુમો (પાઈનનાં ઝાડ) તથા દેવદાર (દેવદારનાં ઝાડ) વગેરેની ગીચતા, આ બધાં



નંદાદેવી : મધ્ય હિમાલયનું ૨૪,૨૭૨ ફીટ ઊંચું આ રમ્યદર્શન શિખર, દેવી પાર્વતીના વાસથી પુનિત મનાય છે.

તાદૃશ વર્ણનો વિચારતાં કાલિદાસ જાણે અહીંનો રહેવાસી હશે—અલમોડાનો બ્રાહ્મણ હશે એવી કલ્પના આવે છે ને એ પ્રમાણે હોવા પૂરો સંભવ પણ છે એમ પણ ઉમેરું. મેઘદૂતનો યક્ષ તે આ અલમોડાના પહાડી પ્રદેશમાંથી નીચે ઊતરી આવેલો,–રાજાના આદેશથી હિંદુસ્તાનના મેદાનપ્રદેશમાં ઊતરી આવેલો વિદ્વાન બ્રાહ્મણ કાલિદાસ જ નહિ હોય?

ઉપર પ્રમાણે કુમારસંભવમાં જેમ સપ્તસર અને સપ્તર્ષિનો ઉલ્લેખ વાંચીને મને કલ્પના થઇ,તેમ બીજો એક 'મહાકોશી' નદીનો ઉલ્લેખ વાંચીને પણ થઇ. કુમારસંભવના છઠ્ઠા સર્ગનો ૩૩મો શ્લોક નીચે મુજબ છે:

तत्प्रयातौषधिप्रस्थं सिद्धये हिमवत्पुरम्।

**महाकोशी** प्रपातेऽस्मिन्संगमः पुनरेवनः॥

આ 'મહાકોશી' તે હાલ નૈનીતાલથી રાણીખેત જતાં આવતી 'કોશી' નદી. તેની પશ્ચિમે તદ્દન નજીક રામગંગા નદી છે અને એ બંને નદીઓની વચ્ચે 'દ્વારાહાટ' નામનું ગામ છે. આ દ્વારાહાટ ઘણું પ્રાચીન સ્થાન છે અને ત્યાં જૂના રાજમહેલો મળી આવેલા છે. 'પાર્વતીપરિણય'માં એક એવી વાત છે કે નારદ હિમાલયમાં ઊતરી આવે છે અને 'ઔષધિપ્રસ્થ'માં દાખલ થાય છે. તે જે માર્ગેથી આવે છે તે માર્ગને "शैलेयगंधिकटकवर्त्म" એવું નામ આપવામાં આવ્યું છે આ 'ઔષધિપ્રસ્થ' નગરના મહેલનું તેમાં આ પ્રમાણે વર્ણન છે: अभ्रंलिहगोपुरशिखरावलीढनक्षत्रपथं। એટલે આ નગર પર્વતમાં જ છે અને મોટા શિખર ઉપર આવલું છે એવો નિર્દેશ સ્પષ્ટ છે. 'દ્વારાહાટ'ની ઊંચાઇ પણ ૫૦૩૧ ફીટ છે. તેનો પૌરાણિક ઇતિહાસ એવો છે કે દેવોને આ સ્થળે દ્વારિકા વસાવવાની ઇચ્છા થએલી, અને કોશી તથા રામગંગા બંને નદીઓને એવી આજ્ઞા કરવામાં આવી કે આ જગાએ બંનેએ સંગમ કરવો. પરંતુ તેવો સંગમ થઇ શક્યો નહિ અને દ્વારિકા વસાવી શકાયું નહિ 'દ્વારાહાટ'ની ઉત્તરે દૂનાગિરિ ઊર્ફે દ્રોણાચલ પર્વત આવેલો છે. આ પર્વતમાં વૈષ્ણવી શક્તિનો વાસ મનાય છે. ઉપરાંત આ પહાડમાં સુંદર વનસ્પતિઓ છે અને એવી પરંપરાગત વાયકા ચાલે છે કે આ પહાડમાં સંજીવન બુટ્ટી અને એવી અનેક અમોઘ ઔષધિઓ છે. હનુમાનજીએ જ્યારે આખો પહાડ ને પહાડ ઉઠાવ્યો ત્યારે એક કટકો ત્યાં પડી રહેલો અને તેની સાથે એક ઘાસ કાપનારના દાતરડાનો સંગમ થતાં દાતરડું સોનાનું થઇ ગયું હતું! આ બધું તો ગમે તે હોય, પરંતુ કુમારસંભવના આ શ્લોકની મહાકોશી નદી તે આ કોશી નદી, અને ઔષધિપ્રસ્થ તે દ્રોણગિરિ(દૂનાગિરિ)ની દક્ષિણે આવેલું આ દ્વારાહાટ હોવાનો પૂરો સંભવ છે. આ સંભાવના સ્વીકારીએ તો કાલિદાસે કુમારસંભવમાં હિમાલયનું જે વર્ણન કર્યું છે તે કુમાઉના અલમોડાની આજુબાજુના આ પ્રદેશનું જ હોવું જોઈએ. અને તે વર્ણન આટલું સચોટ, તાદૃશ્ય અને નિકટનું છે તો કાલિદાસ આ પ્રદેશનો જ હોવા કેમ સંભવ નહિ? કોશી નદીનો ઉલ્લેખ ઘણો સૂચક છે. તેનું પૌરાણિક નામ 'કૌશિકી' પણ છે. તે ઉપરાંત, કુમારસંભવના છઠ્ઠા સર્ગના ૩૩ પછીના શ્લોકો વાંચવાથી આ પ્રદેશને લગતી ઘણી માહિતી મળી આવશે. એમાં જે હિમાદ્રિનું વર્ણન છે, જેના પગ આગળ અનેક નદીઓ વહે છે, જેની પાસે જ શિવ ત્રિશૂળ લઇને બેઠા છે (નંદાદેવી પાસેનું ત્રિશૂળ નામનું શિખર) ને જ્યાં પાર્વતી બદલે નંદા વિરાજે છે એ બધો પ્રદેશ મને તો દ્રોણગિરિ તથા નંદાદેવી, ત્રિશૂળ, નંદઘૂંટી, નંદાકોટ એ પર્વતમાળા જ સમ-



ગંગા-યમુના-સરસ્વતીની ત્રિવેણીનું, બારીક રેશમી પટ ઉપર કરેલું ઘણા મોટા કદનું પણ મુલાયમ રંગચિત્ર (ચિત્રકાર: કૃષ્ણલાલ ભટ્ટ)



# કલાકાર કૃષ્ણલાલ ભટ્ટ

આ સદીના બીજા દાયકામાં ગુજરાતમાં શ્રી છોટુભાઈ પુરાણી અને તેમના ભાઇ અંબુભાઈ પુરાણીએ વ્યાયામની પ્રવૃત્તિનો આરંભ કર્યો તે વખતે અમદાવાદમાં સારંગપુરનો અખાડો મોખરે હતો. અંબુભાઇની સતત સેવા અને જાગૃતિથી ઘણા જુવાનો તેમાં શામેલ થયા હતા. ભાઈ કૃષ્ણલાલ તે પૈકીના એક. અંબુભાઇએ અખાડાને માત્ર કુસ્તીબાજી અને દંડબેઠક કરી ગુંડા બનવાનો અડ્ડો થવા ન દેતાં સાથે સંસ્કાર અને જ્ઞાનપ્રસારનાં સાધનો,–જેવાં કે પુસ્તકવિનિમય, વક્તૃત્વકળા, સમાજસેવા અને સાહિત્ય તથા કળાના વિકાસ માટે હસ્તલિખિત માસિક વગેરે ઇતર પ્રવૃત્તિઓને પણ સત્કારી હતી. ભ્રાતૃભાવ અને શિસ્ત તેમનાં ધ્યેય હતાં. એ વખતના વિદ્યાર્થીઓની એકતા આદર્શરૂપ હતી. એકબીજાની સહાય તથા ઉત્કર્ષમાં સહકાર અને સાથ આપવાની તેમની તત્પરતા જણાતી.

અખાડાના એ હસ્તલિખિતમાં કૃષ્ણલાલ ચિત્રો કરતા, તે પરથી તેમનો ચિત્રનો શોખ બહાર પડ્યો. એ વેળા ડૉ. હરિપ્રસાદના દવાખાનામાં અંબુભાઇની કાયમ બેઠક રહેતી. એ જ અરસામાં ગુજરાતના ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે અમદાવાદમાં વસવાટ કર્યો અને ડૉ. હરિપ્રસાદ મારફત એમને શ્રી પુરાણીનો પરિચય થયો; એટલે એ તક જોઈ શ્રી પુરાણીએ કૃષ્ણલાલને શ્રી રાવળના હાથ નીચે તાલીમ માટે મૂક્યા.

તે વખતથી ગુજરાતના તરુણ ચિત્રકારોની જે એક નાની ટુકડી શ્રી રાવળના ચિત્રગૃહમાં તૈયાર થવા લાગી, તેમાં કૃષ્ણલાલ મોખરે હતા. મૂળ જામનગરના વતની એમના પિતા કેશવલાલ ભટ્ટ અને તેમના કુટુંબીઓ અમદાવાદમાં ફર્નાન્ડિઝ પૂલ પાસે જામનગરી મિઠાઇની દુકાન ચલાવતા. એમના કુટુંબમાં વૈષ્ણવ ધર્મનો આચાર અને પૂજા હતાં, તેથી કૃષ્ણલાલમાં સંસ્કાર ને દીપ્તિ બીજા કરતાં વધારે હતાં અને કુટુંબનાં બધાં જ માણસોમાં સૌજન્ય ને કળાપ્રેમ જણાતો.

શ્રી રવિશંકર રાવળના ચિત્રગૃહમાં અભ્યાસ કરવા સાથે ભાઈ કૃષ્ણલાલે ગુજરાત વિદ્યાપીઠમાં ભાષા ને સાહિત્યના પણ સંસ્કાર મેળવ્યા અને પછી થોડો વખત શારદામંદિરમાં ચિત્રના શિક્ષક બન્યા. એવામાં વડોદરામાં પૌરસ્ત્ય ઢબની ચિત્રકળાના શિક્ષણ માટે ગાયકવાડ સરકારે શ્રી પ્રમોદકુમાર ચૅટરજી નામના બંગાળી કલાકારની નિમણૂક કરી. પરંતુ એ વખતે મુંબાઇપ્રાંતમાં બંગાળી ચિત્ર-શૈલી તરફ સખત વિરોધ અને અણગમો હતો. એટલે વડોદરાના કળાર્થીઓએ તેમનો વિરોધ કરવા તેમના વર્ગનો બહિષ્કાર કર્યો. આથી તે મૂંઝવણમાં પડ્યા ને તેમણે શ્રી રવિશંકર રાવળને બે પત્ર દ્વારા સલાહ પૂછી- તે પરથી શ્રી રાવળે મુંબાઈની ચિત્રશાળામાં અસંતુષ્ટ થએલા ભાઇ સોમાલાલ શાહને અને અમદાવાદથી ભાઈ કૃષ્ણલાલ ભટ્ટને સર ચીનુભાઇ બૅરોનેટની સ્કૉલરશિપ અપાવીને શ્રી ચૅટરજીના હાથ નીચે શીખવા મોકલ્યા. માત્ર ત્રણ જ વિદ્યાર્થીઓ ચૅટરજીની પાસે રહ્યા, પણ તેમણે એમને પૂરી મહેનતે નવીન રંગવિધાન ને રેખાશુદ્ધિના પ્રયોગોમાં કેળવણી આપી. તે સાથે તેમનાં ચિત્રોમાં પ્રાંતનાં લાક્ષણિક સ્વરૂપોને વિકસવા દીધાં. આ સમયનાં શ્રી કૃષ્ણલાલનાં જે કેટલાંક ચિત્રો 'કુમાર'માં પ્રકટ થયાં છે તેમાં: 'ભીલકુમાર' (અંક ૫૨); 'કૂવાકાંઠે સંધ્યા' (અંક ૬૪); 'વનનાં ફૂલ' (અંક ૬૮); 'હીંડોળા' (અંક ૭૭); 'કાંટો' (અંક ૯૯); 'ક્રોધજ્વાળા' (અંક ૧૦૦) વગેરે છે.

પોતાને વધુ વિદ્યાર્થીઓ ન મળવાથી બે વર્ષ બાદ પ્રમોદબાબુએ નિરાશ થઈ કળાભવન છોડ્યું, એટલે સોમાલાલ શાહ વધુ અભ્યાસ માટે કલકત્તામાં ઓરીએન્ટલ આર્ટ

**શ્વેતમૃગ** (શરૂઆતનાં પાનાંઓના અનુસંધાને ચાલુ)

પંખીઓને પ્રેમપૂર્વક આમતેમ ફેરવતો જોતો આખરે એ એકદમ અક્કડ થઈને ઊભો રહ્યો, અને જરા શરમાતાંશરમાતાં બોલ્યો: 'તમને ચાનું વચન આપીને હું તો આ પંખીઓ જોવામાં જ પરોવાઈ ગયો. ચાલો હવે ચાની તૈયારી કરીએ. તમે બેસો; પણ ક્યાં બેસશો ? જરા ઊભા રહેજો તો—' અને ઉતાવળેઉતાવળે બહાર જઈ વળતી જ ઘડીએ બે મજબૂત ખોખાં લઈ એ પાછો ફર્યો. એકને ટેબલ પાસે મૂકી ચારે બાજુ નજર ફેરવી એ પેલા બિછાના બાજુ ગયો, અને શ્વેત રૂંવાંટીવાળું એક આસન લાવી તેને પેલા ખોખાં પર બિછાવીને એણે કહ્યું: 'હવે અહીં બેસો.'

એ શ્વેત આસને મારું કુતૂહલ વધાર્યું. હાથમાં લઈને જોતાં એ કોઈ પ્રાણીનું ચામડું જણાયું. બરફ જેવું ધોળું અને રેશમ જેવી મુલાયમ રૂંવાંટીવાળું એ ચામડું જોતા જ મનમાં લોભ જાગ્યો. મેં પૂછ્યું: 'આ ચામડું કયા પ્રાણીનું ?'

'હરણનું.' એમણે કહ્યું. ચમકીને મેં પૂછ્યું: 'હરણનું ? પણ ધોળું હરણ ?' એ જરા હસ્યા: 'હા, ધોળું હરણ.'

ધોળાં હરણની વાત તો ક્યારે ય સાંભળી નથી ! પણ કોણ જાણે, હોઈ પણ શકે. પૂછ્યું: 'ક્યાંથી મળ્યું ? ઉત્તર ધ્રુવ તરફનું હશે, કેમ ?' એમણે માથું ધુણાવ્યું: 'ના, એટલે દૂરનું નથી. સિયામ બાજુનું છે. એની એક રસિક વાત છે;—પણ તમે બેસો.' આમ કહી એ અતિથિસત્કારની તૈયારીમાં પડ્યો.

જોયું તો ખબર પડી કે એનું એ ખોખું માત્ર ટેબલ જ ન હતું, એનું ભંડારિયું પણ એમાં જ હતું. તેમાંથી એક સ્ટવ બહાર કાઢી તે એ પેટાવવામાં પરોવાયો. પછી ચાનો ડબ્બો, ખાંડની કોથળી, જમાવેલ દૂધનો ડબ્બો અને કલઈ કરેલા બે પ્યાલા બહાર કાઢ્યા. ને તે પછી એલ્યુમીનિયમની એક નાની તપેલીમાં પાણી રેડી તે સ્ટવ પર મૂકી. એમની આ કાર્યતત્પરતા જોતાંજોતાં મેં પૂછ્યું:'વાહ,તમે કોઈ પાકા શિકારી છો એટલું તો સમજી જ ગયો. તમારું નામ જણાવશો ?'

એનું પ્રફુલ્લ મોં જરા ગંભીર થયું. એણે કહ્યું: 'મારું નામ જાણ્યે તમને શો લાભ થવાનો ?'

'લાભ તો કંઈ જ નહિ, પણ કુતૂહલ તો થાય ને ?'

'એ સાચું; તો માની લો કે મારું નામ પ્રતાપેશ રુદ્ર છે.'

નામ એણે ખરું ન કહ્યું એ હું સમજી ગયો. થોડીવાર રહી અચકાતાંઅચકાતાં મેં પૂછ્યું: 'આ ખંડિયેરમાં તમે એકલા જ અહીં કેમ રહો છો, એ પૂછવું પણ ધૃષ્ટતા કહેવાશે, નહિ ?'

પણ એણે કંઈ જવાબ ન વાળ્યો. મારો પ્રશ્ન સાંભળ્યો જ ન હોય તેમ એ સ્ટવને પંપ કરવા લાગ્યો. એની આંખ ઉપર એક અદૃશ્ય પડદો પડી ગયો હોય તેમ લાગ્યું.

ક્રમશઃ સ્ટવનો અવાજ તેજ થયો અને થોડી વારે એણે સ્વાભાવિકપણે જ કહ્યું:'ચાનું પાણી તો ઊકળી ગયું,પરંતુ ખાલી ચા પીશો ? અહીં એવું કંઈ નથી કે જે ધરીને તમારી પરોણાગત કરી શકું. હા, કાલ કરી રાખેલી થોડીક સુકી રોટી છે. પરંતુ એ કદાચ તમારે ગળે નહિ ઊતરે.'

'ભૂખ લાગી હોય ત્યારે ગળે ન ઊતરે તેવી સખત વસ્તુ આ પૃથ્વી પર બહુ જ ઓછી છે. પણ તે ઉપરાંત આ પક્ષીઓ છે ને ? એનો યે ઉપયોગ થઈ શકે ને ?' મેં કહ્યું.

'તમારે એ ઘેર નથી લઈ જવાં ?' એણે પૂછ્યું.

'ઘેર લઈ જઈને પણ ખાવાનાં જ છે ! તો પછી અહીં ખાવામાં શો વાંધો ? એ પંખીઓ એક સાચા શિકારીના પેટમાં પડીને ધન્ય થશે.' મેં કહ્યું.

એ હસ્યો: 'વાત ખોટી નથી. પંખીનો સ્વાદ ભૂલી જ ગયો છું.' અને એના મોં ઉપર એક વિચિત્ર હાસ્ય ફરકી ગયું. કેમ જાણે પંખીનો સ્વાદ ભૂલવામાં કોઈ મીઠું કૌતુક છુપાયું ન હોય ! એનું એ હાસ્ય તદ્દન આત્મગત હતું. મને એ દેખાડવાની એને કદાચ ઇચ્છા પણ નહિ હોય. તેથી થોડી વારે ચમકીને એણે કહ્યું: 'તો પછી આને સાફ કરી નાખીએ;—શું કહો છો ? કૂણું માંસ છે; અર્ધા કલાકમાં તો તૈયાર થઈ જશે.'

અને એના એ ટેવાએલા હાથ ઝડપથી કામે લાગી ગયા. હું એના તરફ જોતો બેઠો જ રહ્યો. પેલો જૂનો પ્રશ્ન જ વારેવારે જાગતો હતો કે 'આ કોણ હશે ? દુન્યવી આંખોથી દૂર અહીં રહી સુકી રોટી ખાઈને જીવન ગુજારવાનો શો હેતુ હશે ?'

વચ્ચે એકવાર એણે મોં ઊંચું કરી હસતાંહસતાં કહ્યું: 'આજ જરાક ઠંડી છે. ચામડું ઠીકઠીક હૂંફાળું લાગે છે, કેમ ?'

'હા, ફક્કડ છે. તમે ઘણા દેશ ફર્યા લાગો છો, નહિ વારુ ?'

'હા.' એણે એકાક્ષરી જવાબ વાળ્યો.

'પૂછવાની હિંમત નથી; પણ કદાચ શિકાર અંગે જ બધે ફર્યા હશો ?'

'એમ કહી શકાય.'

અંગત પ્રશ્નો પૂછતાં જે અપ્રસન્ન થઈ ઊઠે છે તેમની સાથે બીજી વાતો કરવી જ સારી, એટલે જાણી જોઈને મેં શિકારની વાત કાઢી. ખાસ કરીને પેલા શ્વેત ચર્મ વિષે મનમાં સારી પેઠે કુતૂહલ જાગ્યું હતું. મેં પૂછ્યું: 'સિયામ બાજુ શ્વેત મૃગ થાય છે ? મેં તો એવું ક્યાંય વાંચ્યું નથી.'

'ન વાંચ્યું હોય એવું જ છે. એ હરણ કોઈએ નરી આંખે જોયું નથી; અને નરી આંખે જોવાની એ વસ્તુ પણ નથી.'

'કઈ રીતે ?'

'પૃથ્વી પર જે કાંઈ અજાયબ જીવો છે તેમાંનું આ હરણ પણ છે. પણ પ્રકૃતિના સર્જનમાં એની તોલે આવે એવું કોઈ નથી.'

'શી હકીકત છે, જરા કહો તો ! બેશક શ્વેત મૃગ અત્યંત અસાધારણ છે, પરંતુ—'

'તમે માત્ર એનું શ્વેત ચર્મ જ જોયું છે. પરંતુ મેં એને સંપૂર્ણ જુદા રૂપમાં જોયું છે; અર્થાત્ નથી જોયું કહું તો યે ચાલે.'

'તમે તો મને મૂંઝવી દીધો; કંઈ જ સમજાતું નથી.'

જરા અચકાતાંઅચકાતાં આખરે એણે કહ્યું: 'અદૃશ્ય પ્રાણી વિષે કદી તમે સાંભળ્યું છે ?'

'અદૃશ્ય પ્રાણી ?! એ વળી શું ?'

'હા; જે નરી આંખે ન દેખાય, આંખ સામે જે ઝાંઝવાનાં જળની જેમ અદૃશ્ય થઈ જાય ! સિયામના ઉત્તર-પૂર્વ પ્રદેશના દુર્ગમ પહાડોથી ઘેરાએલી એક ખીણમાં મેં એને જોએલું. માની શકો છો ? મને પણ ક્યારેક ક્યારેક શંકા આવે છે ! અને ત્યારે આ શ્વેત ચર્મનો સ્પર્શ કરી લઉં છું.'

'બહુ કુતૂહલ થાય છે. બધી વાત કહેશો ?' મેં પૂછ્યું.

એ એક ખૂનીનું હાસ્ય હસીને બોલ્યો: 'અહે; આધણનું પાણી ઊકળી જવા આવ્યું છે. માંસ ચૂલે ચડાવીને વાત. સમય વીતાવવા માટે એ વાત પણ કંઈ ખોટી નથી.'

ચાના પ્યાલા પાસે લઈ અમે સામસામા બેઠાં. ચાનો એક ઘૂંટડો લેતાં જ શરીરમાં અત્યંત સુખદાયી ઉષ્ણતાનો એક પ્રવાહ સંચારિત થયો હોય તેમ લાગ્યું.

'કેમ છે આ?' એણે પૂછ્યું.

'આ નહિ, નિર્જળા અમૃત છે, અમૃત. હવે પેલી વાત કરો.'

એ થોડીવાર ઉપર શૂન્યમાં જોઈ રહ્યો. ધીરેધીરે એની આંખો સ્મૃતિછાયાથી ભરાઈ આવી, અને એ અટકીઅટકીને અસંબદ્ધપણે બોલવા લાગ્યો:

ગયે વરસે, આ જ સમયે—થોડુંક વહેલું જ હશે,—હા, નવેમ્બર અધવચમાં હું ને મારો એક મિત્ર સંજોગવશાત્ બર્માના જંગલમાં જઈ ચડ્યા હતા. મિત્રનું નામ હતું જંગબહાદુર. એ નેપાળી ક્ષત્રિય હતો. અમારા સામાનમાં હતા બે ધાબળા ને બે રાઈફલ. એકાએક એક મધરાતે અમારે સફર શરૂ કરવી પડેલી, એટલે વધુ કંઈ સાથે લઈ શક્યા નહોતા.

અફાટ પહાડ-જંગલોમાં મારગ-કેડી બધું યે ગુમ થઈ ગયું હતું. જ્યાં મહિનાને અંતે યે માનવીનું મો જોવા નથી મળતું, જ્યાં શિકારની પાછળ પડવું ને પાછળ પડેલા શિકારી પ્રાણીઓથી બચવું એ જ પગ ચલાવવાનું એકમાત્ર લક્ષ હોય છે, ત્યાં સ્થળ કે કાળનું ભાન રાખવું આકરું બને છે. અમે ફક્ત પૂર્વ દિશાને સામે રાખી, બીજું બધું જ ભગવાનના હાથમાં સોંપીને ચાલતા હતા. ક્યાં જઈને અમારી યાત્રા અટકશે એનું કંઈ જ નક્કી નહોતું.

એક દિવસ મોટી એવી એક નદીને નેતરના મામૂલી તરાપા પર પાર કરી નાખી. ખબર પણ ન પડી કે બર્માને પાછળ મૂકી એક બીજા રાજ્યમાં પ્રવેશી ગયા છીએ. ખબર મોડીક પડી, પણ થોડા દિવસ પછી.

મેકિયાંગ નદીનું નામ તો તમે સાંભળ્યું જ હશે. એ અમે એવે સ્થળેથી પાર કરી કે જ્યાં ત્રણ રાજ્યના સીમાડા ભેટે છે: પશ્ચિમે બર્મા, દક્ષિણે સિયામ અને પૂર્વમાં ફ્રેન્ચશાસિત અનામ. પણ આ બધી વિગત અમે ત્યારે જાણતા ન હતા.

નદી પાર કરી અમે કિનારેકિનારે દક્ષિણ તરફ આગળ વધ્યા. એ બાજુ પહાડ-જંગલ પ્રમાણમાં ઓછાં છે. વચ્ચેવચ્ચે બે-એક ગામડાં છે. શિકાર પણ પુષ્કળ મળી રહે. ખાદ્યસામગ્રીનો પણ તોટો નથી. જંગબહાદુર ત્યાંની ભાષા થોડીથોડી જાણતો, એથી રાતવેળા ગામમાં કોઈ ગૃહસ્થને ત્યાં આશ્રય મેળવવાની સગવડ હતી. કડકડતી ઠંડીમાં માથું મૂકવાની જગ્યા મળી રહેતી.

મોટાં શહેર યા ગામ અમે બને તેમ જલદી વટાવી જતા. છતાં એક દિવસ પકડાઈ ગયા. બપોરવેળા એક પહાડી પથદ્વાર પાસેથી પસાર થતા હતા, ત્યાં ડાબી બાજુથી આવતા એક કર્કશ અવાજે ચોંકી ઊઠ્યા. જોયું તો એક માણસ ટેકરીની આડશેથી રાઈફલ ઊંચી કરી અમારું નિશાન લઈ રહ્યો હતો. દેશી માણસ, ચપટું નાક, પાડિયા જેવું મો, પરંતુ પોષાક સિપાહીનો હતો. શરીરે ખાખી વસ્ત્રો, માથે જરી-ભરતની ગોળ ટોપી, પગે પટા ને તે પર મોટા લશ્કરી બૂટ.

જાણવું બાકી ન રહ્યું કે આફતમાં સપડાયા છીએ. સિપાહીએ એ જ સ્થિતિમાં સીટી વગાડી. જોતજોતાંમાં બીજા પણ બે સિપાહી આવીને ઊભા રહ્યા અને અમને સામે રાખી 'માર્ચ' કરાવીને લઈ ચાલ્યા.

નજીકમાં જ એમનું થાણું હતું. ત્યાંના અમલદારે અમારી તલાશી લીધી. અનેક સવાલો પૂછ્યા, જેમાંનો એક પણ અમે સમજી ન શક્યા. ત્યાર બાદ બંદૂક અને ટોટા જપ્ત કરી ચાર સિપાહીઓ સાથે અમને ક્યાંક રવાના કરી દીધા.

ત્રણેક માઈલ ચાલ્યા પછી જોયું તો અમે એક શહેરમાં આવી પહોંચ્યા છીએ. નદીકિનારાનું શહેર. બહુ મોટું નહિ. ચિત્ર જેવું લાગતું હતું. સિપાહીઓ કિનારા પરના એક મોટા બંગલામાં અમને લઈ ગયા. શહેરના સૌથી મોટા અમલદાર ત્યાં રહેતા હતા. અમને તેની પાસે રજૂ કરવામાં આવ્યા. તે એક ફ્રેન્ચ લશ્કરી અમલદાર હતા. ઉમર લગભગ પિસ્તાળીસેકની હશે. તીણી વેધક આંખો. શરીર લાંબો કાળ ગરમ દેશમાં રહેવાનું થયું હોઈને તાંબાવરણું થઈ ગયું હતું.

થોડુંથોડું અંગ્રેજી એ બોલી શકતા. પ્રથમ મેળાપમાં જ અમારો એમની સાથે ઠીક મેળ ખાઈ ગયો. ફ્રેન્ચ જેવી મિલનસાર જાતિ બીજી જોઈ નથી. કાળા-ધોળાનો ભેદ એના મનમાં જરા યે નહોતો. એનું નામ કૅપ્ટન દુબોયા હતું. થોડી જ વારમાં તે અમારી સાથે અતિ ગાઢભાવે વાતે વળગ્યા. એમને જ મોંએ પ્રથમ જાણ્યું કે અમે અનામ દેશમાં આવી પહોંચ્યા છીએ, ને સામે પારનો પહાડી પ્રદેશ તે સિયામ છે. મેકિયાંગ એ બંનેના સીમાડા વચ્ચેથી વહી જાય છે.

અમે ક્યાંથી આવીએ છીએ ને શા માટે આમ નીકળી પડ્યા છીએ વગેરે પ્રશ્નો તેમણે પણ પૂછ્યા. અમે એના આવડ્યા એવા જવાબો આપ્યા. કહ્યું કે પૂર્વના દેશો પગપાળા ખૂંદી વળવાની એકમાત્ર નેમથી બ્રિટિશ રાજ્યમાંથી નીકળ્યા છીએ. પાસપોર્ટ જરૂરી હોય છે તેનું ભાન નહોતું. તેમ છતાં શિકાર અને દેશવિદેશ જોવા સિવાય બીજો કંઈ જ ખરાબ હેતુ અમારો નથી.

વિવિધ વાતો કરતાંકરતાં સાંજ પૂરી થવા આવી. હવે એમણે શિષ્ટતાની હદ વાળી. એમણે રાત્રિ-ભોજન માટે પણ અમને આમંત્રણ આપ્યું; અને માત્ર એટલું જ નહિ, પરંતુ રાત્રે અમારી સૂવાની વ્યવસ્થા પણ પોતાને ઘેર જ કરાવી. એક રાજકીય અમલદારની આ અયાચિત સહૃદયતા અમારે માટે જેટલી અણચિંતવી હતી તેટલી જ અસુખકર હતી.

રાત્રે જમવા બેસતાં ઓચિંતાં એમણે પૂછ્યું, 'તમને આ બ્રિટિશ લશ્કરી રાઈફલ ક્યાંથી મળી?'

'આર્મીસ્ટોરમાં અવારનવાર જૂની બંદૂકો વેચાય છે ત્યાંથી લીધી છે.' અમે જવાબ વાળ્યો. વધુ એમણે પૂછ્યું નહિ.

મોડી રાત સુધી વાતોના તડાકા ચાલ્યા. તે પછી કૅપ્ટન જાતે આવીને અમને અમારા સૂવાના ખંડ સુધી મૂકી ગયા. ઘણે દિવસે સુંવાળી-હૂંફાળી પથારીમાં સૂતા. પરંતુ તેમ છતાં ઊંઘ ન આવી. પાછલી રાતે જંગબહાદુર મને ઢંઢોળતો ધીમે સાદે બોલ્યો: 'ચાલો, ભાગી જઈએ.'

મેં કહ્યું: 'મને વાંધો નથી, પણ બારણે સંત્રી પહેરો ભરે છે.'

જંગબહાદુરે બારણાની તરફ વાંકે નજર કરી, ને પછી પાછો આવીને પથારીમાં સુઈ ગયો.

સવાર પડી ન પડી ત્યાં તો કૅપ્ટને જાતે આવીને અમને જગાડયા ને મીઠા સાદે 'સુ-પ્રભાત' જણાવી અમને નદી-કિનારે પાકા ઘાટ પર લઈ ચાલ્યા. ત્યાં જઈને જોયું તો કિનારા પર નેતરનો એક નાનો તરાપો બાંધ્યો છે ને ઘાટ પર બાર રાઈફલધારીઓ અક્કડ થઈને ઊભા છે.

અમારી સાથે હાથ મિલાવતાં કૅપ્ટને જણાવ્યું: 'તમારા સાથનું સુખ મેળવી મારો એક દિવસ મેં બહુ આનંદમાં વીતાવ્યો છે. પણ હવે તમારે જવું પડશે.'

અને સામે પાર આંગળી ચીંધી એણે કહ્યું: 'સિયામનો એ ભાગ અત્યંત સુકો છે. સો માઈલમાં કોઇ જનપદ નથી. તમને ભાથું બંધાવ્યું છે, રાઈફલ આપી છે, ને પાંચ કારતુસ પણ આપ્યા છે. એટલાથી તમે નિર્વિઘ્ને કોઇ ગામડામાં પહોંચી જઇ શકશો એવી આશા છે. બૉં વોયેજ. (સુખદ સફર હો!)'

હું કંઈક કહેવા જતો હતો, પણ મને અટકાવી એણે હસતાં-હસતાં કહ્યું: 'તરાપા પર જાવ. નદીને કાંઠે ઊતરવા ન ઇચ્છશો નહિ તો—' ને એણે ઘાટ પરના સૈનિકો સામે નિર્દેશ કર્યો.

આખરે અમે તરાપા પર ગયા. ઘાટ પરના બાર રાઈફલ-ધારીઓ અમારી સામે તાકી રહ્યા હતા. કિનારાથી વીસેક વાર દૂર જઇ મેં પૂછ્યું: 'અમારો અપરાધ અમે જાણી શકીએ?'

'અનામમાં બ્રિટિશ જાસુસો માટે સ્થાન નથી' ભાંગી-તૂટી અંગ્રેજીમાં કૅપ્ટન દુબોયાએ જવાબ વાળ્યો."

આટલું કહી પ્રમથેશ રુદ્ર અટક્યો. એના ચહેરા પર ધીરે-ધીરે એક અદ્ભુત હાસ્ય ગળી ઊઠયું. એ બોલ્યો, આને જ કહે છે વિધિની વિડંબના. અમારી પાસે બ્રિટિશ મિલિટરી બંદૂકો જોઈ અમને અંગ્રેજના જાસુસ માની લીધા હતા.

'પરંતુ ઇગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે તો મિત્રતા છે ને?' મેં પૂછયું.

'હા, છે; ગાઢ મૈત્રી છે. છતાં હજુ સુધી તેઓએ પરસ્પરનો વિશ્વાસ કર્યો નથી ને સૂર્ય ચંદ્ર તપશે ત્યાં સુધી કદીયે નહિ કરે. એ ફક્ત બે જુદીજુદી જાતિ જ નથી, પરંતુ માનવ સભ્યતાનાં બે સંપૂર્ણ વિપરિત આદર્શોનાં પ્રતીક છે. પણ જવા દો એ વાત!' આટલું કહી એણે વાત આગળ વધારી:

જ્યાં સુધી અમે નદી ઊતરી ન રહ્યા ત્યાં સુધી પેલા સૈનિકોની બંદૂકો અમારી સામે તકાએલી જ રહી. માત્ર બે જ રસ્તા હતા: કાં સામો પાર, કાં સામો લોક! ત્રીજો માર્ગ નહોતો.

સામે પાર જઇને જ ઊતર્યા. ને બંદૂક ને ખોરાકીનો થેલો ખભે ભરાવી કોઈ જનપદની શોધમાં અમે નીકળી પડયા.

લગભગ નદીકાંઠાથી જ ગિરિમાળા શરૂ થાય છે. અનામ રાજ્ય અને મેકિયાંગ નદીને પાછળ રાખી અમે આગળ વધવા લાગ્યા. પહાડી પથ દુર્ગમ થવા માંડ્યો. પણ આની સફરથી ટેવાઈ ગએલા, એટલે એ પહાડી પથ શક્ય એટલો જલદી પૂરો કરવા અમે પગ રૂપી ઘોડા મારી મૂકયા.

બપોર થતાં એક ઊંચે સ્થળે પહોંચ્યા જ્યાંથી ચોમેર અસ્ખલિત બળતા પહાડો સિવાય બીજું કંઇ જ દેખાતું નહોતું. ઝાડપાન સુદ્ધાં નહિ. માત્ર પત્થર, પત્થર ને પત્થર જ—

જબરની ભૂખ લાગી હતી. ભાતાની થેલી નીચે મૂકી અમે ખાવા બેઠા. થેલી ઉઘાડતાં જોયું તો તેમાં તાજું ખાવાનું કંઈ જ નહોતું, હતા માત્ર પતરાંના થોડાક બંધ ડબ્બા. ખેર' જે સ્થિતિમાં આવી પડયા છીએ તેમાં ડબ્બામાં બંધ આવો નાસ્તો પણ કેટલા પામે છે?

પણ ડબ્બા પરનું નામ વાંચતા આંખો ફાટી રહી! નામ હતું Canned Beef—ગૌમાંસ! અમે એકબીજાની સામે જોયું. જંગબહાદુર ચુસ્ત હિન્દુ હતો. થોડીવાર મૂર્તિવત્ નિશ્ચલ બેસી રહી, પછી એક નિશ્વાસ મૂકી અમે ઊભા થઈ ગયા ને ચૂપચાપ આગળ વધ્યા. અખાદ્ય ડબ્બા પાછળ પડયા રહ્યા.

એ પછી અમારા પર જે અવદશા-આક્રમણ શરૂ થયું તેનું વિગતવાર વર્ણન કરી તમને ત્રાસ નહિ આપું. આકાશમાં એક પણ પક્ષી નહિ, ધરતી પરના બીજા જીવોની વાત તો દૂર રહી, એક ખિસકોલી સુદ્ધાં જોવા ન મળે. તરસથી તાળવું સુકાઈ ગયું હતું, પણ પાણી ક્યાંય નહોતું.

પહેલે દિવસે અનાજનો એક દાણો કે પાણીનું ટીપું યે પેટમાં ન ગયું. ઉઘાડા આકાશ નીચે પાથરણા પર પડી રાત કાઢી. બીજે દિવસે બપોરના ત્રીજા પહોરે કંઇક એક પ્રાણી દેખાયું; પણ એટલે દૂર કે એ કયું પ્રાણી છે તે ઓળખવું મુશ્કેલ હતું. પરંતુ ત્યારે અમારી સ્થિતિ એવી હતી કે માં ભગવતી સિવાય બીજા કોઇનો આશરો નહોતો. લગભગ ત્રણ સો વાર દૂરથી એ પ્રાણી પર નિશાન લીધું, પણ એ નિષ્ફળ ગયું. બધા મળીને પાંચ કાર્તુસ હતા તેમાંથી એક ઓછો થયો.

આખરે એ દિવસે સાંજે પાણી મળ્યું. એક પત્થરની તરડમાં થઇને ટીપું ટીપું પાણી ચૂવતું હતું. અર્ધો કલાકે માંડ ખોબો ભરાય. જંગબહાદુરનું મોં શ્યામ પડી ગયું હતું. મારું પણ એવું જ થયું હશે તે વિષે મને શંકા નહોતી. પ્રવાહીને અભાવે શરીરમાંનું લોહી જામવા માંડયું હતું. એ દિવસે પાણી ન મળ્યું હોત તો અમે ન બચત એમ લાગે છે.

પરંતુ તેમ છતાં માત્ર પાણી ઉપર જ નભવું શક્ય ન હતું. શરીર નબળું પડયું હતું, માથું પણ ઠેકાણે ન હતું. ત્રીજા દિવસની એક વાત એકધારા દુઃસ્વપ્ન જેવી યાદ છે રતુંબડા રંગનું એક સસલું જોયું, ને અમે એની પાછળ પડયા. દિન-દિશાનું ભાન હતું નહિ, ને એ સસલું પણ જાણે અમારી સાથે રમતે ચડયું હતું. એકદમ ભાગી યે નહોતું જતું ને અમારો શિકાર પણ નહોતું થતું. એની પાછળ બે કારતુસનો ભોગ આપ્યો; પણ નજર ધૂંધળી બની હતી ને હાથ પગ પણ ધ્રૂજતા હતા. સાંજે એક લાંબા બાંધ જેવા પહાડ પર જઈ એ અદશ્ય થઇ ગયું. શરીરમાં ત્યારે શક્તિ શેષ નહોતી, બંદૂકનો ભાર પણ અસહ્ય લાગતો હતો. છતાં અમે પહાડ પર પહોંચ્યા. ત્યારે અમે બુદ્ધિના દોર્યા દોરવાતા નહોતા, પણ એક અંધ આવેગના જોરે જ એની પાછળ પડયા હતા. પહાડ પર જઇને ઊભા રહ્યા તેવું જ માથું ફરવા લાગ્યું. એક લીસો પ્રકાશ આંખ સામે ઝબકી ઊઠયો, ને પછી બધે ઘોર અંધારું પથરાઇ ગયું.

મૂર્છા વળી ત્યારે તડકો નીકળ્યો હતો. જંગબહાદુર ત્યારે પણ મારી બાજુમાં બેભાનાવસ્થામાં પડયો હતો અને—અને સામે જ, બરાબર પહાડની ગોદમાં, નજર પહોંચે ત્યાં

સુધી લીલા ઘાસથી છવાયેલી એક ખીણ હતી! એનાં હૈયાં પર થઈને રૂપેરી દોરાની જેમ એક પાતળી નદી વહી જતી હતી.

થોડી વારે જંગબહાદુર ભાનમાં આવ્યો. ને પરસ્પરને ટેકે અમે પહાડ ઊતરી નદીકિનારે તરસ છિપાવી, પીવાય એટલું પાણી પી; લાંબી વાર સુધી એ શીતળ ઘાસ પર આડા પડ્યા રહ્યા.—તમે ગળ્યું ચાહને અમૃત સાથે સરખાવતા હતા; પણ અમે તે દિવસે સાંજે જે પાણી પીધેલું તેની સાથે સરખાવતાં તો અમૃત પણ બેસ્વાદ લાગે!

પણ જવા દો એ આડવાત. તરસ છિપાવવાની સાથે ભૂખ ભાંગવાની ઇચ્છા પણ પ્રબળ થઇ ઊઠી હતી. પણ એને ભાંગવી કઇ રીતે? ચારે બાજુ દૂર દૂર સુધી નજર ફેરવી, પરંતુ ક્યાંય કોઈ પંખી–પ્રાણી જણાયું નહિ. અહીંતહીં કેટલાંક વૃક્ષો ટોળાં-બંધ ઊગી નીકળ્યાં હતાં. કદાચ એમાંનું કોઈ ફળઝાડ હશે એ આશાએ ઊભા થતાં જંગબહાદુરને કહ્યું: 'ચાલ, જરા જોઈએ,—કંઈક ખાવાનું જડી જાય તો.'

પરંતુ ઝાડ પર ફળ બેસવાની ઋતુ નહોતી. એક કાંટાળા ઝાડ પર બોરાં જેવાં પાંચ છ નાનાંનાનાં કાચાં ફળ મળ્યાં. તરત જ એનો ભાગ પાડી અમે બેઉએ તેને પેટમાં પધરાવ્યાં. એ અત્યંત સખત હતાં, છતાંયે ખાદ્ય હતાં ને?

વધુ ફળની શોધમાં બીજા ઝુંડ તરફ ચાલ્યા. ત્યાં જંગબહાદુર આંગળી ચીંધી બૂમ પાડી ઊઠ્યો: 'એ જુઓ—જુઓ!'

મેં પાછું વાળીને જોયું તો એ એક અજબ દૃશ્ય હતું! ટોળું એક ધોળાં હરણનું નિર્ભય ધીરી ગતિએ નદી તરફ ચાલ્યાં જતાં હતાં. સહુથી આગળ એક કલગીધર માદા હરિણી અને એની પાછળ આઠ દસ બીજી હરિણીઓ. અમારાથી લગભગ સો વાર દૂર એ ટોળું ચાલ્યું જતું હતું.

પણ એ અદ્ભુત દૃશ્ય પળવાર જ જોયું–જોઈ શકાયું. જંગબહાદુરની બૂમ કદાચ એમને કાને પડી હશે. એ બધીએ એકી સાથે અમારી સામે જોયું. ને પછી એક અજબ વાત બની. અમારી આંખ સામે જ જોતજોતામાં એ બધી હવામાં ભળી ગઈ!

અવાક્ બની અમે ઊભા જ રહ્યા. પછી આંખ ચોળીને ફરી જોયું તો કંઇ નહોતું! તડકામાં પ્રકાશતી ખીણ તદ્દન શૂન્ય હતી.

બીક લાગી: આ કોઇ માયાવી ખીણ છે કે પછી અમારી ભૂખની પાગલતામાં અમે કાલ્પનિક જીવ-જંતુ જોવાં શરૂ કર્યાં હતાં? સાંભળ્યું છે કે મરુભૂમિમાં ભૂખતરસથી પીડાતા પ્રવાસી મૃત્યુ પહેલાં આવી માયામૂર્તિઓ જુએ છે, તો અમારું મોત નજીક હતું શું?

મેં જંગબહાદુર તરફ જોયું તો એની આંખો પાગલ જેમ ફાટી રહી છે. ત્રાસથી કંપતા સાદે એ બોલી ઊઠ્યો: 'અહીં આપણે ક્યાં આવી પહોંચ્યા?' એનાં રુવાંટાં ઊભાં થઇ ગયાં હતાં.

એક જણ એકી સાથે ભાન ભૂલીએ એ કેમ ચાલે? જંગબહાદુરને હિંમત આપતો હું સમજાવવા માંડ્યો. પણ સમજાવું શું? હું પોતે જ ભાન ભૂલવા પર હતો. એક ઘેરા ઝુંડ વચ્ચે જઈને બેઠા. આગળનું શોધવાની કામગીરી પણ નહોતી. એકી ટશે નદી તરફ તાકી રહ્યા.

આશરે અરધી કલાક પછી એક અવાજ સાંભળી એકદમ ચોંકી ઊઠ્યા. ટોળું એક હરણાં ખરીનો અવાજ કરતાં અમારી પાસે થઈને ઝડપથી પસાર થઈ ગયાં હોય એમ બરાબર અનુભવ્યું. અને બીજી જ પળે પાછળથી એક ભૂખ્યા વરુની ચીસે વાતાવરણ છિન્નભિન્ન કરી નાખ્યું. વળીને જોયું તો લગભગ પચાસ વાર દૂર ભૂખરા રંગના બે મોટા વરુ ઊભા છે. થોડી વાર નિશ્ચલ ઊભા રહી એ ફરી ચીસ પાડી ઊઠ્યા. શિકાર છટકી ગયાની નિષ્ફળતાની એ ચીસ હતી; ને તે પછી અનિચ્છાપૂર્વક વિપરિત દિશામાં ચાલ્યા ગયા.

ઘણે દૂર સુધી અમે એમને જોઇ શક્યા. હવે એક નવીન શંકા જાગી. એ જ તો! આ વરુ તો હવામાં ભળી ન ગયા. ત્યારે તો અમારી આંખની ભ્રાન્તિ નથી! અને તો પછી પેલું હરણનું ટોળું આમ કપૂરની જેમ અદૃશ્ય કેમ થઈ ગયું? તો પછી હરણાં જ છે ખરી એનો અવાજ સાંભળ્યો તે શું હશે?

ધીરેધીરે બપોર પડી. શરીર ઢળી પડતું હતું. માથામાં ચમચમાટ શરૂ થયો. ખીણમાં પહોંચ્યાની પ્રથમ ઉત્તેજના વીતી ગઇ હતી. ત્રણ દિવસના કડાકાએ થાકે શરીર પર આક્રમણ કર્યું હતું. કદાચ આ રીતે જ ક્રમશઃ નિસ્તેજ થતાં ધીરેધીરે દિવેલહીણ થતા દીપકની જેમ અમે બે ઠરી જઈશું, એમ લાગ્યું.

અને ઠરી જ જાત, જો એ જ વખતે એક પરમ વિસ્મયકારી માયાજાળ અમારા ચૈતન્યને ઢંઢોળીને જાગૃત ન કરત તો. અમે અચળપણે નદી બાજુ તાકી રહ્યા હતા. સૂર્ય આથમી રહ્યો હતો. એવે વખતે નદીકાંઠે કંઇ હાલતુંચાલતું અસ્પષ્ટપણે દેખાયું. ઉનાળાની બપોરે તપેલી રેતીના ઢગ પર જેમ વરાળનાં છાયાવર્તુલો જન્મવા માંડે છે, લગભગ તેવું જ. ક્રમશઃ એણે વધુ સ્થૂળ સ્વરૂપ લીધું. ને ધીરેધીરે ધોળાં હરણનું એક ટોળું અમારી આંખ સામે મૂર્તરૂપે આવીને ઊભું!

મુગ્ધ અવિશ્વાસપૂર્વક અમે જોઇ રહ્યા. આ પણ શું સંભવિત છે? એ શું સાચે જ શરીર-ધારી હશે? એને જોઇને ન માનવાનું કંઈ કારણ નહોતું. ધોળાં રુવાંટીવાળાં શરીર ઉપર સૂર્યનાં કિરણો જાણે લપસી પડે છે. નચિંત, નિઃસંકોચપણે નદીમાં મોં નાંખી તેઓ પાણી પીતાં હતાં. અંદરઅંદર ધક્કામુક્કી કરતાં રમતાં હતાં, અને કોક કોક નદીકાંઠે પર કૂણું ઘાસ ખાતાં તૃપ્તિ અનુભવતાં હતાં.

જંગબહાદુરે ક્યારે રાઇફલ ઉપાડી તેની ખબર જ ન પડી. એકાએક બાજુમાંથી બંદૂકનો અવાજ સાંભળી હું ચમક્યો. જોયું તો જંગબહાદુરના હાથમાંની રાઇફલની નળી કાંઠાની જેમ ડોલે છે. રાઇફલ ફેંકી દઇ એ બોલ્યો: 'ન ફાવ્યો! એ માયાવી છે!'

હરણ-ટોળું ત્યારે ફરીથી અદૃશ્ય થઈ ગયું હતું!

આટલી વારે આ અદ્ભુત હરણોનું કંઇક રહસ્ય હું સમજી શક્યો. તેઓ અ-શરીરી નહોતાં. બીજા સાધારણ જીવોની જેમ એમને ય દેહ હતો. પરંતુ કોઇ પણ કારણે ભય પામતાં તુરત જ તેઓ અદૃશ્ય થઇ શકતાં. થોડી વાર પહેલાં પેલા વરુએ એમનો પીછો પકડેલો ત્યારે એમનો જ અદૃશ્ય પદધ્વનિ અમે સાંભળેલો. પ્રકૃતિનો નિયમ વિચિત્ર છે! પહાડોથી ઘેરાયેલી આ નાની ખીણમાં અનાદિ કાળથી આ હરણો રહે છે, અને સાથોસાથ અનેક હિંસક પ્રાણીઓ પણ રહે છે. એમના આક્રમણથી બચવા બીજું કંઇ જ અસ્ત્ર એમની પાસે નથી, તેથી શત્રુને જોતાં જ તેઓ અદૃશ્ય થઇ જાય છે."

# આપનો મહાપ્રશ્ન

માણસની પ્રાથમિક જરૂરિયાતમાં ખાવાને અન્ન અને રહેવાને ઓટલો ગણાય છે; આજે સમસ્ત વિશ્વમાં અનાજ અને રહેવાની જગ્યાની મારામારી છે. નિરાશ્રિતોની વણજારને અને સ્થાનિક પ્રજાજનોને માથા ઉપરનાં છાપરાં માટે મોટીમોટી પાઘડી આપતાં પણ નિરાશ થવું પડે છે. પ્રાંતીય અને મધ્યસ્થ સરકારને એક કોયડો છે.



## સહર્ષ જણાવવાનું કે—

બ્રિટનનાં પ્રખ્યાત કારખાનેદારોએ બનાવેલાં હિન્દની આબોહવાને અનુકૂળ પ્રિફેબ્રીકેટેડ ઘરો અને ગેરેજો માટેના હિન્દુસ્તાન અને પાકિસ્તાન માટેના અમને સોલ એજન્ટ નીમ્યા છે.

ઘરો બાંધનારી સંસ્થાઓ તથા સહકારી સંસ્થાઓ તેમજ જેને પ્રાંતીય કે વિભાગીય વેચાણમાં રસ હોય તેમણે આવા અધિકાર માટેની શરતો માટે નીચે અરજી કરવી.

અમને જણાવતાં આનંદ થાય છે કે આવાં પ્રિફેબ્રીકેટેડ ઘરો તથા ગેરેજોનું એક નાનું કન્સાઇનમેન્ટ તૈયાર થઈ ગયું છે.

પણ **ઍટ્લાસ એન્જિનીયરિંગ** કૉરપોરેશનના દાયકાઓના અનુભવ પછી આપની અને સહુની મૂંઝવણનો તોડ કાઢ્યો છે. ઍટ્લાસ પ્રિફેબ હાઉસ કિફાયત છે અને તે ૩૫૦૦થી ૭૫૦૦ સુધીમાં મળી શકે છે. હિન્દની આબોહવાને અનુકૂળ છે અને ૫૦ વર્ષ સુધી આપ નિર્ધાસ્ત છો.

વધુ વિગતો માટે લખોઃ—

# ઍટ્લાસ એન્જિનીયરિંગ કૉરપોરેશન

૭/૧૦ ઍલ્ફિન્સ્ટન સર્કલ — કોટ-મુંબાઈ-૧

મિત્ર થોડી વાર અટક્યા. એમના મોં પર પેલું ગૂઢ હાસ્ય ફરી ફરકી ગયું. હું મંત્રમુગ્ધની જેમ સાંભળતો હતો. અલૌકિક રૂપકથાને વાસ્તવના ચોકઠામાં મૂકીને જેમ સાંભળવાની હોય છે, તેવી જ આ વાત લાગતી હતી. મેં પૂછ્યું : 'આ શું શક્ય છે ? વૈજ્ઞાનિકરીતે જોતાં આ અપ્રાકૃત નથી શું ?'

એણે કહ્યું: 'જુઓ ભાઇ, વિજ્ઞાન તો હજુ સૃષ્ટિ-સમુદ્રને કિનારે આંટા મારે છે; સાગર-તીરનાં શંખ-છીપલાં વીણે છે. સમુદ્રમાં ડૂબકી એ નથી મારી શક્યું. વળી આને અપ્રાકૃત પણ કઈ રીતે કહીએ ? કાકીડો પોતાની ઈચ્છા મુજબ શરીરનો રંગ ધારી શકે છે ને? પ્રકૃતિએ આત્મરક્ષણ માટે જ એને એ શક્તિ બક્ષી છે. વધુ દૂર કાં જાઓ ? આજે તમે જે હરિયાળનો શિકાર કર્યો છે એની જ વાત લો. એ હરિયાળ કોઇ ઝાડ પર બેઠું હોત તો તમે જોઈ શકત ખરા ?'

'એ ખરું. ઝાડનાં પાન સાથે એનો રંગ એકદમ ભળી જાય છે.' મેં કહ્યું. એટલે એણે કહ્યુ: 'તો જુઓ, એ પણ એક રીતે અદૃશ્ય થઈ શકે છે ને? આ હરણોની અદૃશ્ય થવાની વાત એથી જરા આગળ જાય છે.'

''ઠીક, પછી ?'

**એ** કંદર હકીકત સમજી મેં જંગબહાદુરને કહ્યું: 'ફિકર નહિ ભાઈ, એ માયાવી નથી; પણ આપણા જીવતા રહેવા માટેનો છેલ્લો દાવ છે.'

હવે એક જ કારતૂસ બાકી હતું. આ અનણ યાત્રાનું છેલ્લું ભાતું. એ જો નિષ્ફળ જાય તો પછી ભૂખથી પાસે આવતા મૃત્યુને કોઈ રીતે અટકાવી શકાય તેમ ન હતું.

કારતૂસ રાઇફલમાં નાખી, ઝુંડમાં છુપાઇને અમે બેઠા રહ્યા. કદાચ તેઓ હમણાં જ અહીં પાણી પીવા આવે પણ ન આવે તો ? એ વખત અહીંથી જ ડરીને.... ન પણ આવે.

દિવસ અસ્ત થતો હતો. સૂર્ય પહાડની આડશે રહી ગયો. જંગબહાદુર તંદ્રામાં હોય તેમ બેઠો હતો. હું મારી સમસ્ત શક્તિ ભેગી કરી નિરાશા અને થાકને દૂર ઠેલી વાટ જોતો બેઠો.

નદીનો જળહળતો રૂપેરી પ્રવાહ ડહોળાયો, પણ હરણ દેખાયાં નહિ. નિરાશાને હવે રોકી શકાઇ નહિ. હરણ સાચે જ ભાગ્યાં છે. હવે નહિ આવે એમ લાગ્યું.

પરંતુ કુદરતના કાયદામાં એક સામંજસ્ય છે. એમર્સન જેને 'લૉ ઑવ કૉમ્પેન્સેશન' કહે છે. કુદરત એક બાજુથી કંઇક ઓછું આપે છે તો બીજી બાજુ એની પૂરવણી કરી દે છે. આ હરણોને એણે બુદ્ધિ ઓછી આપી છે. એથી જ કદાચ બચાવ માટે આવી સરસ શક્તિ આપી છે. અંધારું જામવાને બહુ વાર નહોતી, ત્યાં પેલાં હરણ ફરી દેખાયાં.

એમને જોઇને મારા હૈયામાં ગજબના ધબકારા થવા લાગ્યા. પહેલાંની જેમ તેઓ ટોળાબંધ જ આવ્યાં હતાં. એ જ રીતે નિર્ભય ચિત્તે ઘાસ ચરતાં હતાં ને રમતાં હતાં. મેં રાઈફલ ઉપાડી છેટું બહુ તો પંચોતેર વારનું હશે, જે રાઈફલ માટે કંઇ જ ન હતું છતાં હાથ ધ્રૂજતા હતા. કેમેય કર્યું ભૂલાતું ન હતું કે આ છેલ્લું—છેલ્લું જ કારતૂસ છે. મારી રાઈફલના અવાજે હું જ ચોંકી ઊઠ્યો. એક હરણ ચારે પગે ઊભું થઈને કૂદી ઊઠ્યું ને પછી આખુંયે ટોળું જાદુની જેમ ફરી અદૃશ્ય થઇ ગયું.

છેલ્લું કારતૂસ પણ એળે ગયું! પક્ષાઘાતે પીડાતા શૂન્ય મનને અંગે થોડી વાર બેઠો રહ્યો. ધીરેધીરે ચેતના પાછી ફરતાં લાગ્યું કે જ્યાં મેં ટોળું ઊભું હતું ત્યાં ભારો એક લાંબું ઘાસ. આપમેળે હલી રહ્યું છે.

શું હશે ? ત્યારે શું. . . ? શંકિત મને અમે ત્યાં ગયા.

પવન નથી ને છતાં ઘાસ હાલતું હતું. ક્રમશઃ ઘાસનું હલનચલન ઓછું થવા આવ્યું. ત્યારબાદ છાયાની જેમ અમારી આંખ સામે હરણની ચાર ખરી દેખાઇ

'મર્યું છે ! મર્યું છે !' જંગબહાદુર બેઠેલા સાદે ચિત્કાર પાડી ઊઠ્યો. ને હું પણ પાગલની જેમ ઘાસ પર નાચી ઊઠ્યો. એક ગભરુ પ્રાણીની હત્યા કરીને એવો ઉત્કટ આનંદ મેં કદી નથી માણ્યો.

પંદર મિનિટમાં પૂરેપૂરો દેહ જોઇ શકાયો. મૃત્યુએ આવીને એનું પ્રાકૃત સ્વરૂપ અમારી આંખ સામે પ્રગટ કરી દીધું.

—અને એના જ ચામડા પર તમે આજ બેઠા છો.''

એની વાત ઓચિંતી પૂરી થઈ ગઈ.

મેં પૂછ્યું: 'તે પછી ?'

'પછી બીજું શું ? એનું માંસ ખાઈ અમે જીવ બચાવ્યો. સાત દિવસ પછી એ ખીણ પાર કરી એક ગામડે પહોંચ્યા. એ પછી બે મહિના પગપાળા ચાલતાં એક દિ ઍંગકૉક શહેરમાં પગ મૂક્યો. ત્યાંથી જંગબહાદુર ચીનની સ્ટીમરમાં ચડ્યો, ને હું......માંસ હવે કદાચ પાકી ગયું હશે.'

આટલું કહી એ અટકી ગયો.

## કાજળની ઉપેક્ષા

• શિખરિણી •

કપોલે ખીલેલી કમલદલલાલી છલકતી
વદે વ્યંગે હાસ્યે ચટક ભરતી કાજલ પ્રતિ:

'વિરોધી રંગે તું જગતભરની સૌ કુટિલતા
સમું ક્યાંથી આવ્યું સરવશુભ શૃંગારગૃહમાં ?

નિસાસા દીપોના સગસમી અરે રાત રડતા
તહીં તું ધારે છે જિવન તવ રે તાસક પરે !

વિકારીની આંખે વિષ સમ ભરે માદક નશો;
અને કા તો નાનાં શિશુક રડવે રાત પડતાં.

કશી તારી કાયા ઘનતિમિરની રે લજવતી !
ઉષા જેવી ક્યાં હું નિતનિત પ્રભાતો ખિલવતી,
અને મેતે મેતે જિવનરસને ઓર ભરતી !
કુઅહીં તું ને ક્યાં હું તરબતર રક્તે ખળકતી ?'

અશું બોલી બેઠી મન મલકતી તોર તરતી.
વદ્યુ ના શબ્દે યે અરવ જ રહ્યું કાજળ તહીં.

સજી સ્વાંગો મુગ્ધા સદનપરથી બ્હાર નિસરી,
'હભારો' કે'તાં ત્યાં જરઠ વયનાં ડોશી નબળાં
કશું શોધી લાવ્યાં ડગુમગુ પગે ત્યાં દડબડી,
લગાવી ગાલે કહે, ''નજરનવ લાગે, નવવધૂ !''

**પ્રિયકાન્ત મણિયાર**

આંબાવાડીવાળું પતાવી જ્યારે એ ભગ્ન મકાનમાંથી બહાર આવ્યો ત્યારે રાતના દસ વાગી ગયા હતા. મિત્ર મારી સાથે ચાલ્યા, પણ ટોર્ચ એમણે ચેતાવી નહિ. અંધારે મારી સાયકલનો હાથો પકડી રસ્તો દેખાડતા તે આગળ ચાલ્યા.

લગભગ દરેક મિનિટ મૂંગામૂંગા ચાલ્યા હોઈશું. કઈ દિશામાં જઈએ છીએ એનો ખ્યાલ નહોતો, છતાં લાગતું હતું કે જે રસ્તે હું આવ્યો હતો તે રસ્તે પાછો નથી ફરતો.

ઓચિંતા એ બોલ્યા: 'મારી સાંજ આજ સારી વીતી.'

'તમારી કે મારી?' મેં પૂછ્યું. એણે કહ્યું, 'મારી. મહિનો દિવસ થયાં મન મોકળું કરવાની તક નહોતી મળી.'

બીજી પંદરેક મિનિટ ફરી નીરવપણે ગઈ. પછી મારા હાથમાં ટોર્ચ આપતાં એમણે કહ્યું: 'હવે તમે પાકી સડકે પહોંચી ગયા છો. અહીંથી સરળતાપૂર્વક ઘેર પહોંચી જઈ શકશો. ઠીક ત્યારે? વિદાય! ફરી કદાચ આપણે નહિ મળીએ.'

'એ શું? હું ફરી આવીશ. કંઈ નહિ તો આ ટોર્ચ પાછી આપવા તો આવવું જ પડશે ને?' મેં કહ્યું.

'આવવાની જરૂર નથી. આવશો તોયે મારું ઠેકાણું શોધી શકશો નહિ. ટોર્ચ ભલે તમારી પાસે જ રહી,—એક સંધ્યાના સ્મૃતિ ચિહ્ન રૂપે. એચાર દિવસમાં જ હું ચાલ્યો જઈશ.'

'ક્યાં જશો?'

જરા વાર શાંત રહી એણે કહ્યું, 'કંઈ નક્કી નહિ. કદાચ ફરીને સિયામ તરફ પણ જાઉં. આ વેળા ચામડું નહિ, પણ જીવતું ધોળું હરણ પકડી લાવવા મથીશ. કેમ, શું કહો છો?'

'સરસ! પણ શું આપણે ફરી નહિ જ મળીએ?'

'સંભવ નથી. વારુ, વિદાય.'

'વિદાય, દુર્દિનના મિત્ર,—નમસ્કાર.'

થોડીવાર અંધારામાં ઊભા રહી પછી ટોર્ચ ચેતવીને જોયું તો મિત્ર નીરવપણે ચાલ્યા ગયા હતા.

પરંતુ એની ભવિષ્યવાણી સાચી ન પડી. ફરી એકવાર અમારો ભેટો થઈ ગયો. અઠવાડિયા પછી એક સ્વજનને મૂકવા સ્ટેશને ગયો હતો, ત્યાં એકાએક અમે સામસામા થઈ ગયા.

'અરે! આ શું? તમે?' મેં કહ્યું.

એને માથે એક હાનટોપી હતી. અંગે એજ સ્વેટર ને લુંગી. જરા હસીને એણે કહ્યું, 'જાઉં છું.'

એ જ વખતે સીટી વાગી. સ્ટેશનમાં ભીડ હતી. ત્રીજા વર્ગના કોઈ મુસાફરે મોટા ગાંસ પોટલા સાથે પાછળથી ધક્કો માર્યો. ધક્કો સંભાળીને ફરી જોયું તો મિત્ર નહોતા! વિસ્મિત ભાવે આજુબાજુ જોઉં છું. જોયું તો અમારા શશાંકબાબુ આવી રહ્યા છે. પોલીસના ડી. એસ. પી. હોવા છતાં યે માણસ મિલનસાર છે. ઓળખાણને અંગે મેળાપ ટાળી ન શક્યો. પૂછ્યું, 'કેમ? કઈ તરફ ઊપડ્યા?'

'જવું ક્યાંયે નથી, સ્ટેશને ફરવા આવ્યો છું' કહી આછું હસી તેઓ બીજી બાજુ ચાલ્યા ગયા. ગાડી ઊપડવાનો સમય થઈ ગયો હતો, છતાં મિત્રને ચોતરફ શોધ્યા. પણ આ બે મિનિટમાં જ એ એમના માયામૃગની જેમ જ એવા અદૃશ્ય થઇ ગયા કે ફરી એમને જોઈ જ ન શક્યો.

ત્યાર પછી આ એક વર્ષ થયાં એમને દીઠા નથી, ને હવે ફરી કદી યે મળીશું કે કેમ તે પણ જાણતો નથી.

વાર્તાસાહિત્યના ધારાધોરણ મુજબ આ વાર્તા આ પહેલાં બહુ વહેલી પૂરી થવી જરૂરી હતી. હકીકતમાં આ વાર્તા લખવા બેસતાં જોઉં છું તો વાત કરતાં આડવાત જ વધી ગઇ છે. વાર્તા કરતાં વાર્તાના વક્તાની વાત જ મોટી થઈ ગઈ છે. સારું છે કે હું બહુ મોટો યશસ્વી લેખક નથી; નહિ તો શરમને અંગે ભોં ભારે થઇ પડત.

ખેર! નિયમ તો ચૂક્યો જ છું તો થોડુંક વધુ કહી લઉં. આ વાર્તા લખવાનું પૂરું થયા પછી એક કાગળ મળ્યો છે. એ કાગળ જ ઉપસંહાર રૂપે આ સાથે જોડી દઉં છું:

"પ્રિય ભાઇ,

તમે મને ભૂલ્યા તો નહિ જ હો. સિયામ ગયો હતો; પરંતુ પેલું હરણ પકડી લાવી શક્યો નથી. બંદી દશામાં એ જીવતાં નથી. ઉપવાસ કરીને મરી જાય છે. એ જ.

શ્રી પ્રમથેશ રુદ્ર."

કાગળ પર ક્યાંય તિથિ-તારીખ કે ઠેકાણું નહોતું. પોસ્ટની છાપ પણ એવી અસ્પષ્ટ હતી કે કંઇ ઉકલતું નહોતું.

---

## શકુન્તલા

જે વર્ષના યૌવનનાં પ્રસૂન
ને જે ફળો આખરનાં, વળી જે
આહ્લાદ દે, તૃપ્ત કરે, પ્રમોદે
આત્માને ઉત્સવાનન્દ મુગ્ધે,
ધરા અને સ્વર્ગનું એક નામ જે.
સૌ સાથે તે ઉચ્ચરતાં—શકુન્તલા.

'શેષ'

(શકુન્તલા વિશેના જર્મન કવિ ગેટેના ઉદ્‌ગારોના અંગ્રેજી ભાષાંતરની નીચેની પ્રસિદ્ધ પંક્તિઓના અનુવાદનો પ્રયત્ન)

Wouldst thou the young year's blossosms and the *fruits* of its decline,
And all by which the soul is charmed, enraptured, feasted, fed.
Wouldst thou the earth, and heaven itself in one sole name combine?
I name thee, O Shakuntla ! and all at once is said.



## શિલ્પ-પરિચય

હિંદી કલાનાં રૂપ તથા રહસ્યદર્શનના અગ્રણી આવિષ્કારક તથા 'રૂપમ'ના તંત્રી, જાણીતા કલાવિવેચક શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીએ વિદ્યાર્થીઓ માટે તૈયાર કરેલા મૂળ અંગ્રેજી ગ્રંથનો અનુવાદ. સંખ્યાબંધ દૃષ્ટાંતચિત્રોથી ભરેલું આ પુસ્તક કલાનાં રૂપ-રહસ્યની શાસ્ત્રીય સમજણ આપીને રસદૃષ્ટિ ખીલવવા ઉપરાંત હિંદી કલાની સમજણના મહત્ત્વના અભ્યાસરૂપ બની રહેશે. કલારસિકો, રસદૃષ્ટિના અભ્યાસી વિદ્યાર્થીઓ, ચિત્રશિક્ષકો, માધ્યમિક શાળાઓ, પુસ્તકાલયો વગેરેને ઉપયોગી, ખીચોખીચ લખાણ સાથે લગભગ ૨૦૦ ચિત્રોથી ભરચક સમૃદ્ધ મીમાંસાપોથી કિં રૂ ૩ (પો૦ ૦ાા)

**કુમાર કાર્યાલય લિ.**

ગઇ પચ્ચીસી અને કુમાર (અનુ. પૃ. ૩૮૦થી ચાલુ)
પોતાનું છાપખાનું કરવાની સૂઝ પડે છે (બ્લૉકો તૈયાર કરવાનું તંત્ર તો 'કુમાર'ના પ્રાકટ્ય પહેલાં જ એણે ઊભું કરી લીધું હતું.) અને આ સર્વનો સમાવેશ કરી શકે તેવડું મકાન પણ હવે એમાટે રાખી લે છે. આર્થિક મુશ્કેલીઓ 'કુમાર'ને એની પ્રત્યેક અવસ્થામાં નડતી રહી છે. લોકપ્રિયતા એ કંઇ જવાબદારીની બાંહેધરી નથી એ હકીકત એની આખી કારકિર્દીમાંથી ઉપસી રહે છે, તો તપઃપૂત સંકલ્પથી કોઈ પણ શુભ પ્રવૃત્તિને જીવાડી શકાય છે એ સત્ય પણ એમાંથી જ ફલિત થઈ રહે છે. આમ જુઓ તો, 'કુમાર' એક ખાનગી સાહસ; પણ એના ચાલકોની ઉત્સાહપૂર્ણ સાધના તેમજ પ્રજાકલ્યાણની એકાગ્ર દષ્ટિને પ્રતાપે એ એક જાહેર સંસ્થા જેવું અને પ્રજાઘડતરનું એક સમર્થ બળ બની રહ્યું હતું.

એકલે હાથે આ બધું થઇ શકે ભાગ્યે જ. પણ કલ્યાણકર પ્રવૃત્તિને ઉત્તમ સહાયકોનો યોગ થયા વિના રહેતો જ નથી. એટલે જેમ શ્રી રવિશંકર રાવળને શ્રી બચુભાઈ રાવતનો યોગ થયેલો તે જ રીતે 'કુમાર'ના પ્રાકટ્ય પહેલાં, એ જ્યારે ભાવનાગર્ભમાં હતું ત્યારથી, એને શ્રી દેશળજી પરમાર જેવા કવિનો, શ્રી ધૂમકેતુ જેવા વાર્તાકાર અને નિબંધકારનો ને શ્રી રવિશંકર પંડિત જેવા ચિત્રકારનો યોગ થાય છે. પ્રાકટ્ય પછી પણ મિત્રમંડળ ખાસ્સું જામે છે. શ્રી કાલેલકર, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી હરિનારાયણ આચાર્ય, ડૉ. હરિપ્રસાદ દેસાઇ, શ્રી સુરેશ દીક્ષિત, શ્રી કાન્તિલાલ છ. પંડ્યા, શ્રી યશવંત પંડ્યા, શ્રી ચન્દ્રવદન મહેતા આદિ ઉત્તમ પંક્તિના લેખકો ને કવિઓનો પણ એને નિયમિત સાથ મળે છે. જે સ્ફૂર્તિથી આ લેખકો એ દિવસોમાં લખતા તે સ્ફૂર્તિનું આજે તો એક સંભારણું રહ્યું છે. પરિણામે 'કુમાર'ના સંપાદનનો પ્રયાસ ઊર્મિશીલ બને છે. કાવ્ય, વાર્તા, નાટક, નિબંધ, પ્રવાસ, સાહસ, કલા, જ્ઞાનવિજ્ઞાન સર્વ પ્રદેશોમાં એ ફરી વળે છે. ભાષા પણ એની પ્રૌઢ થતી જાય છે અને જરૂર પડે ત્યાં ભાષા પરિભાષા પણ બને છે. જીવનનાં સર્વ અંગોને અજવાળનારી આ પ્રવૃત્તિથી 'કુમાર' એ કુમારોનું માસિક બનવા ઉપરાંત આબાલવૃદ્ધ સૌની વાચનભૂખને ઉત્તમરીતે સંતોષે છે.

પણ એમાંથી જે ત્રિવિધ પ્રવૃત્તિઓ જન્મે છે તેમની ખાસ નોંધ લેવાની જોઈએ. 'ચીતરવાનું સહેલ છે' કરીને 'કુમાર'ના તંત્રીએ ચિત્રકલાનું વ્યાકરણ અંકે અંકે દષ્ટાન્તો સહિત શીખવવા માંડેલું હતું તેમાં ચિત્રકલાગુરુ રવિભાઈની આજની ચિત્રશાળા બીજ રૂપે રહેલી હતી. એ પ્રવૃત્તિને કાળે કરીને ફળ આવ્યાં ને ગુજરાતને શ્રી કનુ દેસાઈ, શ્રી કૃષ્ણલાલ ભટ્ટ, શ્રી રસિકલાલ પરીખ, શ્રી છગનલાલ જાદવ આદિ જુવાન ચિત્રકારોનો સમૃદ્ધ ફાલ મળી રહ્યો. ઉપરાંત, ગુજરાતના, દેશના બીજા પ્રાંતોના અને વિદેશના ચિત્રકારોનો તથા તેમની કૃતિઓનો પરિચય આપવાનો ક્રમ તો 'કુમારે' રાખ્યો હતો જ.

આના જ એક ફાંટા રૂપે ફોટોગ્રાફીની કલાને ઉત્તેજન આપવાનું પણ 'કુમારે' સ્વીકારેલું અને હરીફાઈ દ્વારા કલાયુક્ત દૃષ્ટિકોણથી છબી પાડવાની પ્રવૃત્તિમાં રસ પૂર્યો હતો. શ્રી બલવન્ત ભટ્ટ, શ્રી શ્રીરામ ભટ્ટ, આદિ છબિકારોની શક્તિને 'કુમાર'થી પોષણ ને પ્રોત્સાહન મળેલું એ હકીકતનો તેઓ પણ સ્વીકાર કરશે જ. આ એક એવો સહકારી યત્ન હતો, જેને પરિણામે વ્યક્તિ ને સંસ્થા બંને શોભતાં ને સમૃદ્ધ થતાં હતાં.

ત્રીજી પ્રવૃત્તિ તે દેશ બહારની દુનિયા સાથે 'કુમાર'ના વાચકોનું અનુસંધાન કરવાની પ્રવૃત્તિ. દુનિયાભરના ઉત્તમ કવિઓ, ચિત્રકારો, વૈજ્ઞાનિકો, રાષ્ટ્રનાયકો, ચિન્તકો વગેરેનો પરિચય તો 'કુમાર' કરાવતું રહ્યું જ છે, ભૂગોળની અજાયબીઓ પણ એ આલેખતું રહ્યું છે, પરંતુ નાનાંનાનાં વૈવિધ્યો દ્વારા દુનિયાના દેશો–એમનો ઇતિહાસ, એમની ખાસિયતો વગેરે પ્રત્યે ધ્યાન દોરવાની દષ્ટિ પણ 'કુમારે' રાખેલી. આથી, જેમ રાષ્ટ્રોત્થાનનું પ્રતિબિંબ 'કુમાર'માં પડતું હતું તેમ બહારના જગતની આછી પ્રતિચ્છવી પણ 'કુમાર'માં પડતી રહેતી હતી. આ સેવને લીધે એનું વાચન જેટલું સંસ્કારી, જેટલું રસિક, તેટલું જ પ્રાણપોષક ને બલપ્રદ નીવડતું હતું.

'કુમાર'નો એક માસિક તરીકે મધ્યાહ્ન તપતો હતો તે કાળે ૧૯૩૦ની લડત આવી. ૧૯૨૧ની લડત પછી 'કુમાર'નો જન્મ થયેલો ને એ સમયે કેટલાયે દેશભક્તો જેલના સળિયા પાછળ હતા, ને ધીમે ધીમે કરીને છૂટતા જતા હતા. દેશનો એ શ્વાસ ખાવાનો વખત હતો અને ધારાસભાઓમાં જવું કે નહીં એનો વિવાદ કરીને પણ અંતે બંધારણીય કાર્યક્રમમાં સામેલ થવાનું કેટલાક નેતાઓને દુરસ્ત લાગ્યું હતું છતાં દેશમાં અસંતોષ તો ધૂંધવાતો જતો હતો જ. યુવકો સ્વભાવ પ્રમાણે અધીર બન્યા હતા, અને એમના માન્ય નેતા પં૦ જવાહરલાલ નેહરુ Live dangerously નો મંત્ર એમના કાનમાં ફૂંકતા હતા. વિચિત્ર વાત છે, પણ 'મિજલસ'માં 'કુમાર'ના તંત્રીએ પણ એક વખત એ મંત્રનું સમર્થન કર્યું હતું! પ્રજાના અનેક મનોરથોનું 'કુમારે' પાલન કર્યું છે, પ્રજાના અનેક શુભ–સંકલ્પોનો એણે આદર કર્યો છે, પ્રજાની અનેક લડતોનું એ કેવળ સાક્ષી જ નહીં પણ સમભાવી શુભેચ્છક બન્યું છે; અને તોપણ લડતની સીધી પ્રેરણા આપવાનું એણે ટાળ્યું છે. એ વસ્તુ એના કર્તવ્યપ્રદેશની બહારની છે. સ્વ. આચાર્ય આનંદશંકરે 'કુમાર'ના ૧૦૦મા અંકમાં 'કૌમાર્ય' એ શીર્ષક જે આશીર્વચન ઉચ્ચાર્યાં હતાં તેમાં એમણે દર્શાવ્યા પ્રમાણે 'કુમાર'ની પ્રવૃત્તિ એ એક 'શિક્ષણ પ્રવૃત્તિ' હતી. પોતાનું એ કર્તવ્ય એણે એકાગ્રપણે બજાવ્યું છે. પણ તેમાં કંઈ પરચક્રની કરડી નજરમાંથી એ બચવું નહોતું, ને એની પાસે ચાર હજારની જામીનગીરી માગવામાં આવી હતી.

દેશના યુવકો સમક્ષ ત્યારે બે સમર્થ દૃષ્ટાન્તો પડ્યાં હતાં. એક તે રશિયાની ક્રાન્તિ અને બીજું જર્મનીની યુવકપ્રવૃત્તિ. એકમાં ઝારશાહીને ઉથલાવીને નૂતન ન્યાયી જગત સર્જવાના અભિલાષને મૂર્ત સ્વરૂપ મળતું જતું હતું; સંપત્તિના જેઓ સાચા ઉત્પાદકો છે તે મજૂરોને સંપત્તિના સમાન ભાગીદારો ગણવાનો, જગતવ્યવહારમાં સર્વથા નવો કહેવાય ને સિદ્ધાન્ત અમલ કરીને આગળ આવતો જતો હતો; અને બીજામાં એક પરાજિત રાષ્ટ્રના નવયુવકો આત્મગૌરવપૂર્વક રાષ્ટ્રોત્થાનના કાર્યમાં સામા જઈને રાષ્ટ્રવાદના નૂતન ચંડ સ્વરૂપનો આવિષ્કાર કરી રહ્યા હતા. ગાંધીજી આ ગ્રામે રચનાત્મક કાર્યનું દૃષ્ટાન્ત પોતાની પ્રવૃત્તિ દ્વારા પૂરું પાડ્યું

રહ્યા હતા. એમના કાર્યક્રમમાં ઉપરનાં બંને દૃષ્ટાન્તોનું સત્ત્વ આવી જતું હતું, પણ એ બંનેની અધીરતા ને ઉગ્રતા બાદ રહેતી હતી. ગુજરાત વિદ્યાપીઠની રાષ્ટ્રીય કેળવણીના પરિપાક સમા નવયુવકોએ ગાંધીજીની દૃષ્ટિનાં તેજ ઝીલ્યાં હતાં પણ આખા દેશની અપેક્ષાએ એમની પ્રવૃત્તિ પેલી બે પ્રવૃત્તિઓ જેટલી દેખાવે આકર્ષક લાગતી નહોતી. પણ ગાંધીજી પોતે કંઈ થોડે રીઝે તેમ નહોતા. માત્ર એ પ્રજાની શક્તિનું માપ કાઢીને કાર્યક્રમો રજૂ કરતા હતા. અંગ્રેજને કાઢવાની પ્રવૃત્તિ દ્વારા દેશની વિવિધ શક્તિઓનો ઉત્કર્ષ તેઓ સાધી રહ્યા હતા. એટલે અંગ્રેજ જાય તેની સાથે આપણું ઘર પણ ગોઠવાયેલું હોય એવો ઘાટ તેઓ ઉતારવા માગતા હતા. કોઈએક લડત દેશને સ્વરાજ્યની નજીક આણી મૂકની હતી એવું એમને સ્પષ્ટ ભાન હતું. એથી જ જવાબદારીનો ખ્યાલ એમને અધિકાધિક ધીરતા ધારણ કરવા પ્રેરતો હતો. દેશની નાડ એમના હાથમાં જ હતી અને દેશની શક્તિઓ અને તેના વ્યક્તિઓના તેઓ એકસરખા ને પૂરા પરીક્ષક હતા. આથી પ્રત્યેક લડત પછી એ પ્રજાને થાક ખાવા દેતા. દેશવ્યાપી આંદોલનમાં નિરાશા ગળતા પ્રજા હતાશ ને નિષ્ક્રિય બની જાય તેવો સંભવ હતો, એટલે રાષ્ટ્રની વિશાળ આકાંક્ષાને મુકાબલે નાના પણ સ્પષ્ટ મુદ્દાની આસપાસ સ્થાનિક લડત ગોઠવવાની ને દેશનું ધ્યાન તેમાં એકાગ્ર કરવાની પોતાની વ્યૂહનીતિને અનુસરીને એમણે બારડોલીની ઐતિહાસિક લડત ઊભી કરી. એ લડતે તેમજ રેલસંકટે ગુજરાતને સરદારની ભેટ ધરી એની, પણ અત્રે નોંધ કરવી જોઈએ. બારડોલીની લડતે સંગઠિત પ્રજાશક્તિ શું ન કરે તેનો સચોટ ખ્યાલ પૂરો પાડ્યો. એ પછી કૉંગ્રેસે પણ પૂર્ણ સ્વરાજનો સંકલ્પ કર્યો ને મીઠાવેરા સામેની લડતને નામે પ્રખ્યાત થયેલી ૧૯૩૦ની ઇતિહાસ સરજનારી લડત બારણાં ઠોકતી આવી.

આશા, શ્રદ્ધા અને ઉમંગની ત્રિવેણી સમી જે મુગ્ધતા આ લડતમાં હતી તેવી કદાચ બીજી એકે લડતમાં નહોતી. ૧૯૨૧ના અસહકારમાં આખી પ્રજાનો સાથ નહોતો. પૂરો સદ્ભાવ પણ કદાચ નહોતો. આ લડતમાં સદ્ભાવની તો ન્યૂનતા હતી જ નહીં, પણ પ્રજાનો સાથે જબરો હતો. પ્રજામાં રાતોરાત જાણે વીરત્વ ફૂટી નીકળ્યું ન હોય, તેમ વાનરસેનારૂપે બાળકો પણ આ લડતમાં કૂદી પડ્યાં હતાં. ઘરનો ખૂણો છોડીને બહેનો પણ સભા સરઘસો ને પિકેટિંગોમાં ભાગ લેતી થઈ ગઈ હતી. અને જુવાનોનું તો પૂછવું જ શું ? જે પળની અધીરપણે તેઓ રાહ જોતા હતા તે આવી પૂગી હતી. લડત હતી અહિંસક, એટલે કે જાતે ખપવું પણ પ્રતિપક્ષીનો વાળ સુદ્ધાં વાંકો ન કરવો, એની પ્રત્યે શત્રુભાવ ન રાખવો, એવી એની પાછળ પ્રતિજ્ઞા હતી. હજારોનાં માથાં રંગાયાં, હજારોને પકડીને જેલમાં પૂરવામાં આવ્યા, હજારોની મિલકતો જપ્ત થઈ, પણ પ્રજાના શૌર્યદીપકમાં કમીના આવી નહીં. આખરે સરકાર થાકી ને પ્રજા જીતી. સરકારે સમાધાનનું કહેણ મોકલ્યું, સલાહકારી તરીકે ગાંધીજીએ એ સ્વીકાર્યું, સુલેહની ધોળી ધજા ફરકી, જેલો ખાલી થવા માંડી, અને ગાંધી-અર્વિન કરારો થયા. એ કરારોથી સ્વરાજ્ય ન મળ્યું, પણ પ્રજાને બળ પુષ્કળ મળ્યું. જે ભાવભરતી આ લડતમાં પ્રજાએ અનુભવી તેમાંથી પણ ઘણું પ્રગટી રહ્યું. એક દસકા સુધી કવિઓ ગાતાં ધરાય નહીં, લેખકો લખતાં ધરાય નહીં, એવો અપૂર્વ અનુભવ પ્રજાને થયો. પછીના દિવસોમાં પ્રજાને આશાનિરાશાના અનેક પ્રસંગો આવ્યા છે, પણ અંતિમ જયની એની શ્રદ્ધા તૂટી નથી એનું કારણ આ લડતમાં પ્રજાને જે જીત મળી હતી તે છે. પ્રજાનું આખું માનસ આ લડત પછી પલટાઈ ગયું. સ્વરાજના હકદાર તરીકે જાતે પછી એ વર્તી છે, અને ગમે ત્યારે આ દેશ છોડવો પડવાનો છે એ ભાન સહિત તે પછી અંગ્રેજ રાજકર્તાઓ વર્ત્યા છે.

આ લડતે ગુજરાતને જે કવિઓનો પરિચય કરાવ્યો—સુંદરમ્, ઉમાશંકર જોશી, કૃષ્ણલાલ શ્રીધરાણી, રતિલાલ શુક્લ આદિનો—તે સૌનું, એમની ઊર્મિઓ ને એમનાં ગીતોનું સ્વાગત કરવા 'કુમાર' તત્પર રહ્યું હતું. નવા ભાવો, નવી શૈલી ને નવા વાતાવરણવાળી પણ પ્રાણપૂર્ણ કવિતાનો જે સત્કાર 'કુમારે' કર્યો છે, એ સર્વ નવાં તત્ત્વોને સમજવા ને ખીલવવાની જે દૃષ્ટિ 'કુમારે' દાખવી છે તેનો કદાચ જોટો નહીં જડે. જેમ ચિત્રકલાનું તેમજ કાવ્યકલાનું પણ 'કુમાર' એક આશ્રયસ્થાન બનવું નિર્માયું હતું. આટલે સુધી આવતાં 'કુમારે' નવ વર્ષની મજલ પૂરી કરી હતી. એણે પોતાનો સમૃદ્ધ ૧૦૦મો અંક પણ ગુજરાતને ચરણે ધર્યો હતો અને સામયિકની સંપાદનકલાનો વિજયવાવટો ફરકાવ્યો હતો. પોતાની પ્રવૃત્તિથી સમસ્ત ગુજરાતના હૃદયમાં કેવું અપૂર્વ સ્થાન 'કુમારે' મેળવ્યું હતું તેની આ અંકથી ઉત્તમ પ્રતીતિ થાય છે.

પણ વેગ પછી મંદતા આવે જ. ગોળમેજીનાં નાટકો ભજવાઈ રહ્યાં કે ૧૯૩૩ પછી પ્રજાજીવનમાં પણ મંદતા આવવી શરૂ થઈ. લૉર્ડ અરવિને આપેલું લૉર્ડ વિલિંગ્ડને ફોક કર્યું. એક નાની લડત એમાંથી પેદા થઈ. નેતાઓ પકડાયા, વળી છૂટ્યા. પ્રજાને પટાવવા ૧૯૩૫નો હિંદ-શાસન-ધારો ચાઢી સરકારે આગળ કર્યો, પણ પ્રજાએ એનું સત્ત્વ લઈને કૂચા ફેંકી દીધા. કોમી ચુકાદાની વિરુદ્ધ ગાંધીજીએ પ્રાણ પાથર્યા ને દેશસમસ્તનો નૈતિક ટેકો પામી એ બાબતમાં સરકારની કુટિલ નીતિને શિકસ્ત આપી. પણ પ્રજાનો જુસ્સો નરમ પડી ગયો હતો. પ્રાંતિક સ્વરાજનો લાભ લઈને સ્વાયત્તતાના આભાસનું સુખ ભોગવવાની એને લાલચ થઈ આવી હતી. ગાંધીજી એ વરતી ગયા અને અનુકૂળ પણ થઈ ગયા. પણ આ પ્રકારના સંભવો કલ્પીને જ એ કૉંગ્રેસમાંથી ક્યારના છૂટા થઈ ગયા હતા, જેથી પોતાની કાર્યનીતિ ને એને અનુસરવાનું સ્વાતંત્ર્ય અબાધિત રહે. છતાં માર્ગદર્શક ને નેતા તરીકેનો સંબંધ એમણે કાપ્યો નહોતો.

બંધારણના પ્રાંતિક સ્વરાજ્યવાળા ભાગનો અમલ કરીને કૉંગ્રેસે રાજ ચલાવવાની આવડત અને પ્રજાનો વિશ્વાસ ધરાવનારા રાજતંત્રને હાથે પ્રજાનો કેવો ઉત્કર્ષ થઈ શકે તે હકીકત સિદ્ધ કરી આપી. સ્થિતિ અને નીતિ બંનેની સુધારણાના અનેક કાર્યક્રમો પ્રાન્તોની મહાસભાવાદી સરકારોએ હાથ ધર્યા અને ગવર્નર કે મધ્યસ્થ સત્તા સાથે ઘર્ષણના પ્રસંગો આવતાં સ્વેચ્છાએ સત્તા પરથી ઊતરી જઈને એબેરનું નાક કાપવાની પોતાની તત્પરતાને લીધે સર્વત્ર પોતાનું જ ધાર્યું કર્યું. અને છતાં ગાંધીજી સમેત ક્રાન્તિની ભૂખ સમજનારા વિચક્ષણ લોકનાયકોની ભ્રાંતિ, કે આમ ને આમ ચાલ્યા કરશે

તો અપૂર્ણું સ્વરાજની આ સ્થિતિ પ્રજાને પસંદ પડવા માંડશે ને પ્રજાનો ક્રાન્તિનો જુસ્સો નરમ પડી જશે તે, સાચી હતી. એ એક ઉત્તમ વિધિઘટના હતી કે પ્રાંતિક સ્વરાજ પ્રજાને બહુ ઓછો સમય ભોગવવા મળ્યું. એથી પ્રજાની શ્રદ્ધા દૃઢ થઈ, એને સ્વમાનભર શ્વાસ ખાવાનો ગાળો મળ્યો અને નેતાઓને રાજકાજનો અનુભવ મળ્યો.

પણ પછી બીજું મહાયુદ્ધ આવ્યું. યુરોપમાં સ્થિતિ એવી પેદા થઈ કે બ્રિટનને એમાં પક્ષકાર બન્યા વિના છૂટકો જ ન થાય. એ તો પક્ષકાર બન્યું જ, પણ પૂછયાગાછયા વિના પોતાને જોતરે જોડાયેલા હિંદને પણ એણે પક્ષકાર બનાવી દીધું. આગેવાનો ચીડાયા, પ્રધાનોએ હોદ્દાત્યાગ કર્યો, સહેજ પણ આનાકાની વિના ગવર્નરોએ રાજકારભાર સંભાળી લીધો, કૅાંગ્રેસી આગેવાનોએ સ્વરાજ સાટે સહકાર આપવાનો કડદો કરી જોવા પ્રયાસ કર્યો, ગાંધીજી અને તેમની વચ્ચે મતભેદ રચાયો, પણ કડદામાં લપડાક વાગતાં ગાંધીજી સાચા ઠર્યા અને લડત વિના બીજો એકે માર્ગ ઉઘાડો રહ્યો નહીં. આ દિવસો દરમ્યાન મુસ્લિમ લીગ, જેનું શાહી સરકારના આશ્રયથી અને સઘળી વાતમાં ના ભણવાના હઠવાદથી બળ વધી રહ્યું હતું, તેને મનાવવાના નિષ્ફળ પ્રયત્નો પણ કૅાંગ્રેસે અને મહાત્માજીએ કરી જોયેલા, પણ માવામાં જ જેનું ધ્યાન ચોંટેલું તે ત્યાગના જોખમી માર્ગને શેનો પસંદ કરે? કૅાંગ્રેસ હિંદુ સંસ્થા બની આવે તો જ લીગના સરનશીન એની સાથે વાત કરવા રાજી હતા. અને કૅાંગ્રેસ પોતાના ઈતિહાસ અને સિદ્ધાંતોને અન્યથા કરી શકે એમ નહોતી. પરિણામે બંનેના માર્ગ નિરાળા જ રહ્યા અને એક પાંખે ઊડવાનો દૃઢ નિશ્ચય કરીને કૅાંગ્રેસ આગળ વધ્યે ગઇ. આ સમયે સ્પષ્ટ ભાન થયું કે આપણા સામાજિક જીવનની વિષમતાઓને લીધે એક પ્રજા છતાં આપણે એક પ્રજાત્વ સરજી શકતા નથી. આથી અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ પર ગાંધીજીએ ખૂબ ભાર મૂક્યો અને એથી કહેવાતા પછાત વર્ગોમાં જાગૃતિ પણ સારી આવી.

આ સઘળો સમય 'કુમાર' સ્થિરપણે પોતે સિદ્ધ કરેલું ઉન્નત ધોરણ અનેક સમભાવી મિત્રોની મદદથી ટકાવી રહ્યું હતું. કેટલાક જૂના સાથીઓ અન્ય પ્રવૃત્તિમાં વળી ગયા હતા, તો નવા સાથીઓનો સહકાર આવી મળ્યો હતો. 'કુમાર'-નો ૨૦૦મો અંક પણ એની કારકિર્દીની સાચી યશકલગી સમો બહાર પડ્યો હતો. 'કુમાર'નાં સઘળાં અંગો વિકસિત ને પુષ્ટ બન્યાં હતાં ને ગુજરાતના કોગાર્થને જ્ઞાનસમૃદ્ધ ને તેજસ્વી બનાવવાની પ્રવૃત્તિ અવિરામ ચાલુ રહી હતી.

એવામાં ૧૯૩૯માં બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું. જોકે હિંદની ભૂમિથી ઘણે દૂર યુદ્ધ ખેલાતું હોઈને વેપારીઓને તો કમાણીનું જાણે પર્વ આવ્યું. શાની છત છે ને શાની અછત છે તેનો વિવેક કર્યા વિના વેપારીઓએ જે આવ્યું તે સંઘરવા માંડ્યું ને દરેક ચીજવસ્તુના ભાવ ઊંચે ચડવા માંડ્યા. દેશવાસીઓને ભોગે સાચી કે કૃત્રિમ અછતનો લાભ લઇને જેમની પાસે હજાર હતા તે લાખવાળા થયા ને લાખ હતા તે કરોડવાળા થયા. માત્ર ત્રણ પ્રકારના વર્ગોનો એમાં ઘાણ વળી ગયો: એક મહેનતમજૂરી કરનારનો, બીજો નોકરિયાત મધ્યમ વર્ગનો; ને ત્રીજો સાંસ્કારિક પ્રવૃત્તિઓ ચલાવનારાનો. પાછળથી મહેનતમજૂરી કરનાર વર્ગને સરકારે ખાસ પગલાં ભરીને રક્ષણ આપ્યું, અને કુટુંબજીવનને પરિસ્થિતિને અનુકૂળ બનાવવા જેટલી સ્થિતિસ્થાપકતાનો પ્રશસ્ય ગુણ એ વર્ગમાં હતો એટલે સરવાળે જોતાં એ વર્ગ ટકી રહ્યો. પણ પેલા પ્રશસ્ય ગુણને અભાવે અને રક્ષણને અભાવે નોકરિયાત મધ્યમ વર્ગ બરબાદ થયો. દેશના સમાજશરીરમાં આ વર્ગ કરોડરજ્જુને સ્થાને છે; અને એણે જીવવા માટે જે હવાતિયાં માર્યાં છે તેને પરિણામે રાષ્ટ્રીય અર્થકારણની દૃષ્ટિએ જોતાં દેવાદાર મટીને લેણદાર બનેલા દેશના ચારિત્ર્યમાં ભારે ખોટ આવી છે.

યુદ્ધના રક્તપાતમાંથી દેશ ઊગરી જશે એવી જે આશા આરંભે બંધાઈ હતી તે છેક ખોટી તો ન નીવડી, પણ યુદ્ધની ભીષણ અસરોમાંથી દેશ ઊગરી ન શક્યો. જરૂરિયાતની ચીજો બજારમાંથી અદૃશ્ય થવા માંડતાં વેપારીઓ અને પ્રજા બંનેએ સંઘરાખોરીનો આશ્રય લીધો અને મોંઘવારી વધી પડી. સરકારે ભાવ બાંધવાનો યત્ન કરતાં કાળાં બજારો સરજાયાં. પરદેશોથી આવતો માલ બંધ પડી ગયો અને પરદેશી સરકારને પ્રજા માટે અંતરની લાગણી નહીં, એટલે આ દેશનાં માણસો અને આ દેશની સાધનસામગ્રી વડે એણે યુદ્ધદેવતાનું ખપ્પર ભરવા માંડ્યું. બંગાળમાં જે ભીષણ માનવસર્જિત દુકાળ આવ્યો તે પ્રત્યક્ષ યુદ્ધ કરતાં યે ભૂંડો હતો. યુદ્ધમાં ન મરે એટલાં બધાં માણસો ભૂખે રિબાઈ રિબાઇને એ દુકાળમાં માર્યાં ગયાં.

આ બધો સમય દરમ્યાન રાજકીય પરિસ્થિતિ ધૂંધવાતી રહી હતી. બ્રિટિશ સરકાર દેશવાસીઓના માન્ય નેતાઓનો સાથ અને વિશ્વાસ મેળવી શકી નહોતી, અને પોતાની સત્તાનો લાભ લઇને સરકાર દેશની માનવ સંપત્તિ અને સાધનસંપત્તિને જે નિરંકુશપણે હોમ્યે જતી હતી તેની પ્રત્યે દેશવાસીઓનો રોષ માતો ન હતો. ઍટલાન્ટિક હકપત્રની ભાવનાને દેશના અમલમાં ચરિતાર્થ કરવાની માગણી પ્રજા તરફથી કરવામાં આવેલી. તો જ યુદ્ધમાં બ્રિટનના પક્ષની નૈતિકતાની પ્રજા કદર કરી શકે અને યુદ્ધપ્રયાસમાં સાથ આપી શકે. પણ શાહી સરકારે એ વાત કાને ધરી નહીં. પરિણામે ૧૯૪૨ના ઑગસ્ટમાં શાહી સરકારની નફટાઇ સામે લડી લેવાનો સંકલ્પ મહાસભાએ કર્યો. પરંતુ એ અમલમાં મૂકાય તે પહેલાં તો સરકારે જ એની સામે લડાઇ શરૂ કરી દીધી અને આગેવાનોને ઉચાપાઉચકીને જેલમાં મૂકી દીધા, પણ પરિણામ જુદું જ આવ્યું રોષે ભરાયેલી પ્રજાએ પોતે થઇને લડતને આગળ ધપાવી અને વિદ્યાર્થીઓએ રંગ રાખ્યો. આ પ્રજા જીરવવી દોહ્યલી છે એવું સરકારને પૂરું ભાન થયું.

આ બધાંની અસર 'કુમાર'ના સંચાલન ઉપર પડ્યા વિના કેમ રહે? મૂળથી જ એ વેપારી સંસ્થા નહીં. એની જેટલી શાખ તેટલી બહોળી એની નાણાંની સધ્ધરતા નહીં. નીતિનિયમો નેવે મૂકવાની એને સ્વભાવથી જ ફાવટ નહીં. વળી, કાગળ યંત્રો આદિ મુદ્રણવ્યવસાયનાં સાધનો પરદેશથી આવતાં અટકી ગયાં. પરિણામે કાગળનાં યે કાળાં બજારો ચાલ્યાં, કાગળ મોંઘો થયો અને અંતે દેશભરમાં કાગળકાપ આવ્યો. અખબારી કાગળ અને તે પણ અમુક મર્યાદામાં વાપરવાની ફરમાયશ થઈ. એમાં 'કુમાર'ને ખૂબ સોષવું

પડ્યું. પાનાં ઘટી ગયાં, બીબાં ઝીણાં થઈ ગયાં, 'કુમાર'નાં પ્રસિદ્ધ અંગોને જેમતેમ કરીને નભાવવા માટે પણ નુસખા અજમાવવા પડ્યા. આટલું ઓછું હોય તેમ ઓછી આવક અને વધારે ખર્ચની, સાધનો અને કારીગરોની ટાંચની આફત જીરવવાની આવી. કેવળ ભાવના અને સંકલ્પશક્તિથી 'કુમાર' ટકી રહ્યું હતું. શુભસંકલ્પનું બળ કેવું પરિણામક હોય છે તે તો એની કારકિર્દી કહેવા લાગે તેમ છે.

પણ ૧૯૪૨થી એક બીજું, જેનું નામ પાડવું કઠણ છે એવું એક અદૃષ્ટ તત્ત્વ, જે સમગ્ર વાઙ્મય-પ્રવૃત્તિને દમે છે તે 'કુમાર'ને પણ દમતું રહ્યું છે. '૪૨ પછી દેશમાં, દેશના વ્યક્તિત્વને અને બાહ્ય રૂપને ઘડનારી પ્રચંડ ઘટનાઓ ઉપરાઉપરી બનતી રહી છે. ગંભીર, શાન્તિપ્રિય, ધર્મપૂત સંસ્કૃતિની વારસદાર પ્રજામાં પણ કેવી કરાલ સંહારશક્તિ ભરી પડેલી છે તેનું પારખું પણ '૪૨ પછી વિદેશી સરકારને અને પ્રજાનાયકોને મળતું રહ્યું છે. '૪૨ની લડત એ '૩૦ની લડત નહોતી. એમાં '૩૦ની મુગ્ધતા કે સૌજન્ય નહોતાં. એમાં રોષ હતો, તિરસ્કાર હતો, અધીરતા હતી, સર્જનનો નહીં પણ વિનાશનો ઉત્સાહ હતો. મારું ગમે તે થાય પણ તું તો નહીં જ, એ પ્રકારનો ગાંડો આવેશ એમાં પ્રવર્તી રહ્યો હતો. પ્રજાનાં મૂલ્યો અને મનોદશા એ આંદોલને પલટી નાખ્યાં. સૂક્ષ્મ વિચારશક્તિવાળા શું પુરસ્કારવું અને શું ન પુરસ્કારવું તેની વિમાસણમાં પડ્યા, ને જેમને નશો ચડ્યો તેમણે પૂરપાટ દોટ મૂકી. પરિણામે માનસિક અમૂંઝણ અને અકર્મણ્યતાથી પીડાતા સંવેદનશીલ સાહિત્યકારોએ ગાન થંભાવી દીધું ને જે બનતું હતું તેના મૂક પ્રેક્ષક થવાનું સ્વીકાર્યું. ન એ સ્વભાવ પલટીને મન મૂકીને આંદોલનને સાથ આપી શક્યા, ન એનાથી એ સર્વાંશે વેગળા રહી શક્યા.

ત્યાં આઝાદ સેનાની પ્રવૃત્તિની પ્રજાને જાણ થઈ, અને પ્રજામાં અકથ્ય ઉત્સાહ અને આત્મગૌરવનો ઊભરો આવ્યો. સૈનિકોનો બચાવ થયો. ગાંધીજીનું અનશન અને કાઈદે આઝમ ઝીણા સાથેની એમની મંત્રણાઓ પણ આવી ગઈ. દેશનેતાઓ છૂટ્યા અને પ્રજાશક્તિથી ડરી ગયેલી સરકાર સાથે સત્તાબદલાની વાટાઘાટો આરંભાઈ. એમાંથી કોમી રમખાણો સરજાયાં. જે હાણ યુદ્ધથી નહોતી થઈ તે આ રમખાણોથી થઈ. બ્રિટનનો પક્ષ યુદ્ધમાં તો જીત્યો પણ શાંતિમાં હાર્યો. આર્થિક દૃષ્ટિએ બ્રિટન તારાજ થઈ ગયું હતું અને વાસ્તવિક દૃષ્ટિએ જૂની ઢબે હિંદ ઉપર રાજ કરવા અસમર્થ હતું. બ્રિટનની પ્રજા પણ સામ્રાજ્યવાદી નીતિથી વાજ આવી ગઈ હતી. પરિણામે હિંદને ધાર્યા કરતાં પણ વહેલું સ્વરાજ મળ્યું. માત્ર દુર્લક્ષિત મુસ્લિમ લીગની અસહકારી મનોદશાને કારણે દેશના ભાગલા કરવા પડ્યા. છતાં ખંડિત તો યે સ્વરાજ્ય મળ્યું ને પ્રજાએ પરચક્રમાંથી મળેલી મુક્તિને ઊજવી પણ ખૂબ.

એ છતાં સંવેદનશીલ સર્જકોનાં હૃદયવારિ હાલ્યાં નહિ. કદાચ જગત આખામાં જે disillusionment (આદર્શો વિશેની અશ્રદ્ધા) વ્યાપી રહેલ છે તેમાંથી આપણો દેશ પણ મુક્ત નથી. સિસૃક્ષાને જે મુગ્ધતાની અપેક્ષા છે તે મુગ્ધતા જ ક્યાં છે? વાઙ્મય-પ્રવૃત્તિમાં જીવ આવતો નથી તેનું આ મુખ્ય કારણ છે. પરિણામે બીજાં સામયિકોની જેમ 'કુમાર'નો પણ કસ હવે ઓછો ઊતરે છે. આ પણ એક વિઘ્ન છે અને એને તરી જવા 'કુમાર' વ્યવહારમાં ખાનગી માલિકીનું મટી અર્ધજાહેર સંસ્થાનું રૂપ ધારણ કરે છે. અને તો ય એ તો જુદીજુદી વિચ્છિત્તિઓનાં પ્રગટ રૂપોની એક મિલનભૂમિ છે. એ શક્તિઓ પૂરી પ્રગટ થતી ન હોય તો ભૂમિ બાપડી કેટલું કરી શકે? છતાં 'કુમાર'નું સંપાદનકૌશલ એવું ને એવું જ આકર્ષક અને અસાધારણ રહ્યું છે. અનેક પ્રકારની આપત્તિઓ નડવા છતાં એના આયોજકોનો સંકલ્પ ડગ્યો નથી.

આનંદની બીજી વાત એ છે કે 'કુમાર'ની પ્રતિષ્ઠા અને ફેલાવામાં જરાયે ઓટ આવી નથી; બલ્કે ફેલાવો અઢીગણો થયો છે. દેશની પરિસ્થિતિ થાળે પડે, લોકહૈયાં સ્વસ્થતા પ્રાપ્ત કરે, વાઙ્મય-સર્જકોની આશા અને શ્રદ્ધા ફરીથી પુલકિત થાય અને સમૃદ્ધ આરોગ્યપૂર્ણ સુખી પ્રજાજીવનનો પ્રકાશ ચોમેર રેલાઈ રહે તે ધન્ય ઘડીની હવે રાહ જોવાની છે. એ આવતાં પહેલાં હજી ઘણું અપથ્ય વેઠવું પડે. સ્વરાજ્યપ્રાપ્તિ પછી પણ પ્રજાને ક્યાં નિરાંત મળી છે? સ્વરાજ્ય એના પોતાના પ્રશ્નો લઈને આવ્યું છે. હિંદ અને પાકિસ્તાન બંને રાજ્યોમાં લઘુમતીની કતલો, ધર્માન્તરો, સ્ત્રીઓનાં અપહરણો, લઘુમતીની હિજરતો, એ નિર્વાસિતોના પુનર્વસવાટના પ્રશ્નો, કાશ્મીરને મોરચે યુદ્ધ, એ બધું તો હતું જ. તેમાં પૂજ્ય મહાત્માજીની હત્યાની વ્યથા ઉમેરાઈ. પણ આ બધું થવા છતાં પ્રજાનું સંગઠન તૂટ્યું નથી, દેશની અર્થવ્યવસ્થા ભાંગી પડી નથી અને રાજ્ય ઉત્તરોત્તર સ્થિરતા પ્રાપ્ત કરતું જાય છે એ પણ એટલું જ નિશ્ચિત છે. દુનિયાભરમાં જે અસ્વસ્થતા, અવિશ્વાસ અને ભાવી પ્રલયની આશંકા છે તે દૂર ન થાય ત્યાં સુધી આપણે પણ સ્વસ્થ, સુખી અને આબાદ બની શકીએ નહીં. છતાં વિશ્વશાન્તિ સ્થાપવામાં હિંદના પ્રકૃતિગત ગુણો મદદરૂપ થઈ શકે તેમ છે એમાં તો શંકા જ નથી. પણ પ્રથમ હિંદ પોતાનું ઘર ગોઠવી રહે તે પછી જ એ બહારના પ્રશ્નો પર પોતાનો પ્રભાવ પાડી શકે. દેશવાસીઓને અન્નવસ્ત્રનાં સાંસાં પડે છે તે દૂર કરવાનાં છે; દેશવાસીઓની આશા અને શ્રદ્ધા પ્રદીપ્ત થાય એવા કાર્યક્રમની જરૂર છે; દેશવાસીઓના ચારિત્ર્યનો અભ્યુદય થાય એવી નૈતિક પુનર્ઘટના કરવાની પણ જરૂર છે. આ બધું થશે? થશે જ. આ દેશની સંસ્કૃતિનું ગુપ્ત ચૈતન્ય કાળે કાળે પ્રગટ થતું રહ્યું છે. એની શક્યતાઓ અપરંપાર છે. આ બધું નહીં થાય તો આપણું જીવન મરણ સમાન છે. એટલે જીવનની પરિભાષામાં જ આપણે વિચારવું રહે છે. આશા રાખીએ કે પચીસ પચીસ વર્ષ સુધી જેણે પોતાનું જીવન અખંડ ટકાવ્યું છે, અને તડકીછાંયડી જોવા છતાં જે કેવળ સંકલ્પબળે જીવતું અને પોતાનો મુદામય પ્રકાશ ફેલાવતું રહ્યું છે તે 'કુમાર' સ્વરાજ્યની કંઈક નિરાશ કરતી ને કંઈક આશા પ્રેરતી, અનેક પ્રકારના આમળા લેતી આજની અનિશ્ચિત પરિસ્થિતિમાં નવી પ્રજાને જીવનનાં નિશ્ચિત મૂલ્યો અધિકાધિક આગ્રહથી ને અંતરની શ્રદ્ધાથી પઢાવશે ને રાષ્ટ્રના ઉત્કર્ષમાં આપ્યો છે તેથી પણ અદકો ફાળો આપશે.



જેટલા મુખનો થવા ચાહે અરીસો અય પતીલ
તેટલા ટુકડા થવા દે જિન્દગીના જામના
—'પતીલ'

માધવરાવ પેશ્વાના વખતના પરાક્રમશીલ સેનાપતિ પરશુરામ ભાઉને હજામત કરાવતી વખતે અસ્રો વાગતાં તે હજામ પર ગુસ્સે થયા. હજામે ટોણો માર્યો: 'આટલો અસ્રો ખમાતો નથી તો લડાઇમાં તલવારના ઘા કેમ ઝીલશો?' પરશુરામ તે વખતે તો કંઈ જ ન બોલ્યા, પણ હજામત પૂરી થતાં ભાલો મંગાવી, પોતાનો પગ હજામના પગ પર મૂકી એવા જોરથી ભાલો માર્યો કે તે બંનેના પગમાં ખૂંચી ગયો! હજામ રાડારાડ કરવા માંડતાં ભાઉ શાંતિથી બોલ્યા: 'બૂમો શા માટે પાડે છે? ભાલો તો આપણા બનેના પગમાં પેઠો છે ને?'

કહેવતોના અર્થ: 'બૂવો નાળિયેર ફેંકે તે ઘર ભણી'—ગમે તે પ્રવૃત્તિ કરવામાં પણ પોતાના સ્વાર્થની ચેતરણ સાથોસાથ કરતા રહેવાની વૃત્તિ દર્શાવતી આ કહેવતનું દૃષ્ટાંત એવું છે કે કોઇનો વળગાડ ઉતારવાની ક્રિયાઓમાં દેવીને ભોગ આપવાનું જે નાળિયેર દિશાઓમાં ફેંકવાનું થાય તે ભૂવો પોતાના ઘરની દિશામાં જ ફેંકે જેથી તે સલામત પોતાને મળી રહે. એને મળતી બીજી કહેવત: 'જમાઇ હાથ,મેં ભણી જ વળે!'

અનેકાર્થી શબ્દ: ગાળો=સરકાવી જવાય એવું નાકું; ફાંસો; બૈરાંને પહેરવાનું કપડું; ઘરનો એક વિભાગ-ખંડ; દળણું ઓરવાનું ઘંટીનું મોં; ફેર કે વટાવ; પહોળાઇ અથવા પનો; બંગડી કે ચૂડીનો વ્યાસ; શરીરનો સાંધો; અમુક જગ્યા કે પ્રદેશ; મોટી ગાળી કે ખીણ; અમુક મોસમ;—દા. ત. કેરીગાળો.

નાનાં બાળકોની ઊનની ટોપીઓ ધોઇને સૂકવ્યા બાદ સંકોચાઈ જઈ બાળકને માથે બરાબર આવતી નથી. તે માટે તે ભીની હોય ત્યારે બાળકના માથા જેવડા રબરના ફુલાવેલા ફુગા પર ચડાવીને સૂકવવા મૂકવી, એટલે તેનો હમેશનો આકાર કાયમ રહેશે.

દાળ કે કઢીમાં નાખવા માટે કોઈ તેજાના ન હોય ત્યારે તેમાં ઊકળતી વખતે હળદરનાં પાન નાખવાથી તે તેજાનાની ગરજ સારશે. દક્ષિણ હિંદમાં તો તેનો ચાલુ વપરાશ છે.

એક શેર લોખંડમાંથી વાળ કરતાં પણ બારીક એવો ૨૦ માઇલ લાંબો તાર નીકળે.




જહાંગીરે સિક્કાઓમાં અવનવી છાપો દાખલ કરી. એ રંગીલા બાદશાહનો શરાબશૉખ તો જાણીતો છે. ઈસ્લામી શરીઅતમાં તો શરાબની બંધી ફરમાવેલી છે, છતાં તેણે તો હિંમતપૂર્વક પોતાની એક સોનામહોર ઉપર હાથમાં શરાબની પ્યાલી સાથેનું પોતાનું મહોરું કોતરાવ્યું હતું, જેની પાછલી બાજુએ સિંહ રાશિના સૂચક સિંહનું ચિત્ર સૂર્ય સાથે આલેખેલું છે.

શેરડીનો ઉદ્ભવ હિંદમાં થયેલો. છેક વેદો અને પુરાણોમાં તેના ઉલ્લેખો મળે છે. સિકંદર જ્યારે હિંદ પર ચડી આવેલો ત્યારે તેણે પહેલવહેલાં શેરડીનાં દર્શન કરેલાં. ચીનના શહેનશાહોને મોકલાતી વસ્તુઓમાં શેરડીનો સમાવેશ ખાસ થતો.

માછલી તેના સમસ્ત શરીરથી સ્વાદ લઈ શકે છે

ઑસ્ટ્રેલિયા શોધી કાઢનાર કૅપ્ટન કૂકે તેના કિનારે પગ મૂક્યો ત્યારે એક પ્રાણીનું શબ ત્યાં પડેલું જોયું. તેણે ત્યાંના આદિવાસીને તેનું નામ પૂછતાં પેલાએ જવાબ આપ્યો:'કાં-ગા-રૂ'; જેનો ખરો અર્થ તો એમ થતો હતો કે 'તમારું કહેલું હું સમજી શકતો નથી'. પણ એ શબ્દો જ એ પ્રાણીના નામ તરીકે લેખાઇને આજ સુધી વપરાય છે!



કૉફી વગેરે ઝીણા ભૂકાવાળા ડબામાંથી ચમચો ભરીને તે ભૂકો લેતાં ચમચા પર રાગ ચડીને મોટો ટેકરો થઈ જાય છે. આ માટે તે ડબામાં ઢાંકણાની નીચે આવતું પાતળું પડ માત્ર અરધું જ કાપીને, તે કપાંએલા ભાગ સાથે ચમચો ઘસીને લેવાથી નિશ્ચિત પ્રમાણમાં જ તે ભૂકો ચમચામાં, આવશે.



કલાકળિકા: આપણા રોજિંદા વ[…] છેક નાનામાં નાની ચીજ સુધી પણ[…] સની રસદૃષ્ટિ કલા યોજે છે તેના[…] રૂપ આ સૂડી ગ્વાલિયરની ઉત્કૃષ્ટ ક[…] છે. પૂનાના શ્રી ડી. જી. કેળકરે અ[…] વરસથી આવી કલાત્મક સૂડીઓ[…] સંગ્રહ કરી કરીને ૧૮૦ નમૂના એકઠા[…]

દરિયાના ખારા પાણીમાં પણ[…] પાણી મળી આવે છે. ઍમેઝોન નદીન[…] કારણે તેના મુખથી ૨૦૦ માઈલ દૂર[…] દરિયામાં મીઠું પાણી મળી શકે છે.[…] લિયાની પૂર્વ દિશામાં દરિયાની[…] મીઠા પાણીના ફુવારા નીકળે છે,[…] ઉપયોગ ખલાસીઓ પીવામાં કરે છે[…] સમુદ્રના ટાપુઓ પાસે તો દરિયાને[…] મીઠું પાણી મળી આવે છે અને ખલા[…] ડૂબકી મારીને ત્યાંથી લઇ આવે છે[…]

ગુજરાતમાં દર વર્ષે ૪૮,૩૪,૭૧૫[…] જમીનનું ખેડાણ થાય છે. પણ એ[…] માત્ર ૪૩,૪૬,૧૩૦ એકર જમીનમાં[…] પાક લેવામાં આવે છે. બાકીના ૪,૮૮[…] એકર પડતર રહે છે. (કૃષિવિદ્યા)

ચીનમાં જો કોઇ માણસ બીજાનો[…] બચાવે તો તે બચી ગએલો માણસ પે[…] પ્રાણરક્ષક પાસેથી આખો જન્મારો[…] પોષણ માગવાનો અધિકાર ધરાવે છે[…]

(ડિસેમ્બર ૧૯૪૮)




વાર્ષિક સાંકળિયું

વર્ષ-૨૫

જાન્યુઆરી-ડિસેમ્બર-૧૯૪૮

અંક ૨૮૯થી ૩૦૦

આવતી-કાલનાં નાગરિકો માટેનું આજનું અગ્રણી માસિક


## મુખ્ય ચિત્રો પૂર્ણરંગી



### એકરંગી, રેખાંકન વગેરે





### શિલ્પ-સ્થાપત્ય



### ફોટોગ્રાફો



### ટપાલની ટિકિટો



## કાવ્યો

## જીવનચરિત્રો

### ચરિત્રરેખા



### સ્વાતંત્ર્યના શહીદો



### માસમાસની વ્યક્તિવિશેષ



### પરિચય રેખા



## વાર્તા ને નાટિકા

### વાર્તાઓ



### નાટિકાઓ



## લેખો

### ઇતિહાસ-ભૂગોળ-પુરાતત્ત્વ



### વનસ્પતિ



### વિજ્ઞાન



### બીજા લેખો



### નાના લેખો